# તરૂણીના તરંગ

ઉર્ફે

# ચિતોડનું સૌંદર્ય

પ્રયોજક.

**ઈમામશાહ બાનવા.**

"કેટલાક લોકોની માન્યતા છે કે **ઔરંગઝેબ** તખ્ત ઉપર ન આવત તો મોગલવંશનો પણ કદાપિ નાશ ન થાત, પરંતુ સત્યત તો આ છે કે જો તેના પછી **ઔરંગઝેબ** જેવા બેજ માણસો ખુદા પરસ્ત, ઇન્સાફી અને સમય ઓળખનાર થયા હોત તો મોગલવંશની અસાધારણ ઉન્નતિ થાત"

"જ્યાં શાહજહાની આંખો બંધ થઇ કે લાલચુઓએ એવી જાળ પાથરી કે મોગલ રાજની ઇંટથી ઇંટ અલગ થઇ જશે, ભિન્ન ભિન્ન પ્રકારે નિર્દોષોના લોહી વહેશે, ઇસ્લામનું નામ બદનામ કરનાર શાહજાદા એશ આરામના હાથે વેચાઇ તેમુર અને ચંગીઝના નામને બટ્ટો લગાડશે. તેવું જણાતાં કુદરતના દિલમાં એક દર્દ પેદા થયું. ત્યાં **ઔરંગઝેબને** રેહમત બનાવી ઉભો કર્યો. ખુદાના ગઝબ વિરોધીઓના મકાનને બાળી ખાક કરી નાખ્યો. બાહ્ય આંખો આજ ધોકામાં રહી કે **ઔરંગઝેબે** પોતાના ભાઇઓને કતલ કરી નાખ્યા."

પંડિત વસિષ્ઠપ્રસાદ દિક્ષિત બી. એ.
દયાલસિંગ હાઇસ્કુલ–લાહોર

પ્રકાશક–

**બાનવા બુકડીપો.**

કુટની સરીલ. કાલુપુર. અમદાવાદ

પ્રથમાવૃતિ. પ્રત. ૧૦૦૦

ઇ. સ. ૧૯૩૦ ] [ હી. સ. ૧૩૪૮

કીંમત રૂ. ૧–૮–૦ પોસ્ટેજ અલગ.

અમદાવાદ—પાનકોરના નાકે
મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

જ૪૯૮૨

# પ્રસ્તાવના

શહેનશાહ ઔરંગઝેબના સમયની આ એક નાવેલ છે. આ એક એવો બાદશાહ છે કે જેને બદનામ કરવામાં કોઇ પણ પ્રકારની કસર રાખવામાં આવી નથી. તેની સાબેતીમાં શહેનશાહ ઔરંગઝેબના સંબંધમાં જેટલા નોવેલો ગુજરાતી ભાષામાં જોવામાં આવશે તેટલા ન કોઇ ઇસ્લામી બાદશાહના કે ન કોઇ હિંદુ રાજા મહારાજાના જોવામાં આવશે, આનું કારણ શું હોવું જોઇએ ? તે પ્રશ્નનો પહેલાં ઉત્તર આપવાની ખાસ આવશ્યક્તા છે.

યુરોપિયન ઇતિહાસકારોએ હિંદુસ્તાનનો ઇતિહાસ લખવાના સંબંધમાં અમુક નિયમો નક્કી કરી લીધેલા છે; આ નિયમોમાં એક આ પણ નિયમ (કાયદો) છે કે જો તેમના જાણવામાં આવી જાય કે હિંદુસ્તાનનો અમુક બાદશાહ શરેઅનો પાબંદ છે, તો પછી તેના અવગુણો ગણાવવામાં તથા મનઘડિત નહિ બનેલા બનાવો, ભૂલો, વાંક વગેરે તેના નામ સાથે જોડી દેવામાં ઘણી ચાલાકી સાથે તેની રચના ઘડી નાંખે છે. તેઓ આ વાત કદાપિ પણ પસંદ કરતા નથી કે કોઇપણ સાચો મુસલમાન બાદશાહ, અને શરેઅનો પાબંદ સુલતાન ફતેહમંદ તરીકે ગણાય; તેમની આ હોંશિયારીનો આ એક સાચો નમુનો છે કે જે બાદશાહ નિષ્ફળ નીવડ્યો હોય તો તેને પાબંદ-શરેઅ, ધાર્મિક સાબિત કરે છે: અને તેની નિષ્ફળતાનું કારણ પાબંદશરેઅ અને ધર્મ મૂકે છે. જોકે શહેનશાહ ઔરંગઝેબ એક ફત્તેહમંદ બાદશાહ થઇ ગયો; પણ તે એક સાચો મુસલમાન હતો, માટે યુરોપિયન ઇતિહાસકારોએ તેના નામ સાથે ન છાજતા આક્ષેપોની હારમાળા જડવામાં પોતાની ચાલાકી ને હોંશિયારીનો એવા એવા પ્રકારે ઉપયોગ કર્યો છે કે કેટલાક બુદ્ધિહિણ તથા જેમનામાં ઐતિહાસિક તુલના કરવાની શક્તિ નથી, તેઓ ને ચાલાકોના આબાદ શિકાર બની ગયા છે. અને આજ કારણે કેટલાક વિદ્વાનમાં ખપવા શહેનશાહ ઔરંગઝેબને ખરાબ ચિતરવામાં પોતપોતાના ફલદ્રુપ ભેજાના ફળો જગતની આગળ મુકયા છે.

આ ચાલાક ઇતિહાસકારોએ શહેનશાહ ઔરંગઝેબના સબંધમાં જે આક્ષેપો ઘડી કાઢયા છે, તે સર્વનો અત્રે વર્ણન કે ઉત્તર આપવાની આવશ્યક્તા જોતો નથી; કારણ જો ખુદાની કૃપા છે તો દરેક આક્ષેપોના સંબંધમાં નોવેલોજ લખી વાચકોની સેવામાં મૂકવાની અભિલાષા રાખું છું.

આવા ભુલ ભરેલા ઇતિહાસોના આધારે તથા હિંદુ મુસ્લિમ કોમ વચ્ચે ઝેર વહેર પસાર કરવાના કારણે કેટલાક લેખકો સત્ય વાતને વિસારી મુકી માત્ર ઇસ્લામ અને ઇસ્લામી બાદશાહોને નિંદવા તથા હિંદુ રાજા એટલે ઇંદ્રદેવ સમાન અને મુસલમાન બાદશાહ એટલે રાક્ષસ !!! સર્વે ગુણસંપાદક હિંદુઓ અને અવગુણના ભંડાર એટલે મુસલમાન !!! આવાજ હેતુઓ સિદ્ધ કરવા ! અથવા હિંદુ કોમને ભડકાવી મુકી ઝેરવેર વધારવાજ માટે સત્યને બાજુએ મુકી અસત્યના પાયા ઉપર ઇમારત પરિણામે રચી શહેનશાહ ઔરંગઝેબના સંબંધમાં આવા કારણે વધુ પ્રમાણમાં નોવેલો લખેલી જોવામાં આવે છે.

અફસોસ તો આ વાતનો છે કે આપણાં બાળકોને પણ ઇતિહાસના નામે ખોટું જ્ઞાન આપવામાં આવે છે. સ્કુલો તથા કોલેજોમાં ચાલતા ઇતિહાસો શું સાચા છે ? તે ઇતિહાસોમાં શું શિખવવામાં આવે છે. તેના ઉપર કોઇએ પણ વિચાર કર્યો છે ? પહેલાંથી લઇ હમણાં સુધી હિંદુ મુસ્લિમ સંપના માટે ભોગો આપનારાઓ પરિણામમાં નિષ્ફળ નિવડયા છે ! પણ તેઓ આજ પ્રકરણમાં કાંઇ કરી બતાવત તો તેમનો માર્ગ ઘણોજ સુગમ તથા સરળ બની જાત.

કહેવામાં આવે છે કે ઔરંગઝેબથી સર્વે હિંદુઓ નારાજ હતા. જેના સંબંધી લેનપોલ સાહેબ લખે છે કે—

"તેજ રજપુત કોમ જે ઔરંગઝેબના સમય પહેલાં મોગલ રાજ્યનો જમણો હાથ હતી, ને હવે એવી વિખુટી પડી ગઇ છે કે તેનું મળવું મુશ્કેલ છે. જ્યાં સુધી અકબર બાદશાહ ગાદી ઉપર રહ્યો, ત્યાં સુધી તેની તાબેદારીમાં હીમાયત અને હીફાઝતમાં એક આંગળી પણ આડી હલાવવી યોગ્ય ધારી નહિ."

આ આક્ષેપની સાબેતીમાં લેનપોલ સાહેબ લખે છે કે—

ઇ. સ. ૧૬૬૮ માં ઔરંગઝેબના સહુથી વધુ મિત્રતા ધરાવનાર અને સર્વેથી વધુ બળવાન રજપુત રાજા જયસિંગ મરણ પામ્યો બીજો નામાંકિત રાજા જનરલ જશવંતસિંગ કાબુલમાં ગવર્નર હતો. તેના મરણના દિવસે પાસે આવી ગયા હતા. છેવટે ઔરંગઝેબ સ્વતંત્ર થઇ ગયો અને હિંદુઓની પાયમાલીના જોહર જે સાચા મુસલમાનનો હેતુ હોવા જોઇએ તે ધારણ કર્યા. હમણાં સુધી હિંદુઓને સતાવવામાં આવ્યા નહોતા; ન કોઇ ધાર્મિક બાબતમાં આડખેલ ઉભી કરવામાં આવી હતી, પરંતુ આમાં તો શંકા નથી કે ઔરંગઝેબ પોતાના ઇસ્લામી જોશને દિલમાં ને દિલમાં ઉછેરી રહ્યો હતો; કે તે કાફરોને નુકશાન પહોંચાડે. એવું માલમ પડે છે કે ઇ. સ. ૧૬૬૯ માં

ઔરંગઝેબે એક મુર્ખતામય કામ જસવંતસિંગના સંબંધમાં કર્યું ને તેના બન્ને બાળકોને કેળવણી માટે દિલ્હી બોલાવવામાં આવ્યા. આમાં તો શંકા નથી કે તે બાળકોને ત્યાં મુસલમાન બનાવી લેવામાં આવત. રજપુતોએ તેનો અમલ કર્યો નહિ, અને જ્યારે રજપુતોએ સાંભળ્યું કે ઔરંગઝેબે તેજ ઈસ્લામી ટેક્ષ જઝીયા ચાલુ કર્યો છે ત્યારે તેમના ક્રોધની હદ રહી નહિ."

આ છે યુરોપિયન ઇતિહાસકારનું જ્ઞાન ! જેમાં એક વાત જુઠી સાબિત કરવા જતાં જેથી વધુ અસત્ય ઉમેરવામાં આવે છે. તેવું આના સંબંધમાં પણ છે. ઉત્તર આપનાર એક અસત્યવાદનો ઉત્તર આપે કે અન્ય અસત્ય સામાં તરી આવે છે; આ લખાણમાં ધાર્મિક તથા પોલિટિકલ બન્ને વાતો સમાયલી છે; માટે પહેલાં પોલિટિકલ જોઇએ.

તે સમયમાં રજપુતોના જયપુર, જોધપુર અને ઉદેપુર વધુ બળવાન રાજાઓ હતા. તેમાં જયપુર અને જોધપુરના રાજાઓતો તાબે થઇ ગયા હતા, પણ ઉદેપુરની એવી સ્થિતિ હતી કે જ્યારે ચઢાઇ થતી ત્યારે તેનું મસ્તક નમી જતું, પણ જ્યારે સલાહ થતાં પાછા વળતાં ત્યારે પાછું તેનું મસ્તક ઉંચું થઇ જતું. શાહજહાંના સમય સુધી આમ ચાલ્યું. ઔરંગઝેબ જ્યારે બાપને મળવા જવા લાગ્યો ત્યારે જશવંતસિંગે માર્ગમાં તેને અટકાવવા નકામો પ્રયત્ન કર્યો હતો. ઔરંગઝેબે જ્યારે ચિતોડ ઉપર ચઢાઇ કરી તેની એક વર્ષ પહેલાં તેણે માફી માંગી લઇ તાબેદારી કબુલ કરી લીધી હતી. શુજા સાથે જ્યારે યુદ્ધ થયું ત્યારે જશવંતસિંગને તેની સામાં મોકલ્યો હતો, પણ દગલબાઝ જશવંતસિંગ યુદ્ધના સમયે રાત્રિના છેલ્લા વિભાગમાં પોતાના સર્વે સૈન્ય સાથે શુજાને જઇ મળ્યો. સાથે કેટલીક સામગ્રી પણ સાથે લઇ ગયો; આથી એવી છિન્ન ભિન્ન સ્થિતિ થઇ કે ઔરંગઝેબના લશ્કરમાંથી અર્ધો માણસો શુજાથી મળી ગયા; પણ બહાદુર ઔરંગઝેબ હિમત ના હાર્યો. પરિણામમાં શુજાની હાર થતાં, જશવંતસિંગ કોઇ પણ ઠેકાણો ન રહ્યો ત્યારે માફી માંગી, અને શરમના લીધે મુખ સંતાડતો હતો, પણ ઉદાર દિલે ઔરંગઝેબે તેનો વાંક માફ કરી અમદાવાદનો સુબો બનાવ્યો. એટલુંજ નહિ પણ દરેક વખતે તેને ભરોસાદાર અને વિશ્વાસપાત્ર કામો સોંપવામાં આવતા. તે ત્યાં સુધી કે દક્ષિણમાં શિવાજીનો મુકાબલો કરવા પણ તેને મોકલવામાં આવ્યો; પણ આ મહાશય ત્યાં પણ સીધા રહ્યા નહિ. એલ્ફિન્સ્ટન સાહેબ તે સંબંધી લખે છે કે—

"રાજા જશવંતસિંગ શાહઝાદા આઝમ ઉપર પુર્ણ કાબુ ધરાવતો હતો; અને હિંદુઓનું વધુ ભલું ચાહનાર હતો. તે ઉપરાંત તે લોકોની આ પણ માન્યતા હતી કે તે લોભી થતા લાલચુ છે. રૂપીયા જોતા તે વાત માની જાય છે; અર્થાત આજ લાલચ લાંચ આપી શિવાજીએ તેને પોતાનો મિત્ર બનાવ્યો."

જશવંતસિંગ આટલા ઉપરજ પોતાની મહત્તા પુર્ણ ન કરતાં બુંદીના રાજા રાવ ભાવસિંગ જે સેહઝારીના હોદ્દા ઉપર હતો, જે આ યુદ્ધમાં તેની સાથે હતો, તે જ્યારે આવી નિમકહરામી કરવા ના પાડી ત્યારે તેની બેન (જશવંતસિંગની[1] સ્ત્રી) ને બોલાવી. તેને નિમકહરામ બનવા ઘણું કર્યું, પણ તેણે તે વાત કબુલ કરી નહિ. આ નિમકહરામીપણાંની માફી માંગતા ઉદાર બાદશાહે માફી આપી કાબુલનો સરદાર બનાવી મોકલ્યો. ત્યાં તે મરણને શરણ થયો.

જ્યારે જશવંતસિંગ મરણ પામ્યો, ત્યારે તેને કોઇપણ ઓલાદ ન હતી. પણ તેના પ્રતિનિધિઓએ શહેનશાને ખબર આપી કે તેની બન્ને સ્ત્રીઓ સગર્ભા છે. અને લાહોર આવી રિપોર્ટ કર્યો કે તેની બન્ને સ્ત્રીઓને બે પુત્ર ઉત્પન્ન થયા છે. માટે તેમને હોદ્દો, જાગીર અને ખિતાબ આપવામાં આવે. ઔરંગઝેબે તે કબુલ કર્યું સાથે લખ્યું કે બન્નેને દરબારમાં મોકલી આપો. કારણ જ્યારે તેઓ ઉમર લાયક થશે ત્યારે તમને ખિતાબ વગેરે આપવામાં આવશે.[2]

તે સમયમાં એવો રિવાજ હતો, કે જ્યારે કોઇ મોટો હોદ્દો ધરાવનાર પોતાના નાના બાળકોને મુકી મરી જતો, ત્યારે તેના બાળકોને દિલ્લીમાં બોલાવી કેળવણી આપવામાં આવતી હતી. અને તેમની સાથે શાહજાદાઓ પ્રમાણે વર્તણુંક રાખવામાં આવતી હતી. આ નિયમાનુસાર ઔરંગઝેબે જશવંતસિંગના બાળકોની માંગણી કરીહતી; પરંતુ જશવંતસિંગ અણછાજતી ચાલનો રંગ તેના હાથ નીચેના માણસો ઉપર પણ આવી ગયો હતો. અર્થાત તેમણે શાહી હુકમની વાટ પણ જોયા વગર દિલ્લી તરફ રવાના થયા. અટક આગળ રાહદારીનો પરવાનો માંગવામાં આવ્યો કારણે અટક આગળથી કોઇને પણ પરવાના વગર જવા આવવાનો અખ્તેયાર નોહતો, પણ તે લોકોએ તેની દરકાર ના કરતાં સામાં થયાં અને તેમાં કેટલાક શરહદી માણસોની કતલ ચલાવી નદી પાર ઉતરી દિલ્લી આવ્યા; તેમના આ કાયદા વિરૂધ આચરણના કારણે ઔરંગઝેબે તેમને દિલ્લી બહાર થોભવા હુકમ કર્યો.

---

૧ વધુમાં જુવો. મયાસરૂલ ઉમરા ભા. ૩ જો.
૨ મઆસરે આલમ ગીરી.

તથા તેમને નજરબંધ તરીકે રાખવા કોટવાલને હુકમ કર્યો. કેટલાક દિવસ પછી તેમણે પોતાના દેશ જવા અરજી કરી કે તરત ઔરંગઝેબે તેમને રજા આપી પણ આ દગલબાજોએ દગો કરી જયવંતસિંગના પુત્રોને લઇ બનાવટી અન્ય બાળકો મુકી ચાલ્યા ગયા.[૩]

જશવંતના બાળકોને લઇ જ્યારે તેઓ જોધપુર પહોંચ્યા અને ઉદેપુરના મહારાજાએ તેને પોતાના આસરે લઇ લીધા. ત્યારે ઔરંગઝેબે ફરમાન મોકલ્યું કે બાગીઓને મદદ કરવાનું મુકીદો, અને જશવંતસિંગના બાળકોને મોકલી આપો. રાણાએ ન માન્યું. આથી ઔરંગઝેબે જોધપુર ઉપર ચઢાઇ કરી જેથી રાણાએ તાબેદારી કબુલ કરવા સાથે કરાર કર્યો કે તે જશવંતસિંગના પુત્રોને મોકલી આપશે. પણ રાણાએ પોતાનો કરાર પાળ્યો નહિ. ત્યારે પોતાના નાના પુત્ર અકબરને વિશ્વાસઘાતની શિક્ષા કરવા મોકલ્યો, ત્યારે અકબરને લાલચો આપી ફસાવી પોતાના પક્ષમાં લઇ લીધો. છેવટે ઔરંગઝેબ પોતે ગયા, અને તે વચનભંગોને હરાવ્યા.

લેનપોલ સાહેબે રજપુતોનું નારાજ થવાનું આ પણ કારણ બતાવ્યું છે કે તે જશવંતસિંગના બાળકોને મુસલમાન બનાવી લેત. પરંતુ ઔરંગઝેબે શિવાજીના પૌત્ર શાહુ જ્યારે તેની પાસે આવ્યો ત્યારે તેની વય સાતવર્ષની હતી. ઔરંગઝેબે તેને પોતાનીજ દેખરેખ નીચે રાખ્યો હતો. શાહી ખેમાં (તંબુ) નજદીકજ તેનો ખેમો રાખવામાં આવતો હતો. તેને હફ્ત હઝારીનો મુનસફ, ખિતાબ, નોબત તથા નિશાન આપવામાં આવ્યા હતા; અને છેવટ સુધી આવાજ પ્રકારની વર્તણુંક રાખવામાં આવી હતી. એને કેમ મુસલમાન બનાવવામાં ન આવ્યો? જશવંતસિંગ કરતાં તો શિવાજીની ઓલાદને તો વધુ જુલમ તથા સખ્તાઇની આવશ્યકતા હતી. પણ એવું કાંઇ પણ હતુંજ નહિ. ધાર્મિક બાબતમાં કોઇના ઉપર પણ જુલમ કરવામાં આવતોજ નહિ.

આ બનાવ અત્રે સાદા રૂપમાં મુકવામાં આવ્યો છે. હવે આ પ્રશ્નો જુવો અને તેને ઉકેલો.

(૧) શું ઔરંગઝેબે કોઇ પણ રજપુત રાજ્યના સંબંધમાં અયોગ્ય વર્તણુંક રાખી હતી, કે જેના માટે તેઓ બળવાખોરબની ગયા.

(૨) શું ઔરંગઝેબ રજપુતોને તાબે નહોતો કરી શક્યો.

(૩) શું રજપુતો આ બનાવ પછી ઔરંગઝેબથી બીલકુલ અલગ થઇ ગયા હતા.

યુરોપિયન ઇતિહાસકારો લખે છે કે "ઔરંગઝેબે રજપુતોને બળવો કરવા લાચાર બનાવ્યા હતા." તેમાં કેટલું સત્ય સમાયલું છે,

---

૩ વધુ માટે જુવો ખાફીખાન.

તે વાચક સહેજ કલ્પી શકે છે. જો કે આના સંબંધમાં હજુ પણ લખી શકાય તેમ છે; પરંતુ ભવિષ્ય ઉપર તે મુલતવી રાખવામાં આવે છે.

શહેનશાહ **ઔરંગઝેબ** ઉપર કેટલાક યુરોપિયન ઇતિહાસકારો આક્ષેપ મુકે છે કે તેણે પોતાના રાજ્યમાં હિંદુઓને નહિ રાખવા હુકમ કર્યો હતો, અને તે આધારે કેટલાક ઐતિહાસિકાંધો તેને સાચું માની બેઠા છે, પણ તે વાત અસત્ય છે. સત્ય રીતે તો **ઔરંગઝેબ**ના સમયમાં હિંદુઓ મોટા મોટા હોદ્દા ઉપર હતા. હિંદુ મુસલમાનમાં કોઇ પણ જાતનો ભિન્નભાવ નોહોતો. ડૉ. બરનીયર[૪] પોતાના સફરનામામાં લખે છે કે—

"મોગલ બાદશાહો જો કે મુસલમાન હતા, અને મૂર્તિપૂજકોના ધર્મથી જુદા ધર્મના હતા, તો પણ ઘણાં રાજાઓને પોતાની નોકરીમાં સાથે રાખે છે. તેમની સાથે એવાજ પ્રકારની વર્તણુંક રાખવામાં આવે છે કે જેવી પોતાના મુસલમાનો સાથે રાખવામાં આવે છે. મુસલમાનો પ્રમાણે તેમને પણ સૈન્યમાં હોદ્દા તથા સરદારો બનાવવામાં આવે છે."

પ્રોફેસર આર્નોલ્ડ "પ્રિચિંગ ઓફ ઇસ્લામ"માં લખે છે કે—

"આલમગીરને કોઇ માણસે અરજી આપી કે બે પારસી નોકરો પગાર વેંહચે છે. તેઓ અગ્નિપૂજક છે; માટે તેમને દુર કરી કોઇ યોગ્ય મુસલમાનોને તેમની જગ્યાએ નીમવામાં આવે. કારણ કુરઆને શરીફમાં છે કે "હે ઇમાનવાલા! મારા અને પોતાના શત્રુઓને મિત્ર ન બનાવો." ત્યારે **ઔરંગઝેબે** તે અરજીના ઉત્તરમાં લખ્યું કે ધર્મની કોઇ પણ દુનિયાના કામોમાં દખલગીરી નથી, અને તે લખાણના ટેકામાં કુરઆને શરીફની આ આયત લખી કે "તમને તમારૂં દીન અને હમોને હમારૂં દીન" બાદશાહે આ પણ લખ્યું કે જે આયત અરજી આપનારે લખી છે. જો તેજ આયત ઉપર આ રાજ્યનો અમલ હોત તો યોગ્ય હતું કે અમો આ દેશના સર્વે રાજાઓ તથા પ્રજાનો નાશ કરત, પણ તે બનીજ કેમ શકે. રાજ્યની નોકરીઓ દરેકને તેમની લાયકાત પ્રમાણેજ આપવામાં આવે છે. અને આપવામાં આવશે. અન્ય કોઈ પણ લાગવગ ચાલી શકશે નહિ."

અત્રે માત્ર **અકબર**, **જહાંગીર**, **શાહજહાં** અને **ઔરંગઝેબ** સમયના હિંદુ અમલદારોનું લીષ્ટ આપું છું. કે ત્યાર પછી **જઝીયા**

---

૪ સફરનામા ડૉ. બરનીયર. ભાગ. ૧ લો પૃ. ૭૬

સંબંધ લખી પ્રસ્તાવના પુર્ણ કરીશ. મુન્સફદાર હોદ્દેદારોનું લીષ્ટ ઘણું લાંબુ હોવાથી મુકી દેવામાં આવ્યું છે; એટલુંજ નહિ પણ સાથે નાના અમલદારોનું લીષ્ટ પણ મુકી દેવામાં આવ્યું છે.

| સમય | અકબર | જહાંગીર | શાહજહાં | ઔરંગઝેબ |
|---|---|---|---|---|
| હફ્તહઝારી | ૧ | ૧ | ૨ | ૩ |
| શશ હઝારી | ૦ | ૦ | ૦ | ૨ |
| પંચ હઝારી | ૪ | ૮ | ૧૧ | ૯ |
| જહાર હઝારી | ૪ | ૭ | ૮ | ૪ |
| સી હઝારી વ પાંચસદી | ૦ | ૨ | ૨ | ૨ |
| સી. હઝારી | ૧ | ૫ | ૧૯ | ૧૮ |
| દોહઝાર વ પાંચ સદી | ૦ | ૨ | ૩ | ૭ |
| દો હઝારી | ૭ | ૯ | ૧૭ | ૧૦ |
| હઝાર વ પાંચ સદી | ૦ | ૧૧ | ૨૧ | ૬ |
| હઝારી | ૮ | ૧ | ૨૯ | ૬ |
| કુલ. | ૨૫ | ૪૬ | ૧૧૨ | ૬૭ |

આ લીસ્ટ સંબંધમાં આ વાત ધ્યાન બહાર ન થવી જોઇએ કે અકબર અને શાહજહાંના સમયના હિંદુ ઉમરાવોનું લીસ્ટ આઇને અકબરી અને બાદશાહનામામાં મોજુદ છે, પરંતુ જહાંગીર અને ઔરંગઝેબના સમયનું એવું તૈયાર લીષ્ટ નથી. જુદા જુદા પ્રતિહાસોમાં તેનું વર્ણન છે, અને સંપૂર્ણ લીષ્ટ બનાવવું તેના માટે સમયની ખાસ આવશ્યકતા છે. સંપૂર્ણ લીસ્ટ તૈયાર થયે અન્ય કોઈ નોવેલમાં આપીશ.

કેટલાક ઐતિહાસિકાંધો જઝીયાને ધાર્મિક ટેક્ષ માને છે, અને મનાવે છે, પણ તે ધાર્મિક ટેક્ષ નહિ, પણ લશ્કરી ટેક્ષ હતો; તાજુબીતો આ વાતની છે કે એ ઐતિહાસિકાંધો આવું પણ લખતાં શરમાતા નથી કે તે ટેક્ષ એટલો બધો મોટો હતો કે ગેર મુસ્લિમો મુસલમાન થવાનું કબુલ કરી લેતા હતા. આના સંબંધમાં શમશુલ ઉલ્મા મોલાના મોહમદ શિબ્લીએ એક બુક લખી છે. તેમાંથી ટુંક રૂપમાં અત્રે માત્ર ઉતારો બસ છે.

જઝીયા શબ્દ ગઝીયા ઉપરથી બનેલો છે; અને તેનો અર્થ વેરો થાય છે અને તે ગેરમુસ્લિમો પાસેથી લેવામાં આવતો હતો; કારણ તેમને લશ્કરી નોકરીમાંથી મુકત ગણાવામાં આવતા હતા, પણ મુસલમાનો પાસેથી એટલા માટે લેવામાં આવતો નહતો કે તે ગમે ત્યારે રાજ્યની મરજી થાય ત્યારે સૈન્યમાં જોડાવવા બંધાયલા હતા; અને આ ટેક્ષના બદલામાં તેમનું રક્ષણ કરવામાં આવતું. તેમના રક્ષણના ખર્ચમાં તે નાણું વપરાતું હતું.

આ સૈનિક ટેક્ષ વધુમાં વધુ છો રૂપીયા અને ઓછામાં ઓછું ત્રણ રૂપીયા હતું, અને તે એક વર્ષ માટે વસુલ કરવામાં આવતું હતો. પરંતુ કોઇ ખાસ ખાસ પ્રસંગે વાર્ષિક વીસ રૂપીયા લેવામાં આવતા હતું; પરંતુ આ ટેક્ષમાંથી વીસ વર્ષથી ઓછી વયના અને પચાસ વર્ષથી વધુ વયના તથા સ્ત્રીઓ, ગરીબ, બેકાર, આંધળા, ગાંડા, દેવાદાર વગેરેને મુક્ત રાખવામાં આવતા હતા. હવે આવા હલકા ટેક્ષના કારણે જગતમાં કોઇપણ લાચારીએ મુસલમાન થાય તે કેવી રીતે માની શકાય.

અત્રે આ વાત પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે જેવી રીતે આ ફોજી ટેક્ષ જેમ ગેરમુસ્લિમો પાસેથી લેવામાં આવતો હતો, તેવોજ મુસલમાનો પાસેથી ઝકાત તથા અશર નામે ટેક્ષ મોટી સંખ્યામાં વસુલ કરવામાં આવતો હતો.

પરંતુ જો કોઇ ગેરમુસ્લિમ સૈન્યમાં રહેવા ખુશી બતાવતા તો તેમની પાસેથી આ ફોજી ટેક્ષ લેવામાં આવતો નોહતો. ઔરંગઝેબના સમયમાં સતનારાયણી પંથના અને બીજા હિંદુઓએ તુફાન મચાવવાથી બીજા હિંદુઓનું રક્ષણ કરવા આ ટેક્ષ ચાલુ કરવામાં આવ્યો હતો. આ ટેક્ષ જ્યારે ચાલુ થયો ત્યારે ઔરંગઝેબને ગાદીએ આવે બાવીશમું વર્ષ હતું.

અર્થાત રજપુતાનાના સર્વે હિંદુ રાજાઓ સૈન્યની સેવા બજાવતા, અને લશ્કરમાં જોગયલા હતા. તેઓ પાસેથી જઝીયા લેવામાં આવતો નહતો. માત્ર ઉદેપુરનો રાણો સૈન્યની સેવા બજાવતો નહિ, તેથી તેની પાસેથી જઝીયા લેવામાં આવતો અને આ વેરા પેટે તેણે પોતાના બે પરગણાં નામે માંડળપુર અને બદરપુર બાદશાહને હવાલે કર્યા હતા.

આ હતી વ્યસ્તુસ્થિતિ. તેના ઉપર ઐતિહાસિકાંધો જઝીયાનું નામ લઇ હિંદમાં ઝેરવહેર વધારે છે; તે હિંદના હત્ય ભાગ્ય નહિ તો અન્ય શું કહી શકાય.

આ નોવેલ હું જે ઇસ્લામી આલમની સેવામાં મુકી રહ્યો છું, તેનું ખાસ કારણ તો મે. જનાબ **નિઝામુદ્દીન કુરેશી.** એડીટર **દીન** છે; તે હું અંતકરણ પુર્વક કબુલ કરૂં છું; કારણ જો તેઓ મને આ માર્ગે વિચરવા ન પ્રેરતતો હું આ નોવેલ લખી શકત કે કેમ ? તેની મને હમણાં સુધી શંકા છે, આના માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

છેવટે આ માર્ગમાં આ મારો પહેલ વહેલો કદમ છે. પહેલ વહેલીજ નોવેલ વાચકોની સેવામાં મુકું છું; આથી તેમાં વખતે કેટલીક ભુલો જોવામાં આવશે. પ્રુફ તપાસવામાં પણ ઓછા પણું માલમ પડશે; જો તેમ થાય તો તે માટે હું મારા વાંચક બંધુઓ પાસે તેટલી ક્ષમા માંગુ તો આશા છે કે તેઓ પોતાની દરિયા દિલીજ દર્શાવશે. વધુ શું ઇચ્છું.

તા. ૧–૧–૩૦.
અમદાવાદ. } ઇમામશાહ બાનવા.



# અનુક્રમણિકા.



## કોમી સેવા.

મુસ્લિમ ગૌરવ ગ્રંથ માળાના તમો કાયમના ગ્રાહક બનો, અને તમારા દરેક મિત્રને બનાવો; કારણ તેમાં તમારી કોમી સેવા સમાયલી છે. અર્થાત પોતાની કોમને સાચો, ઉત્તમ તથા ઉન્નતિ કરનાર સાહિત્ય આપવો, અપાવવો તથા ઉત્તેજન્ન આપવામાંજ કોમની એક ઉત્તમ સેવા છે. જુવો ૫-૨૧૮

# સાચો કોમી સેવક



**ઇસ્માઇલ ગાંધી.**

કે જે—

પોતાનું આખું જીવન માત્ર કોમનીજ સેવામાં અર્પણ કરેલ
છે; અને જેને નામના કે વાહવા બોલાવવાની પણ
અભિલાષા નથી, સાથે પોતાની કોમી સેવક તરીકેની
ટુંક જીવનરેખા પણ દોરવા ના પાડે છે. તેવા
મારા એક મિત્રને મારી આ
નોવેલ સપ્રેમ

**અર્પણ કરૂં છું.**

ઈમામશાહ બાનવા.

# તરૂણીના તરંગ

## કિંવા

# ચિતોડનું સૌંદર્ય.

### આલમગીરના સમયની એક ઐતિહાસિક વાર્તા.

## પ્રકરણ ૧ લું.

### શિકારી કે શિકાર !

રાજપુતાના એક બહાદુર કોમનો દેશ ગણાય છે. બહાદુરીનો ઇલકાબ મનુ મહારાજના સમયથી રજપુતોને મળ્યો છે. બહાદુરીને સર્વે કોઇ ચાહે છે. બહાદુર પ્રત્યે સર્વનો પૂજ્યભાવ ઉદ્ભવે છે. જેથી બહાદુર રજપુતોના સંબંધમાં પૂજ્ય ભાવ ઉદ્ભવે તો તે સ્વાભાવિક છે. બહાદુરી મનુષ્યનો ઉત્તમ શૃંગાર છે; તે કોણ નથી જાણતું !

રાજપુતાના એક પહાડી પ્રદેશ છે. ત્યાં રજપુતોનો વાસ છે; તે લોકો પોતાની બહાદુરીના જોહર હરપળે દેખાડવા તત્પર રહે છે. યુદ્ધના સમયમાં તેઓ બહાદુરી બતાવવા અને બહાદુર બની રહેવા જેટલું કરે તેટલું ઓછું ગણાય, પણ શાન્તિના સમયમાં પણ તેઓ પોતાની શક્તિ ભોળી ન પડી જાય, તેટલા માટે ખાસ કાળજી રાખતા હતા. શાન્તિના સમયમાં બહાદુરીનો દાખલો આપણને તેમનો શિકાર રમવાનો રિવાજ પુરો પાડે છે. હાલના સમયમાં જેમ બખ્તર બાંધી પોતાની જાતનું સંપૂર્ણ પણે રક્ષણ કરી પછીજ શિકાર રમવામાં આવે છે, અને બહાદુરીનો શિરપાવ છીનવી લેવામાં આવે છે, તેમ પહેલાના સમયમાં શિકાર રમાતો નોહોતો. સત્ય રીતે તે વખતના શિકાર સાથે હાલના સમયના શિકારનો મુકાબલો કરવામાં આવે તો હાલની શિકારની સ્થિતિ બાળકોની રમત બરાબર લાગ્યા વગર રહેતી નથી. સાથે હાલના સમયમાં શિકારીને બહાદુર કહેવો કે કેમ તેના સંબંધમાં શંકા ઉત્પન્ન થઇ જાય છે.

આગળના સમયમાં જ્યારે જ્યારે રજપુતો શિકાર રમવા જતા હતા, ત્યારે ત્યારે કોઇ પણ જાતના માચડા વગેરે બાંધતા નોહતા; તથા પોતાની ખાસ જાત માટે હાલનાં જેવી કોઇપણ પ્રકારની રક્ષાની વ્યવસ્થા કરતા નહિ. તેમના રક્ષણના જે કાંઇ સાધન સમજો તે માત્ર તેમની તલવાર કે ખંજર હતા. ઇતિહાસમાં આપણને એવા ઘણા દાખલા મળે છે, કે રજપુત વગેરે શિકારીઓએ સિંહને ઠોકર મારી તેને જગાડી, છંછેડી તેનો શિકાર કર્યો છે.

સુલેહ શાન્તિ અથવા નવરાશના સમયમાં રાજા મહારાજા તથા કુંવરો વગેરે શિકાર રમવા જતા હતા. આવાજ કારણે કેટલાક રજપુતો ચિતોડના વનમાં શિકાર રમવા નીકળી પડયા હતા; પરંતુ દરેક શિકારી ગુસ્સે જણાતો હતો; કારણ સવારથી તેઓ જંગલમાં આમથી તેમ રખડતા હતા, પણ બરાબર સૂર્ય માથે આવ્યો હોવા છતાં શિકારનું નામ તો શું પણ પત્તો સરખો પણ લાગ્યો નહોતો. જાણે આખા વનમાં કોઇપણ પ્રાણીજ ન હોય ! તેમ સ્વભાવિક રીતે લાગતું હતું.

આવી સ્થિતિ હોવાના કારણે દરેક શિકારી શિકારની શોધમાં પોતાની મરજીમાં આવે તે બાજુ શોધખોળ કરતો હતો. જેમ જેમ વધુ સમય જતો હતો, તેમ તેમ દરેક શિકારી ક્રોધે ભરાયલો જણાતો હતો; એટલુંજ નહિ પણ તેમનામાં નિરાશાએ પણ વાસ કરવા માંડયો હતો. અમુક સમય પછી તો ક્રોધ નાશ પામી તેનું સ્થાન નિરાશાએ લેવા માંડયું હતું. દરેક જણ પોતાના કામમાં ભોલા જણાવવા લાગતા હતા. તેવામાં સામેની એક ઘટાદાર ઝાડીમાંથી એક મૃગ પુરફાટ દોડતું, મેદાનમાં છલાંગો મારતું સર્વેના જોવામાં આવ્યું; પણ તાજુબીની વાત તો એ હતી કે તે મૃગની પાછળ એક કિશોર વયની બાળા બાણ તાકી પાછળ પોતાના અસ્વને દોડાવી રહી હતી; અને સાથે મોટેથી બોલતી હતી કે " ખબરદાર આ મૃગનો હુંજ શિકાર કરીશ. કોઈએ તેના સામાં આંગળી પણ કરવી નહિ." મૃગ ઘડીમાં પાસે તો ઘડીમાં આગળ એમ ચોકડીઓ ભરી ભરી પોતાની પાછળ પડેલી મૃગનેનીને ઘણે દુર લઇ ગયો, અને સમિપ હતું કે મૃગ સામેની ઘટાદાર ઝાડીમાં અલોપ થાય, તે પહેલાં બાળાએ બાણ છોડયું, તે આબાદ મૃગના મસ્તકમાં વાગી આરપાર નીકળી ગયું. મૃગ ચક્કર ખાઇ ભોંય ઉપર પછડાયું. બાળા

તેની પાસે જઇ પહોંચી. ફાટેલી આંખે તે મૃગનેની બાળાને જોવા લાગ્યું. મૃગના નેનમાં આંસુ તથા નિરાશા હતી; ત્યારે બાળાનાં નેનમાં દયા તથા પશ્ચાતાપ જોવામાં આવતો હતો; પણ શું કરી શકે! તાકેલું તીર કારી હતું. મૃગે એકજ તરફડી ખાધી, અને સ્વધામ પહોંચી ગયું.

બાળાએ અમણાં પુરો શ્વાસ પણ લીધો ન હતો, કે તેને પાસેની ઘાડી ઝાડીમાં કોઇનો સંચાર થતો હોય તેમ લાગ્યું. તેનો ઘોડો ચમકયો અને નાઠો. બાળા ધભરાઇ આજુબાજુ જોવા લાગી. સહેજ બારીકીથી જોતાં બાળાએ પોતાની સામા એક વિકાળ સિંહને આવતો જોયો. બાળા ધભરાઇ. શું કરવું તેની સમજ પડી નહિ. એટલામાં તો સિંહ તેની સામો આવી ઉભો રહી ગયો, અને બાળાને તાકીને જોવા લાગ્યો. બાળાએ આવો વિકાળ સિંહ કદીએ પણ જોયો ન હતો. તેના આખા શરીરમાં સ્વભાવિક રીતે કંપારી છુટી. સિંહ અકમતાથી બાળાની સામાં ધીમાં ધીમાં આગળ વધવા લાગ્યો. બાળા તેવીજ ગતિએ પાછલા પગે સામે નજર ઠેરવી ખસવા લાગી, એટલામાં વળી તેની પાછળ કોઇનો પગરવ થયો. તે સાંભળી ચમકી, આગળ વધી, પણ આગળ સિંહ હતો, એટલે વળી પાછી ખસી. મોટી મુંજવણમાં નહિ પણ મુસીબતમાં પડી ગઇ. પોતે હવે ઘડી બે ઘડીની મહેમાન છે. અમણાં સિંહ તરાપ મારી મને ચીંખી ખાશે. આ વિચારે તે ધ્રુજવા લાગી. ગમે તેટલી બહાદુર પણ છેવટે તો સ્ત્રી હતી. લાચાર બની.

સિંહ આનંદી જણાતો હતો. તેને આમ અચાનક શિકાર મળેલું જોઇ, ખુશીમાં આવી એક ઘુઘવાટો કર્યો, અને દાંત પીસી બાળાની ઉપર તરાપ મારવાની તૈયારી કરતો હોય, તેમ તે બાળાને લાગ્યું. તેણે પોતાના બન્ને કોમળ હાથો પોતાની મૃગ સમાન નેનો ઉપર મુકી દીધા. અને “ મને કોઇ બચાવો ” તેવી કારમી ચીસ પાડી, અને બેભાન થઇ ઢલી પડે તે પહેલાં તો એક યુવાન ઝાડીમાંથી બહાર ધસી આવ્યો, અને બાળાને હાથ ઉપર ઝીલી લીધી. બાળા બેભાન થઇ ગઈ હતી. સિંહ આગળ ધસી આવતો હતો. કટોકટીનો સમય હતો. સિંહ ઉપર યુવાનની નજર પડતાં તે સાવધાન થયો. બાળાને ધીમાથી જમીન ઉપર સુવાડી સિંહનો મુકાબલો કરવા, તેનો નાશ કરવા, યુવાન તલવાર કાઢે તે પેહેલાં તો બંન્ને

ઉપર સિંહે તરાપ મારી, પણ યુવાન તરત નીચો નમી બાળાને બન્ને હાથમાં ઉપાડી ખસી ગયો. સિંહની ફાલ ખાલી પડી. આમ સિંહ ગુસ્સામાં આવી યુવાન તરફ ધસ્યો, પણ બીજા વખતે પણ સિંહ જમીન ઉપર પછડાયો. સિંહથી આ અપમાન સહન થઇ શક્યું નહિ. જાણે પોતાને હંફાવનાર વળી આ કોણ ! એવા ભાવે તે યુવાન સામાં કરડી નજરે જોવા લાગ્યો. યુવાન આ વખતે તલવાર કાઢી સામાં ઉભો હતો. સિંહે ત્રીજીવાર ઘુઘવાટા સાથે યુવાન ઉપર તરાપ મારી. યુવાન તૈયાર થઇને ઉભો હતો. તેણે તલવાર ઉગામી જેવો મારવા જાય છે, કે તલવાર માથા ઉપર આવેલા એક ઝાડની ડાલ સાથે અથડાઇ. ડાલ કપાઇ ગઈ. આથી સિંહને હલકો ઘા થયો. જો યુવાન આ વખતે નીચો નમી ન ખસી ગયો હોત તો સિંહે તેના પ્રાણને પરલોકે સિધાવીજ દીધા હોત. હવે સિંહ ઘણો સમિપ આવી ગયો હતો. બાળા પણ સાવધાન થઇ ગઇ હતી. સિંહે પોતાના બન્ને પગો ઉપર ઉભા થઈ યુવાન ઉપર • હુમલો કર્યો. યુવાને તેના બન્ને પંજા પોતાના બન્ને હાથમાં ઝીલી લીધા, અને જાણે બે બાળકો સામ સામા હાથ મીલાવી ઉંચા હાથ કરી ઉભા ન હોય ! તેમ આ બન્નેજણા સામ સામાં જોર અજમાવવા લાગ્યા. ઘડીકમાં સિંહ પાછો ખસતો તો ઘડીકમાં યુવાન. સિંહ શિથિલ થતા, યુવાને સિંહને પોતાના બન્ને હાથે ધક્કો મારી તેની છાતીમાં લતા પ્રહાર કર્યો. સિંહ પછડાયો, પણ તરત ઉભો થઇ યુવાન ઉપર હુમલો કર્યો, અને યુવાનના મસ્તક ઉપર જોરથી પંજો માર્યો. યુવાન નીચો નમી ખસી ગયો. સિંહનો પંજો એક વૃક્ષના થડમાં વાગ્યો. તેના નખ તેમાં પેસી ગયા; અને જાણે ચોંટી ન ગયા હોય તેમ સિંહના ખેંચવાથી પણ નીકળી શકયા નહિ.

" શુરવિર યુવાન સિંહનો પંજો ઝાડના થડમાં ચોંટી ગયો છે, માટે તલવાર વડે તેને મારી નાંખો " બાળાએ હર્ષમાં આવી કહ્યું.

" નહિ. બહાદુરોનું તે કામ નથી, કે લાચાર થએલા શત્રુને તેની લાચારીનો લાભ લઇ કતલ કરવામાં આવે. " યુવાને બાળા સામાં જોઇ મંદ હાસ્ય કરતાં કહ્યું.

" પણ તેનો પંજો વિખુટો થતાં આપણા ઉપર હુમલો કરશે. સિંહ ઘણો વિકાળ છે. " બાળાએ ભયભિત થતાં કહ્યું.

" ગભરાવાનું કાંઈ કારણ નથી. હુમલાનો ઉત્તર હું આપવા કયાં કમ છું. વિકાળ છે, તો આપણું કાંઇ બગાડી શકતો નથી." યુવાને મક્કમતાથી કહ્યું.

" મારૂં માનો તો તેને મારી નાંખો " કરગરતાં કરગરતાં બાળાએ કહ્યું.

" નહિ તે બહાદુરોનું કામ નથી "

યુવાન બાળા સામું મુખ રાખી વાત કરતો હતો. એટલે યુવાનની નજર બાળા સામી હતી, ત્યારે બાળાની નજર યુવાન તથા સિંહ તરફ હતી. યુવાન બાળાનું સૌંદર્ય જોઇ સિંહની વાતજ ભુલી ગયો હોય, તેમ તેના સૌંદર્યને નિહાળી રહયો હતો. એટલામાં બાળાએ " યુવાન સાવધાન, સિંહ છુટયો " પોતાના બન્ને હાથ ઉંચા કરી કહ્યું. યુવાન સાવધાન થઇ સિંહ સામાં જુવે તે પહેલાં સિંહ યુવાનને વળગી પડયો. " અરે ! કોઇ આવો બચાવો. સર્વે કયાં નાસી ગયા " એવો બાળાએ પોકાર કર્યો; પણ તેનો અવાજ પુરો થાય તે પહેલાં તો યુવાને તેના પેટમાં પોતાના આંગલાં પેસારી દીધાં અને સિંહનું પેટ ચીરી નાંખ્યું. સિંહે મૃત્યુ પામતાં પહેલાં એક મોટો ઘુઘવાટો કર્યો. તેના ધ્વનિ પ્રતિધ્વનિથી આખું વન ગાજી ઉઠયું.

બાળા યુવાનની આવા પ્રકારની બહાદુરી જોઇ દિગમુઢ બની ગઇ. યુવાને બાળાના સામાં જોયું. બાળા પણ તેની સામાં જોવા લાગી. બન્નેની ચાર આંખો થતાં અવનવા પાઠો ભણાવવા લાગ્યા; યુવાન ધીમાં ધીમાં બાળા પાસે આવ્યો, અને નિહાળી નિહાળી જોવા લાગ્યો.

" આપ શું જુવો છો ? " બાળાએ પોતાના યૌવન પ્રદેશના અગ્ર ભાગ સામાં જોઇ કહ્યું.

" હું સ્વર્ગની અપ્સરા કે પરસ્તાનની પરી આ મૃત્યુ લોકમાં ઉતરી આવેલી તો જોતો નથીને ? " યુવાને ઉત્તરના બદલામાં ઉત્તરરૂપે પ્રશ્ન કર્યો.

" નહિ. હું તો એક મૃત્યુ લોકની બાળા છું " શરમાતાં શરમાતાં બાળાએ કહ્યું.

" મૃત્યુ લોક અને આ સૌંદર્ય !"

બાળા વધુ શરમાઇ નીચું જોઇ અંગુઠા વતે ભોંય ખોતરવા લાગી. આમ કેટલોક સમય પ્રસાર થઈ ગયો. બાળાને કાંઇ વિચાર આવતાં સાવધાન થઈ બોલી.

"શૂરવીર યુવાન ! હું એક નિરાધાર બાળાની સ્થિતિમાં આવી ગઇ હતી; મારે માથે અસહ્ય વિઘ્ન આવી પડયું હતું. આપે અચાનક પધારી મારા વિઘ્નનો નાશ કર્યો છે, તેના માટે હું આપની અતિ ઉપકૃત બની છું. હું આપના ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકું ?"

ઉપકારનો બદલો ? બાળા ! આ ઉપકારનો બદલો આપ આપવા માંગો છો."

"હા. કેવી રીતે વાળી શકું ?"

"ઉપકારનો બદલો વાળવાનો માત્ર એકજ ઉપાય છે.

"કયો ?" કટાક્ષ કરતાં બાળાએ પ્રશ્ન કર્યો.

"વિંધાયલું હૃદય શું કહે છે."

"તે હું શું જાણું ? પારકા હૃદયની વાત કેવી રીતે જાણી શકાય."

"બાળા તમો જ્ઞાની થઇ અજ્ઞાની બનો છો. જાણીતા થઇ અજાણ્યામાં ખપવા નકામો પ્રયત્ન કરો છો. સુંદરી ! મારા હૃદયની વ્યથા કેવી રીતે જણાવી શકું ?"

"જ્યારે તમો તમારા હૃદયની વ્યથા ન જણાવી શકો તો હું કેવી રીતે જાણી શકું !" બાળાનો આવો ઉત્તર સાંભળી યુવાને એક નિશ્વાસ નાંખ્યો અને પાછું બાળા સામું જોયું. એટલે બાળાએ કહ્યું "તમો જણાવી શકતા નથી, તો તમો કહો તેને પૂછી જોવું. બોલો એવું કોણ છે ? એવું કોઈ છે ?" બાળાએ મંદ હાસ્ય કરતાં કરતાં કહ્યું.

"હા."

"કોણ ?"

"આપનું અંતઃકરણ અને મૃગ સમાન નેન."

"શું મારૂં અંતઃકરણ અને મારા નેન !"

"હા. મૃગનેની હા !"

"વાહ ! જેવા બહાદુર છો, તેવા કામણગારા પણ લાગો છો. આ બધું ક્યાંથી શીખી લાવ્યા છો; આમ એકાન્તનો લાભ લઇ ભોળી બાળાને ઠીક ફસાવવા માંગો છો, પણ તેમ નહિ બને હો."

"કારણુ ?"

"તમારા પોશાક ઉપરથી તમો કોઇ મુસલમાન લાગો છો, ત્યારે હું એક રજપુત બાળા છું, આથી અન્ય કંઇ માંગો તો હું આપવા તૈયાર છું" બાળાએ દિલગીર થતાં કહ્યું.

"મન માન્યું ન મળે તો અન્ય લઇ શું કરૂં બાળા ! બાળા હું તમારો શિકાર બની ગયો છું. હું મારૂં દિલ હારી બેઠો છું; પણુ સાથે આ પણુ કહું છું કે તમો તમારા દિલની લાગણી સંતાડો છો; પણુ ભલે ! તમો તમારા મુખ્તેયાર છો. મારે ઉપકારનો બદલોજ નથી જોઇતો." કહેતાં મુસ્લિમ યુવાન ચાલવા લાગ્યો.

"બહાદુર યુવાન આમને આમ ન જાવો. મારી સાથે ચાલો."

"કયાં ?"

"મારા પિતાના રાજ્યમાં."

"તમારા પિતાનું રાજ્ય કયાં આવ્યું ?"

"ચિતોડમાં."

"ત્યારે શું તમો ચિતોડના રાણાના કુંવરી કમળાદેવી છો ?"

બાળા કાંઇ બોલવા જતી હતી કે સામાં ઘોડેસ્વારો પોતાના ઘોડાઓને દોડાવતા દોડાવતા આવતા હોય તેમ લાગ્યું.

"આ ઘોડેસ્વારો કોના આવતા હશે ?" યુવાને કહ્યું.

"વખતે મારા માણસોએ હોય."

"એમ" કહેતાં યુવાન ઝાડીમાં ઘુસી પોતાના અશ્વને છોડી લાવ્યો, અને કમળાદેવી પાસે આવીને કહ્યું. "કમળા ! કમળા ! આપના માણુસો હવે આવી લાગ્યા છે, હવે મારા રક્ષણુની આપને જરૂર નથી. માટે હું જાવું છું, પણુ જોજો મને વિસરતા ?" કહી ઘોડા ઉપર એક છલંગ મારી સ્વાર થઇ ગયો.

"પણુ તમે મારૂં નામ જાણી લીધું ને તમારૂં નામ તો જણાવ્યું નહિ."

"તે જાણી શું કરશો ? પણુ એક પ્રશ્નનો ઉત્તર આપો તો મારૂં નામ જણાવું ?"

"કયો પ્રશ્ન ?"

"શું તમો મને ચાહો છો."

"તે હું જાણુતી નથી."

"ત્યારે અણુ પ્રેમપાત્રનું નામ જાણી શું કરશો બાળા." કહેતાં યુવાને ઘોડાને એડ મારી પુરપાટ દોડાવી મુકયો. એટલામાં

બીજા સવારો પણ આવી ગયા, અને તેમાંના એક સરદાર જણાતા માણસે કમળાદેવીને ઉદ્દેશીને કહ્યું. "અમણાં અહીંથી ઘોડો દોડાવતો ગયો તે કોણ હતો ?"

આ પ્રશ્નના ઉત્તરમાં કમળાએ સર્વેને સઘળી વાત કહી સંભળાવી, અને વધુમાં જણાવ્યું કે તે કોઇ રજપુત નહિ પણ મુસલમાન હતો.

મુસલમાન શબ્દ સાંભળતાં સર્વે ચમક્યા.

"તે અત્રે કેમ આવ્યો હતો ?"

"મારા પ્રાણ બચાવવા." બાળાએ કહ્યું.

"પણ તમો હાલનો સમય જાણો છો. મુસલમાનનું આપણા રાજ્યમાં આવવું તેમાં કાંઇને કાંઇ ભેદ હશે; માટે તેને કેદ કરી કેમ આવ્યો હતો તે જાણવાની ખાસ આવશ્યકતા છે."

"નહિ મારા પ્રાણ બચાવનારને હું કેદી જોવા નથી માંગતી. સાથે તે એટલો બહાદુર છે કે સિંહનું કાળજું કાઢી લેતાં વાર લાગતી નથી. જુવો પેલું સામે શું પડ્યું છે ?" કમળાદેવીએ મૃત્ય સિંહ સામાં ઇશારો કરતાં કહ્યું.

"ત્યારે શું અમારે તેને જવા દેવો ?"

"હા. અલબત."

"બેન તમારા હુકમ આગળ અમો લાચાર છીએ નહિ તો..."

"હું સર્વે સમજું છું, પણ અમણાં તો આ મૃગ તથા સિંહને ઉપાડી રાજધાનીમાં ચાલો."

કુંવરી કમળાદેવીનો હુકમ થતાં કેટલાક માણસો શિકારને ઉપાડી ચાલતા થયા અને કુંવરી પોતાના ખાસ માણસો સાથે ચાલી નીકળી. તે જતાં જતાં મનમાં મુસલમાન શુરવિરના વિચાર કરવા લાગી. "શિકારી હું કે પેલો યુવાન ! અને શિકાર આ મૃત્યુ પામેલા પ્રાણી કે હું ? હે પ્રભુ ! મારી આવી સ્થિતિ કેમ થતી જાય છે; તે ગયો અને મારૂં હૈડું લેતો ગયો. તેને ખોળવો હોય તો ક્યાં ખોળવો ! હું તેનું નામ પણ ન જાણી શકી. અહા ! હું તે શિકારી કે શિકાર ! !"



# પ્રકરણ ૨ જું.

## ઇતિહાસ પરિચય.

જગતને સ્વાર્થમય ગણુવામાં આવે છે; પરંતુ ખરી રીતે સ્વાર્થ એજ જગત છે. અથવા જગત એ સ્વાર્થ અને સ્વાર્થ એ જગત, સ્વાર્થ નષ્ટ થતાં જગતમાં કાંઇ પણુ રેહતું નથી; પતિ પત્નિને, પુત્ર પિતાને, પ્રેમદા પ્રેમીને, બેન બંધુને, અને પત્નિ પતિને પિતા પુત્રને, પ્રેમી પ્રેમદાને, બંધુ બેનને ચાહે છે. શા માટે ? તે પ્રશ્નનો ઉકેલ બારીકીથી કરવામાં આવે તો આપણુને સારૂ માલમ પડશે કે દરેકના ચહાવામા કંઇને કંઇ સ્વાર્થ સમાયલો છે.

જગતની વાત તો કોરે રહી, પણ પરમ ભકતો જે મહાન સર્જનહારની ભક્તિ કરે છે, અને કુટુંબ પરિવારને પરહરી વનવાસી સન્યાસી બની ભક્તિમય જીવન બનાવી નાંખે છે; તેમાં પણ સ્વાર્થ સમાયલો છે. એટલે સ્વાર્થમય જગત નહિ, પણ જગતનું બીજું નામ સ્વાર્થ છે. હું સ્વાર્થ રહિત છું એવું કહેનાર પોતે પોતાની જાતને છેતરે છે; નહિ તો સ્વાર્થરહિતને જગતમાં સ્થાન નથી. અલબત સ્વાર્થના પ્રકાર છે. પણ સ્વાર્થ તો છેજ ને.

એક સ્વાર્થના કારણે પિતા પુત્રને, પત્નિ પતિને, બેન ભાઇને મૃત્યુના મુખમાં હોમી દેવા જરા પણુ પાછી પાની કરતા નથી. એવા ઘણા દાખલા આપણા જોવામાં આવે છે. આવાજ કારણે સ્વાર્થની નિંદા કરવામાં આવે છે, અથવા આવી છે. નહિં તો સ્વાર્થ વિના અન્ય કોઈ શક્તિ વધુ બળવાન નથી. ફરહાદે શીરીંના સ્વાર્થમાં પર્વતો તોડયા; મજનુ લેલાને મેળવવા વન વગડામાં ભટકયો, પુન્હે શાશીના માટે રાજપાટને લાત મારી, તેઓએ પોતાની પ્રેમદાને મેળવવા માટે પ્રાણુની પણુ દરકાર સરખી રાખી નહિ. માટે તેઓ પ્રેમી ગણાયા; પરંતુ જો તેમના તરફથી જરા પણુ કચાશ જોવામાં આવત, તેઓ હિમ્મત હારી જાત, તો જગત તેમને સ્વાર્થી ગણી તેમની નિંદા કરત. એટલે જાણે પ્રેમમાં કચાસ તેનુ નામ સ્વાર્થ.

શાહજહાં રાજ્ય કરવાને અશકત થતાંજ આજ સ્વાર્થ શાહજહાંના પુત્રોના મસ્તક ઉપર સવાર થયો હતો, અને તેમ થાય તે સ્વાભાવિક હતું, કારણ તેઓ જગતમાં હતા. જગત તેમને વ્હાલું હતું.

આ વાર્તાનો સમય શહેનશાહ ઔરંગઝેબે સામ્રાજ્ય પોતાના હસ્તમાં લીધું ત્યાર પછીનો છે; માટે તે પહેલાનો ઇતિહાસ આપણે ખાસ જાણી જવાની આવશ્યકતા છે. દરેક શાહજાદાના સંબંધમાં ખાસ શાહજહાંએ પોતાનો ચોકખો અભિપ્રાય આપ્યો હતો કે દારામાં દબદબો દમામ શાન અને મોટાપણું સર્વ છે, તો પણ તે ભલાનો શત્રુ ને નઠારાઓનો મિત્ર છે." "શુજા માટે" સંતોષ સીવાય તેનામાં બીજો ગુણ નથી." ઔરંગઝેબ દ્રઢ અને દીર્ઘ દષ્ટિવાળો જણાય છે, ઘણું કરીને રાજ્યનું જોખમ ભરેલું કામ ઉપાડવાને શક્તિવાન થશે, અને મુરાદ માટે અતિશય આળસુ, ખાણાં પીણામાં રોકાયલો અને હમેશાં નિશામાં ચુર રહે છે." આ ઉપરથી ચારે ભાઇઓના સ્વભાવ કેવા પ્રકારના હતા, તે સ્વાભાવિક રીતે તોલ કરી શકાય છે.

હાલના સમયમાં ઐતિહાસિક વાર્તા લખનાર હાલના સમયના ચશ્મા પહેરી પુરાતન કાળના સમયને નિહાળે છે, અને લખે છે. તેથી ઘણા છબરડાજ નહિ પણ મૂર્ખતામય લખાણ લખી કાઢે છે. ખાસ મુમતાજ બેગમને પણ આગળની કૃતિ જોતાં ખાતરી થઇ હતી કે રાજ્યના માટે આ ચાર ભાઇઓ વખતે વઢી સરશે, તેથી તેણે મૃત્યુ સમએ તેના સંબંધમાં વસીયત કરી હતી. શાહજહાં પોતાની પ્રિય બેગમની વસીઅતનો અમલ કરવા પ્રયત્ન કરી રહ્યો હતો, પણ પેઢીદર પેઢીથી ચાલી આવતા રિવાજને તે કેવી રીતે રોકી શકે ?

તા. ૭ મી ઝિલ્હજ હી ૧૦૬૭ અનુસાર તા. ૬ સપ્ટેમ્બર ૧૬૫૭ માં શાહજહાં બીમાર પડ્યો, અને આ બીમારી કાંઈ એવા પ્રકારની હતી કે કેટલાક દિવસ સુધી ભાન સરખું પણ રહ્યું નહિ, બેભાન હાલતમાં કેટલોક સમય પસાર થયો. આથી ચારે ભાઇઓ ગાદી માટે અંદર અંદર યુદ્ધ કરવા લાગ્યા.[1] અને એટલુંજ નહિં પણ મહાન મહાન યુદ્ધો થયા.[2] આ સમયે દારા બાદશાહ પાસે

---

૧ ફારસી ઇતિહાસોમાં ઘણાં વિસ્તારથી વર્ણન છે. અત્રે ઇતિહાસરૂપે ટૂંકમાં આપવામાં આવ્યું છે.

૨ આલમગીર નામા માસીરે આલમગીરી, અમલે સાલેહ, વાકેઆતે આલમગીરી, ફ્યાઝુલકવાનીન, ખુલાસતુત તવારીખ, મુન્તખબુત તવારીખ ( ખાફીખા ) વગેરેમાંથી ખાસ ખાસ બાબતો આ પ્રકરણમાં લેવામાં આવી છે.

હતો. આથી દારાએ રાજ્યની લગામ લેતાંજ તેણે એવા કામો કર્યા કે આખા દેશમાં આગ લાગી ગઈ, તેમાં ખાસ ગુજરાત, દક્ષિણ અને બંગાળા તરફના માર્ગો બંધ કરી દીધા. મીરજુમલાને ખસેડી તેની જગ્યાએ રામરાયાં રઘુનાથને વઝીરની જગ્યા આપી, અને ખજાના ઉપર કબજો મેળળા દિલ્લી મુકી, આગ્રાના હવા પાણી દિલ્લી કરતાં ઘણાં સારાં છે, એવું બહાનું બતાવી બીમાર બાપને આગ્રા લઇ ગયો. બીજા શાહજાદાઓના એલચીઓ જે ત્યાં રહેતા હતા; તેમના જામીન લીધા કે કોઈ પણ જાતની ખબર શાહજાદાઓને મોકલવામાં આવે નહિ; પણ આ બનાવ એવો નહોતો કે છાનો રહી શકે, ટુંકમાંજ બધી જગ્યાએ તેની ખબર થઇ ગઇ. આલમગીરના સંબંધમાં તો તેને ખાસ ધાસ્તી હતી. એટલુંજ નહિ પણ ખાસ તેનો નાશ કરવા, અશકત બનાવવા માંગતો હતો આથી તેના એલચી ઇસાબેગને કેદ કર્યો. તેનું મકાન જપ્ત કર્યું, અને માળવાનો આઇસખાન જે શાહજાદાઓનો મામો થતો હતો, પણ આલમગીરની સાથે તેને વધુ બનતું હોવાના કારણે તેની જાગીર દારાએ જપ્ત કરી લીધી. આ સમયે આલમગીર દક્ષિણનો, શુજા બંગાળાનો મુરાદ ગુજરાતનો સુબો હતો.

દારાની ચાલબાજીના કારણે કોઇને પણ ખાસ વિશ્વાસપાત્ર ખબરો મળતી નહોતી. ભિન્ન ભિન્ન પ્રકારની ગપો તેમના સાંભળવામાં આવતી હતી. કે પિતાને દારાએ કેદ કર્યો, ઝેર આપી મારી નાંખ્યો છે, અને પોતાનો પક્ષ મજબુત કરવા સર્વે પ્રકારની તૈયારીઓ કરી રહ્યો છે. આવી સ્થિતિ ત્રણ માસ ચાલી.

આવા સંજોગોને લઇ દરેક શાહજાદો ધભરાઇ ગયો, અને ગભરાઇ જાય તો તે સંભવિત હતું. દારાની ચાલબાજી જોઇ શુજાએ બંગાલામાં " અબુલફેઝ નાસિરૂદ્દીન મોહમદ તૈમૂર ત્રીજો સિકન્દર શાહશુજા બહાદુર ગાઝી " નામ ધારણ કરી ગાદીએ બેસી, પોતાના નામના સિક્કા પડાવ્યા; અને ખુતબો પઢાવ્યો. તેવીજ રીતે મુરાદે[૧] ગુજરાતમાં પોતાનું "મુરવ્વજ્જુદ્દીન" નામ ધારણ કરી ગાદીએ બેસી પોતાના નામના સિક્કા પડાવ્યા, તથા ખુતબો પણ પઢાવ્યો, સાથે આખા ગુજરાતમાં પોતાનાં બાદશાહ હોવાનો ઢંઢેરો પીટાવ્યો.

---

૧. આલમગીર નામામાં પહેલાં મુરાદે કર્યાનું લખ્યું છે.

શુજા મુરાદ કરતાં વધ્યો, અને એક મોટું સૈન્ય તૈયાર કરી તે બિહાર ( પટણા ) આવ્યો, તે શાહજહાં ને દારાની તરફદારી કરતો. ઔરંગઝેબે આમાનું કાંઈ પણ કર્યું નહિ, કારણ તે દુર અંદેશ તથા ધિરજવાન હતો; તે બદનામ થવાનું પસંદ કરતો નહતો. દારાને વધુ બીક ઔરંઝેબનીજ હતી. ઔરંગઝેબ આ વખતે વિજાપુરના ઘેરામાં રોકાયલો હતો, અને તેની ફતેહ થાય તેવો સમય આવી લાગ્યો હતો; પણ દારાએ શાહજહાંના નામથી ત્યાં હુકમ[૨] મોકલાવ્યો અને તેના સૈન્યના સર્વે સરદારોને દિલ્લી બોલાવી લીધા. આમ લાચારીએ ઔરંગઝેબે વિજાપુરના રાજ્યકર્તા સાથે એક કરોડ રૂપીઆ લઇ સલાહ[૩] કરી ઔરંગાબાદ ચાલ્યો ગયો.

દારાએ દિલ્લી તથા આગ્રામાં મોટા મોટા સૈન્ય પોતાની મજબુતી માટે ગોઠવી દીધા. વચમાં શાહજહાંની તબીયત સહેજ સુધારાપર આવી, અને દારાએ કરેલા ફેરફાર જાણી તે ઘણો દીલગીર થયો; પણ ચારે બાજુ અગ્નિ સળગી ચુકયો હતો, અને કોઇ પણ ઉપાયે તરતમાં હોલવાય તેવી સ્થિતિ નહોતો. શાહજહાં બીમારીના કારણે ઘણોજ અશકત થઇ ગયો હતો. તેણે દારાને સમજાવવામાં કોઇ વાતની કમી રાખી નહિ, પણ તેણે એક પણ વાત માની નહિ. સાથે શાહજહાંને વહેમ પુરી ગયો કે દારા મને વખતે ઝેર પણ ખવડાવી દે. આથી શાહજહાંએ આ બાબતનો ઔરંગઝેબને એક કાગળ પણ લખ્યો હતો. જ્યારે આ વાત દારાના જાણવામાં આવી, ત્યારે તેણે પોતાના બાપને ઘણો ધમકાવ્યો.

આવા હૃદયભેદક બનાવોના કારણે શાહજહાંની તબીયત પાછી વધુ લથડી પડી. એકવાર તો એવી પણ અફવા ઉડી કે શાહજહાં આ ફાની જગત મુકી પરલોક સીધાવી ગયા. આગ્રામાં આના માટે ચાર દિવસ હડતાલ પણ પાળવામાં આવી. દરેક શાહજાદાઓની ધિરજ ખુટી અને રાજ્ય કે મોત એટલે બેમાંથી એક લેવા તલવારો લઇ મેદાનમાં બહાર પડ્યા.

---

૨. અમલેસાલેહ પ્રમાણે શાહજહાં એમ કરવા માંગતા નહોતો; પણ દારાની આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ.

૩. આલમગીરનામા પ્રમાણે દારાએ પાછળથી વિજાપુરના સુલતાન તથા અમીરો ઉપર કાગળો લખાવ્યા, કે સુલેહની શરતોનો અમલ કરવો નહિ.

શુજા પાટણ* આવ્યો છે, તે વાતની દારાને ખબર પડતાં તેને રોકવા તથા હરાવીને નસાડી મુકવા માટે પોતાના પુત્ર સુલેમાન શીકોહ તથા રાજા જયસિંહને તા. ૩૦ નવેમ્બર ૧૬૫૭ ના રોજ મોટું લશ્કર લઇને મોકલ્યા. બીજા દિવસે શુજાના સૈન્ય ઉપર હુમલો કરવામાં આવ્યો, ત્યારે સુજા દારૂ પી પોતાના તંબુમાં મસ્ત થઈ પડયો હતો. આથી તેનું સૈન્ય ઘણું કપાઇ ગયું, અને જ્યારે ભાન આવ્યું ત્યારે લાગ્યું કે હવે કાંઈ વળશે નહિ, તેથી ત્યાંથી પ્રાણ બચાવી નાસી ગયો. સુલેમાને આથી તેનું તોપખાનું તથા બીજો બધો માલ હાથ કર્યો. શુજાના જે સરદારો કેદ પકડાયા હતા તેમને આગ્રે લાવવામાં આવ્યા. દારાએ કેટલાકની કતલ કરી અને કેટલાકના હાથ પગ કપાવી નાખ્યા.

દારાએ પોતાના સર્વે ભાઇઓને લડાઇમાં હરાવી તેમનો નાશ કરવાનોજ ઠરાવ કરી લીધો હતો, આથી શુજા ઉપર જે દિવસે લશ્કર મોકલ્યું, તેજ દિવસે મહારાજા જસવંતસિંહ અને કાસમખાનને મોટા મોટા તોપખાના તથા લશ્કર સાથે ગુજરાત તથા દક્ષિણ તરફ મોકલ્યા, અને તેમને સુચના કરવામાં આવી કે મુરાદ+ જો અમદાવાદથી આગળ વધે તો કાસમખાન× તેનો મુકાબલો કરવો, અને ઔરંગઝેબ દક્ષિણમાંથી આગળ વધે તો બન્ને જણાંએ તેનો મુકાબલો કરવો. દારાએ માલવા પ્રાંત પોતાની જાગીરમાં ગણી તેની ઉપજ પોતાના અમલદારોના પગારમાં વેહચી નાંખી, કે જેથી તેઓ સારી આશાએ સારૂં કામ કરે.

આ દરમીયાન મુરાદે પોતાના ખાસ ભરોંસાદાર ખ્વાજા શાહબાઝને સુરત ઉપર લશ્કર મોકલી તેના ઉપર પોતાનો કબજો જમાવી લીધો, અને ત્યાંના વેપારીઓ પાસેથી ૭ લાખ રૂપીઆ

---

* આલમગીરનામામાં પાટણના બદલે ગંગા નદીને કાંઠે આવેલું બહાદુરપુર જણાવ્યું છે.

+ અમલેસાલેહ પ્રમાણે મુરાદને વરાડ પ્રાંત જવા હુકમ કર્યો હતો, અને શાહી ફરમાન ન માને તો સજા કરવા જણાવેલું છે.

× કાસમખાનનું મુખ્ય કામ મુરાદને ગુજરાતમાંથી કાઢી મુકવાનું તથા જસવંતસિંહને મદદ કરવાનું હતું. આલમગીરનામું. પૃ. ૩૩.

કઢાવ્યા. **મીરજુમલા ઔરંગઝેબ** પાસે હતો. **ઔરંગઝેબનો** તે ખાસ ભરોંસાદાર અને વફાદાર મિત્ર સમાન હતો, પણ સંજોગોને લીધે કદાચ પરિણામ ખરાબ આવે તો **મીરજુમલાને** ઠપકાથી બચાવવા ખાતરજ રાજ્યદ્વારી કારણોને લઇ તેને કેદમાં નાંખ્યો.ઙ પછી મુરાદને બાદશાહી પદ ધારણ કર્યું હતું, તે માટે મુબારકબાદી લખી, અને પોતે જગતના કામોને ઇચ્છતો નથી. આથી હજ કરવા ચાલ્યો જશે, અને મુરાદને મદદ કરવામાં પોતાનું લશ્કર તોપખાનું કામમાં લેશે વગેરે બાબતો લખી હતી. એમ ખાફીખાન* લખે છે.

**ઔરંગઝેબે** પોતાના સુબાની (પ્રાંતની) દેખરેખ રાખવા પોતાના શાહજાદા **મોઆઝમને** રાખી અને તરતમાં જન્મેલા બાળક અકબર તથા બેગમોને દોલતાબાદમાં **મીરજુમલાની** દેખરેખ નીચે તા. ૨૫ જાન્યુઆરી ૧૬૫૮ માં રવાના કરી, પોતે તા. ૧૨ ફેબ્રુવારી ઇ. સ. ૧૬૫૮ માં માત્ર બાર હજાર માણસનું લશ્કર લઇ બીમાર બાપને મળવા સારૂ નીકળ્યો. બુરહાનપુર આવતાંજ તેણે પોતાના પિતાને મળવા આવવા માટે પત્ર લખ્યો, અને જવાબની વાટ જોતો ત્યાં છાવણી નાંખીને પડયો. અત્રે એક માસ પડી રહ્યો, પણ જવાબ મળ્યો નહિ. એવામાં તેના પ્રતિનિધિ ઈસાબેગે સર્વે વારદાતથી વાકેફ કર્યો; અને રાજા **જસવંતસિંહ** અને **કાસમબેગને** શાહી લશ્કર

ઙ ખાફીખાન સાથે આલમગીર નામાવાળો મળતો આવે છે; પણ અમલેસાલેહ પ્રમાણે બાદશાહના બોલાવવાથી તે જતો હતો, એટલે તેને પોતાના તરફથી જબરાઈ કરી કેદ કર્યો આલમગીરનામા પ્રમાણે દારાને ઔરંગઝેબનો ફરેબ લાગ્યો, તેથી મીરજુમલાના પુત્ર મોહમદ અમીનને કેદ કર્યો, પણ પાછળથી શાહજાદાંના કેહવાથી છોડી મુક્યો હતો.

* બરનીયર તથા મનુચી ખાફીખાન કરતાં પણ વધારે મસાલો મેળવી લખે છે. ખાફીખાન પોતે બંને ભાઇઓ વિષે આગળ જે લખે છે, તે ઉપરથી મુરાદ ઔરંગઝેબને મોટો માનતો જણાય છે. એ સિવાય બીજા ફારસી ઇતિહાસકારો જે કાંઈ લખે છે તે આ ત્રણેથી ઉલટું લખે છે. અમલેસાલેહવાળો તો સાફ લખે છે કે જ્યારે મુરાદે જોયું કે હું એકલો મુકાબલો કરી શકીશ નહિ, ત્યારે તે ઔરંગઝેબને જઇ મળ્યો. આજ હકીકત ખરી છે, કારણ આ સમયમાં ઔરંગઝેબ તથા મુરાદ સાથે રહ્યા હતા, અને આખા સૈન્ય ઉપર ઔરંગઝેબનો અધિકાર હતો. [પૃષ્ટ ૧૫મું જુવો.]

સાથે રવાના થવાના સમાચાર પણ આપી દીધા. આથી તા. ૨૦ માર્ચે **ઔરંગઝેબ** બુરહાનપુરથી છાવણી ઉઠાવી આગળ વધ્યો. તા. ૩ જી એપ્રિલે **ઔરંગઝેબે** નર્મદા નદી ઓળંગી. દેવાપુર॥ આગળ મુરાદ પણ આવી મળ્યો. ઉજ્જનની પાસે દોઢ ગાઉના છેટે બન્ને સૈન્યો સામસામાં આવી ગયાં.

**ઔરંગઝેબે** એક બ્રાહ્મણ કવી જે ઘણો સારો વક્તા હતો તેને મહારાજા **જસવંતસિંહ** પાસે મોકલ્યો, અને કહેવડાવ્યું કે "હું મારા બાપને મળવા માટે જાઉં છું. હું કોઇની પણ સાથે યુદ્ધ કરવા કે વઢવા માગતો નથી. જો તમોને વિશ્વાસ ન હોય તો મારી સાથે

---

**ઔરંગઝેબે** સહુથી પહેલો પત્ર **મુરાદને** લખ્યો હતો, કે "પિતા હજી સુધી જીવતા છે, માટે આપણે આપણી જગ્યાથી ખસવું જોઇએ નહિ. અને તમે સુરત ઉપર સૈન્ય મોકલ્યું તે સારૂં કર્યું નથી." તેના ઉત્તરમાં **મુરાદે** લખ્યું હતું કે "આપણાં પ્રતિનિધિઓ (એલચીઓ) ને બેદીન દારાએ નજરબંધ કર્યા છે, મને બધી ખબર મળી છે, કે હવે ઢીલ કરવી વ્યાજબી નથી, લડાઇ વગર છુટકો નથી, જો મને આપની વાટ જોવા ન થોભવું પડ્યું હોત તો હું ક્યારનોએ એ બાજુ પોહચી ગયો હોત." આનો જવાબ પણ **ઔરંગઝેબે** "ઉતાવળની જરૂર નથી" એવો આપ્યો હતો. આથી ફરીને **મુરાદે** લખ્યું હતું કે "જો આપથી લડાઇમાં ભાગ ન લઇ શકાય તેમ હોય તો હું હવે ઢીલ કરીશ નહિ." આવાજ પ્રકારનો સામસામાં પત્ર વ્યવહાર ચાલ્યો હતો. ટુંકમાં **મુરાદ** ૧૪ મી રબીઉસ્સાની તા. ૯ જાન્યુવારી ૧૬૫૮ ને રોજ લખે છે કે "પિતાશ્રી ગુજરી ગયા છે, અને જો જીવતા છે તો દારાના કાબુમાં છે. આપણા તરફથી જેટલી ઢીલ થાય છે, તેટલીજ દારા પોતાની મજબુતી કરે છે, અને ભાઇ **શુજા** તરફ ફોજ રવાના કરવામાં આવી છે. તે પછી આપણી પણ ખબર લેશે. હવે તો મેં લડાઇનો ઇરાદો કરી લીધો છે, આપ સાથે આવશો, નહિ તો હું એકલો જઇશ."

॥ કાસમખાન તથા જસવંતસિંગ મુરાદને ઔરંગઝેબ સાથે નહિ મળવા જે પ્રયત્ન કરી રહ્યા હતા તે નકામા ગયા.

+ આલમગીર નામામાં ધમાતપુર જણાવ્યું છે. જે ઉજ્જેનથી સાત માઇલના અંતરે હતું.

ચાલો અથવા મને જવા માટે માર્ગ આપો. ખુનરેજી સારી નથી. નકામા બીજાઓના પ્રાણ લેવા ઉત્તમ નથી." પણ રાજાએ+ તો અસભ્ય જવાબ આપ્યો. આથી સમાધાનીના સંદેશા ભાગી પડયા, અને તા. ૧૫ એપ્રિલના દહાડે લડાઈ શરૂ થઈ. આ યુદ્ધના સંબંધમાં લંબાણથી લખાણ ઇતિહાસોમાં જોવામાં આવે છે.

દરેક બાજુ સૈન્યની ઉત્તમ ગોઠવણો હતી ટુંકમાં ઔરંગઝેબ પાસે ૪૦ હજાર માણસો કરતાં વધુ લશ્કર નોહતું. ત્યારે સામા બમણાથી પણ વધુ હતું. શરૂઆતમાં સામસામા બાણો તથા ગોળાનો વરસાદ થયો. ત્યાર પછી રાજા તરફથી મુકુંદરાય હાડા, રતનરાય રાઠોડ, દયાળદાસ ઝાલા, તથા અર્જુનસિંહ ગોર વગેરે રજપુતો હિંમત કરી ઔરંગઝેબના તોપખાના ઉપર ચઢી આવ્યા, અને તેના બહાદુર ઉપરી મુરશિદ કુલીખાનને મારી નાંખ્યો. ઔરંગઝેબના માણસો હટવા લાગ્યા; ઝુલફિકારખાન જખમી થયો, જ્યાં હાથી ઉપરથી ઉતરી બહાદુર રજપુતોની સામા થયો; અને એવો સખ્ત મારો ચલાવ્યો, કે રજપુતો ધભરાઇ ગયા. એવામાં બહાદુર મુરાદબક્ષ આવી પોહચ્યો, અને સિંહની માફક ધસ્યો, બન્ને તરફના બહાદુરો હિંમત સાથે લડવા લાગ્યા. જસવંતસિંગ તરફના રાજા દેવીસિંહ, પરસોજી તથા માલોજી વગેરે નવ દસ હજાર સવારો લઇ ધસ્યા. ભારે ખુનરેજી ચાલી.

ટુંકમાં કોની સાથે મુકાબલો છે; તે ઢારા ભુલી ગયો હતો. ઔરંગઝેબની બહાદુરી તથા હિંમત આગળ રજપુતો ઢીલા પડી ગયા; એટલુંજ નહિ પણ લઢાઇના મેદાનમાંથી તેમના પગો ઉખડી ગયા. ઔરંગઝેબને અભિમાનમાં જવાબ આપનાર રાજા જસવંતસિંહ પોતાના આઠ હજાર રજપુતોને મરાવી, દુમ બનાવી, માત્ર પ્રાણ બચાવવા નાસી છુટયો.* કાસમખાન પણ તેનાજ પંથે પડયો.

+ આ જગ્યાએ મુસલમાન સરદાર હોત તો યુદ્ધ ન થાત.

* રાજા નાસીને જોધપુર ગયો. ત્યારે તેની રાણીએ ગામમાં પેસવા દીધો નહિ; અને કહેવરાવ્યું કે " હું તને મારો ધણી ગણતી નથી. હું તારૂં મોઢું જોવા માંગતી નથી. " પાછળથી સલાહ થઈ. પણ તેણે રાજાને પોતાની પાસે સુવા દીધો નહિ, તે કેહતી કે પીઠ બતાવનાર મારા લાયક નથી.

[ બરનીયર અને ખાફીખાન. ]

**ઔરંગઝેબને** આ યુદ્ધમાં ફતેહ મળવાના કારણે તે મહાન ખુદાની બંદગીમાં પોતાનુ મસ્તક નમાવી તેનો ઉપકાર માનવા લાગ્યો.

રાજા દેવીસિંગ વગેરે અન્ય રાજાઓએ માફી માંગતા તેમને માફી આપી, એટલુંજ નહિ પણ પોતાના સૈન્યમાં સારી પદવીઓ આપી. ત્યાંથી **ઔરંગઝેબ** ઉજ્જૈન ગયો; અને ત્યાં પોતાના દરેક અમલદારથી લઇ નાનામાં નાના સિપાઇને પણ બક્ષિસો આપી તથા તેમના હોદ્દા વધારવામાં આવ્યા.



# પ્રકરણ ૩ જું.



## મરણાસન કે મયુરાસન !

ઔરંગઝેબ માત્ર પોતાના પિતાને મળવા માટે નાની સંખ્યામાં લશ્કર લઇને ગયો હતો, પણ માર્ગમાં રજપુતો જે દારાએ મોકલ્યા હતા, તેમની સાથે યુદ્ધ થતાં હવે તેને પોતાના પ્રાણનો બચાવ કરવાની ચિન્તા થઇ પડી. તે માનતો હતો કે હવે દારા આનું વેર વાળવામાં કદાપિ પણ પાછી પાની કરશે નહિ; તો પણ તે બીજા ભાઇઓની માફક લડવા માંગતો નોહતો.

દારાને જ્યારે જશવંતસિંહનાં હારી નાસી જવાના ખબર મળ્યા. ત્યારે તે ઘણો ઘભરાયો. આ વખતે શાહજહાંને સહેજ સારૂં થયું હતું. શાહજહાંએ દારાને ઘણોએ સમજાવ્યો, કે તમો ભાઇઓ ભાઇઓ લડો નહિ, પણ દારાએ પોતાના પિતાનું કહ્યું ન માનતા મરણાસન કે મયુરાસન નક્કીજ કરી નાંખવા માટે સાઠ હજારનું ÷ જબરૂં લશ્કર મોટા તોપખાના સાથે ઉભું કર્યું, અને તા. ૯ મી મેના રોજ દારાએ ખલીલુલ્લાખાનને ધોલપુર આગળ પેહલાંથી મોકલી આપ્યો, કે જેથી ઔરંગઝેબનું સૈન્ય ચંબલ નદી ઓળંગી શકે નહિ, અને પોતે શાહજાદા સુલેમાનની રાહ જોતો આગ્રા બહાર પડાવ નાંખ્યો; પણ શાહજાદો સુલેમાન ન આવ્યો, તેથી પોતે એકલાએ કુચ કરી. ચંબલ નદી આગળ સામેના લશ્કરને રોકવા માટે જે સૈન્ય મોકલ્યું હતું તે વ્યર્થ ગયું. તા. ૨૮ મી મે એ સામસામાં બન્ને સૈન્યે સમુહગઢના પાસે અર્ધા ગાઉના અંતરે મુકામ કર્યો.

બીજા દિવસે દારા તોપો જોડી આગળ વધ્યો. આ વાતની ખબર ઔરંગઝેબને પડતાં ખુદા ઉપર ભરોસો રાખી તૈયાર થઇ ગયો, કારણ દારાના મુકાબલામાં તેની પાસે ન તેટલું સૈન્ય હતું ન તોપો. જો તેની પાસે હતું તો હિંમત, બહાદુરી અને સમયસૂચકતા, તે વખતે તાપ એવો સખત પડતો હતો, કે દારાના સૈન્યના કેટલાક

---

÷ બરનીયર એક લાખ ને વીસ હજાર જણાવે છે.

માણસો બખ્તરની ગરમી તથા પાણીની તરસના કારણે મરણ પામ્યા. અધુરામાં પુરૂં રમઝાનનો મહીનો હતો. ઔરંગઝેબ પોતે તથા તેના સર્વે સૈનિકો રોઝા રાખ્યા હતા. ઔરંગઝેબ યુદ્ધ કરવા માંગતો નોહોતો. તે ઇચ્છતો હતો, કે જ્યાં સુધી સામા તરફથી લડાઇની શરૂઆત ન થાય ત્યાં સુધી વઢવું નહિ. એક દિવસ તો આમ જોવામાંજ ચાલ્યો ગયો. તા. ૩૦ મી મેની સવારમાં લડાઈ શરૂ થઇ ગઇ. પહેલા યુદ્ધ કરતાં આ યુદ્ધમાં સૈન્યની ગોઠવણી ઘણાં ઉત્તમ પ્રકારની તથા વ્યવસ્થિત હતી, તથા યુદ્ધ પણ ઘણા જોશથી ચાલ્યું. ધમસાણ મચી ગયું. નાના મુગલ શાહજાદાઓ, દારાના પુત્ર શિકોહ તથા ઔરંગઝેબના આઝમ જેવાએ પણ લડાઇમાં ભાગ લીધો હતો; કારણ આ યુદ્ધ એક તરફ મરણાસન તો બીજી તરફ મયુરાસનનો ફેંસલો કરનાર હતું. દારાનું તોપખાનું જબરૂં હતું. આથી તેના ભારે અવાજના કારણેજ ઔરંગઝેબના હાથીઓ નાસવા લાગ્યા; આથી તેને સાંકળોથી બાંધી લેવામાં આવ્યા. ટુંકમાંજ હાથો હાથની લડાઇ શરૂ થઇ ગઇ. પહેલાં યુદ્ધ પ્રમાણે આ વખતે પણ ઔરંગઝેબના માણસો હટવા લાગ્યા, મુરાદ ચારે બાજુથી ઘેરાઇ ગયો હતો. રાજા માનસિંહ જે દારા તરફનો માણસ હતો, તેણે કીંમતી મોતીઓનો હાર પહેરી મુરાદના હાથી ઉપર હુમલો કરી મુરાદને એક બરછી લગાવી, પણ મોગલ શાહજાદા મુરાદે તેનો વાર ખાલી પાડી એક એવો તીર માર્યો, કે તેના મસ્તકના ટોપને વીંધી નાખી છાતીની નીચે સુધી ઉતરી પડયો. રાજા ઉંધા મસ્તકે ધૂળ ચાટતો થઈ ગયો. પોતાના ભાઇને આફતમાં* જોઈ ઔરંગઝેબ તે તરફ ધસ્યો અને પોતાની ચપળ હિંમત વડે રજપુતોને ત્યાંથી નસાડી મુકયા. ખલીલુલ્લાખાન= ત્રણ ચાર હજાર ઉઝબક લોકોનું સૈન્ય લઈ મુરાદના હાથી તરફ ધસ્યો, પણ ત્યાં ઔરંગઝેબ હોવાથી તેનું કાંઇ વળ્યું નહિ. એવામાં રૂપસિંહ રાઠોડ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી ઔરંગઝેબના હાથી તરફ ધસ્યો; રાજાની બહાદુરી જોઈ ઔરંગઝેબે પોતાના માણસોને કહ્યું કે એ બહાદુરને (!)

---

* આલમગીરનામા, પણ ખાફીખાન આની વિરૂદ્ધ લખે છે.

=બરનીયર તથા મનુચીએ આના સંબંધમાં ખોટું લખ્યું છે, કે આ માણસ પોતાનું લશ્કર લઈ અલગ રહ્યો હતો, લડયો નોહતો; પણ બધા ફારસી ઇતિહાસકારો લડવાનું લખે છે.

મારા તરફ આવવા દો. બહાદુરી કોને કહે છે તે હું તેને સમજાવું; પણ આવા સમયમાં કોણ સાંભળે ? ઔરંગઝેબનો મુકાબલો કરે તે પહેલાં તો તેના કકડે કકડા કરી નાંખ્યા.

ઔરંગઝેબ ગમે તેટલો બહાદુર હોય; તેના સૈન્યના સૈનિકો હદ કરતાં વધુ બહાદુર હોય, તો પણ દારાના અસંખ્ય સૈન્ય તથા તોપખાના વગેરેના મુકાબલામાં ઉતરી શકે તેવા હતાંજ નહિ. આથી ઔરંગઝેબના માણસો પાછા હટવા લાગ્યા. તેમને નાસતાં જોઇ ઔરંગઝેબે કહ્યું કે " નાસી કયાં જશો ? દક્ષિણ ઘણું દુર છે; બહાદુરીથી વઢો, નાસવાથી તો બાયલાની મોતે મરશો, કારણ નાસવાથી પણ બચી શકો તેમ નથી " વગેરે કહેતાં ઔરંગઝેબે પોતાના ઘોડાને શત્રુના સૈન્યમાં કુદાવીને નાંખ્યો. આથી તેના સૈનિકો પણ ઔરંગઝેબ માટે પોતાના પ્રાણ અર્પણ કરવા લાગ્યા. સાથે આગળ વધતા ગયા. દારા તરફના સૈન્યે પણ વઢવામાં કોઇ પણ જાતની મણાં રાખી નહિ. બન્ને તરફના ઘણાં માણસો માર્યા ગયા. છેવટે જ્યાં ઔરંગઝેબ હતો, ત્યાં આગળ તેના માત્ર પાંચસો માણસો રહી ગયા, કારણ ઘણાં ખરા માર્યા ગયા તથા કેટલાક નાસી ગયા; પણ વિરનર મહાન ઔરંગઝેબ પોતાની જગ્યાથી જરા પણ ડગ્યો નહિ. દારાના ફતેહના ડંકા વાગવાની તૈયારી હતી. ફતેહની યશમાળા તેના કંઠમાં આરોપવાની તૈયારી હતી. તેના ભાગ્યમાં દિલ્હીનું મયુરાસન મેળવાની મળવાની તૈયારી હતી, પણ કુદરતે અન્યજ ધાર્યું હતું. તરત બાજી બદલાઈ ગઇ. રાજા છત્રસાલ વગેરે દારાનાં ઘણાં સરદારો માર્યા ગયા. તે જોઇ દારા નિરાશ તો થયો હતો. એટલામાં તેના હાથીના હોદ્દા ઉપર બળતું બાણ પડયું. આથી માહવતની સલાહ પ્રમાણે પગમાં જોડા પણ પેહર્યા વગર ઉઘાડા પગે ઘોડા ઉપર સવાર થયો; હાથી ઉપરથી શું ઉતર્યો. જાણે મયુરાસન ઉપરથી ઉતરી પડ્યો. તેના સૈનિકો હાથી ખાલી જોતાં પોતાનો સરદાર માર્યો ગયો અથવા નાસી ગયો. એમ સમજી નાસવા લાગ્યા. અધુરામાં પુરૂં દારા જ્યાં આગળ પોતાના માણસો પાસે ઉભો હતો ત્યાં દારાના એક માણસને ગોળો વાગ્યો. તેથી ત્યાંથી પણ દારાના માણસો નાસવા લાગ્યા. આવી સ્થિતિ જોતાં દારા પણ નિરાશ થઇ નાસી ગયો.

મેદાન ઔરંગઝેબના હાથમાં આવ્યું, અને તેની ફતેહનો ડંકો વાગવા લાગ્યો. તરત તેણે ખુદાની આગળ મસ્તક નમાવી શુક્રના અદા

કર્યો. દારાનું આખું તોપખાનું તથા તંબુ વગેરે સર્વે સરસામાન તેના હાથ લાગ્યું. ઔરંગઝેબ પાસે જે વાતની કમી હતી તે તેને મળી ગયું.

દારા પોતાના બે હજાર જખ્મી માણસો લઇ સાંજે આગ્રા પહોંચ્યો. બાપની પાસે ન જતાં બારોબાર પોતાના મહેલમાં ઉતર્યો. તેના બાપે તેને બોલાવ્યો, પણ શરમના કારણે જઇ શક્યો નહિ. જાય તો કેવી રીતે જાય ! કારણ શાહજહાંએ તો ઔરંગઝેબ સાથે યુદ્ધ કરવાની સાફ ના પાડી હતી. દારા આગ્રામાં પણ ન રહેતાં રાતોરાત અંધારામાં પોતાના કુટુંબને લઇ કેટલાક માણસો સાથે દિલ્હી ચાલ્યો ગયો આગ્રાથી જતાં જતાં તે પોતાની સાથે આગ્રાની તીજોરીમાંનું સર્વે હીરા જવાહીર, સોનું વગેરે સર્વે પોતાની સાથે લઇ ગયો. બીજે દહાડે તેને શાહજહાંએ મોકલેલા પાંચ હજાર સવારો કેટલાક અમીરો તથા સામાન વીગેરે દારાને બક્ષ્યા આથી પાછો દારા જોર ઉપર આવ્યો.

તા. ૧ લી જુનના રોજ ઔરંગઝેબ આગ્રે પહોંચ્યો. શહેર બહાર બાગમાં મુકામ કર્યો. કારણ બાદશાહે કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા હતા. જગત સ્વાર્થમય છે; આથી પોતાના જુના માલિકને છોડી વઝીર જાફરખાન તથા દીવાન રામરાયાં વિગેરે મોટા મોટા હિન્દુ મુસલમાન અમલદારો ઔરંગઝેબને આવી મળી ગયા. ઔરંગઝેબે સર્વેનો સત્કાર કરી તેમના દરજ્જા વધાર્યા. આ જાણી શાહજહાંને ખેદ થાય તે સ્વભાવિક છે.

ઔરંગઝેબ આગ્રા તરફ કુચ કરી તે પેહલાં તેણે પોતાના પિતા ઉપર વિનતીપત્ર લખી મોકલ્યું કે, "ભાઇ દારાનીમારા તરફ ખરાબ નિષ્ઠા હતી; આથી દિલગીરી સાથે મારે મારો બચાવ કરવા તે સાથે યુદ્ધ કરવામાં તેણે પહેલ કરી હતી.આથી તેની સાથે યુદ્ધમા ઉતરવું પડ્યું છે. હવે આપની તબીયત સારી થએલી જાણીને હું ઘણો ખુશ થયો છું. અને આપની સેવામાં ટુંકવખતમાં હાજર થઇશ." આના ઉત્તરમાં ફાજલખાન નામે અમીરની સાથે શાહે પોતાના હાથે જે ફરમાન લખી મોકલ્યું તેનો સાર આ હતો કે" લાંબાં સમયથી મેં તમને જોયા નથી, તેથી તમને જોવા આતુર છું; માટે જેમ બને તેમ જલ્દી આવીને મને મળો વગેરે" ઔરંગઝેબ ફાજલખાનને કીમતી પોશાક આપી જવાબ લખ્યો તેમાં પોતે બાપની સેવામાં

જલ્દી ખુશીથી હાજર થવા ચાહે છે, અને તેનો વખત મુકરર કરી જણાવવા લખ્યું હતું. બીજે દહાડે બાદશાહે મોટી શાહજાદી નવાબ કુદસીયા **જહાંઆરા બેગમને** તેના ભાઇ પાસે મોકલી. તે પછી ફેઝલખાન તથા સૈયદ **હીદાયતુલ્લાખાન** સાથે **તૈમુરના** સમયની પવિત્ર વસ્તુ તરીકે ગણાંતી **આલમગીર** નામની કોતરેલી તલવાર તથા અન્ય ભેટો વગેરે શાહજાદાને મોકલી, એટલુંજ નહિ પણ બીજા મુસાહેબોને પણ વારંવર મોકલ્યા હતા; અને ઘણીવાર પત્રવ્યવાર ચાલ્યો હતો.

**ઔરંગઝેબે** પોતાના પુત્ર સુલતાન મહમદને શહેરનો બંદોબસ્ત કરવા મોકલ્યો. શયસ્તખાન જેને ખાન જહાંખાનો ખિતાબ હતો તેને અમીરૂલ ઉમરાન ખિતાબ સાથે આગ્રાનો સુબો નીમ્યો. બીજાના પણ દરજ્જા વધાર્યા તથા ઇનામો આપ્યા.

ત્રીજા દિવસે **ઔરંગઝેબ** એકલો ઘોડા ઉપર બેસી બાપને મળવા માટે જતો હતો કે માર્ગમાં શયસ્તાખાન તથા શેખમીર મળ્યા. તેમણે અમુક કારણોને લઇ તેને ત્યાં જતા રોકયો. તેવામાંજ **ઔરંગઝેબ** વિરૂધ બાહદશાહ તરફના દારા, શુજા, તથા તથા કાબુલના સુબા મહાબત ખાન* વગેરે ઉપરના કાગળો પકડાયા. તેમ દારા વગેરે ઉપરના કાગળો પકડાયા. દારાના કાગળમાં લખ્યું હતું કે મેં **ઔરંગઝેબને** બોલાવી તેનો ઇલાજ કરી રાખ્યો છે,અને તે આવવા રાજી પણ થઇ ગયો છે, તેમજ મુસાહેબોમાંથી ખલીલ્લુલાખાને કહ્યું, કે બાદશાહ પાસે જવામાં સારૂં નથી; કારણ કે તેમનો ઇરાદો ખરાબ છે. વગેરે હકીકતો મળતાં **ઔરંગઝેબે** બાદશાહ પાસે જવાનો વિચાર માંડી વાળ્યો.

સત્ય રીતે **ઔરંગઝેબની** નૈયત ખરાબ નોહતી. તેતો પોતાના બાપને પછીથી ગાદી ઉપર બેસાડી તેના નાયબ તરીકે પોતે રહી દેશમાં થએલી ખરાબી તથા ભવિષ્યમાં સારો બંદોબસ્ત કરવાની

---

* ખાફીખાન કૃત ભા. ૨ પૃ. ૩૫–૩૬. કાગળ લાંબો હતો તેમાં લખ્યું હતું કે દારા પંજાબ ગયો છે. લાહોરમાં પૈસો ઘણો છે. કાબુલમાં માણસો તથા ઘોડા ઘણાં છે. અને બહાદુરીમાં મહાબતખાન બરાબર કોઇ નથી, માટે ખાંને પોતાના લશ્કર સહિત જલ્દી લાહોર જવું. અને ત્યાં દારાને મળી એ આગ્રા ભંજક ( નાફરમાન ) દીકરાઓને તેમની સજાએ પહોંચાડવા વગેરે.

ઇચ્છા રાખતો હતો. જો તેમ ન હોત તો દસ બાર દીવસ સબુર ન કરત, પણ તેને લાગ્યું કે શાહજહાંની દાનત ખરાબ છે. તે દારાને ચાહે છે. આથી બીજીવાર યુદ્ધ થશે, સાથે દેશ બરબાદ થશે. વળી શાહજહાંની હાલત એવી નહોતી કે રાજ્ય કારભાર ચલાવી શકે. આથી વિરનર ઔરંગઝેબને લાગ્યું કે દેશ તથા પ્રજાના સુખના માટે રાજ્યની લગામ હાથમાં લીધા વગર છુટકો નથી, તેથી તેણે પોતાના શાહજાદામહમદને હુકમ કર્યો કે "કિલ્લાનો કબજો કરીલો અને દરેક જગ્યાએ આપણાં માણસો ગોઠવી દો" શાહજાદા સુલતાન મહમદે તરત તેનો અમલ કર્યો. દાદાએ પૌત્રને કિલ્લાની કુંચીઓ તા. ૭ મી જુને સોંપી દીધી.

હવે ઔરંગઝેબ ઘણાં ભાગે હિંદનો બાદશાહ બની ગયો હતો. શાહજહાં તે વખતે પોતાના રાજ્ય મહેલમાં નજર કેદ જેવો હતો.

આ ઐતિહાસિક પ્રસંગ પછીથી આપણી વાર્તા ચાલુ થાય છે.



# પ્રકરણ ૪ થું.

## દારાના ભાગ્ય.

સવારનો સોહામણો સમય છે. સુર્ય પોતાનો ખુશનુમા પ્રકાશ પૃથ્વી ઉપર અવનવો પ્રસારી રહ્યો છે ચકલીઓ વૃક્ષોના શાખા પ્રશાખા ઉપર આમથી તેમ આનંદમાં મશગુલ છે; અને સાથે મહાન સરજનહારના ગાન ગાઈ રહીએ છે. એટલુંજ નહિ પણ સર્વે ઇસ્લામના ધ્વનીને, ઇસ્લામના પ્રકાશને, ઇસ્લામના કાયદાને માન આપી એક વૃક્ષ ઉપર સર્વે ચકલીઓ એકઠી થઇ એકી સાથે મહાન ખુદાનો ઉપકાર માની રહીઓ હતી; કે એટલાંમાં પૂર્વ તરફથી એક સૈન્ય આવતું દેખાયું. તેને જોતાં સર્વે "ફરરર. ફરરર" કરતી ઉડી ગઇઓ, અને જુદા જુદા વૃક્ષોની શાખાઓ ઉપર શાન્ત બેસી કોણ આવે છે, તે જોવા લાગીઓ.

આ સૈન્ય પૂર્વ બાજુથી પશ્ચિમ બાજુ ઘણી ત્વરિત ગતિએ પોતાનો માર્ગ કાપી રહ્યું હતું. આ સૈન્યની ગોઠવણ કાંઇ એવા પ્રકારની સુવ્યસ્થિતપણે કરી હતી, કે ઉંચા નીચા પર્વતો ઉપરથી પ્રસાર થતાં પણ તેની સુંદરતામાં ન્યુનતા ઓછી થતીનો હતી, પણ કાંઇ તેમાં વધારોજ થતો હતો. આ સૈન્ય કોનું હશે ? તે પ્રશ્ન સૈન્યના પોશાક ઉપરથી સ્વાભાવિક રીતે ઉકેલ થઇ જતો હતો કે તે મુસલમાનોનું સૈન્ય છે.

સૈન્યના આગળ આગળ એક યુવાન પોતાના સફેદ પાણીદાર ઘોડા ઉપર સવાર છે. તે કોઈ પણ જાતની ધાસ્તી રાખ્યા વગર આગળ આગળ જેમ જલ્દી ધારેલા સ્થાને પોહચી શકાય, તેમ પોતાના અસ્વને ચલાવતો હતો. તેના હાથમાં સૈન્યનું નિશાન હતું. તે નિશાનની એક બાજુ કલમએ તૈયબ "લાયલાહા ઇલ્લિલા મોહમ્મદુર રસુલુલ્લાહ" અને બીજી બાજુ "નસરૂ મીનલ્લાહ વ ફતહુન કરીબ" લખેલું છે, તેને જોતાં અંતરપટ ઉપર અવનવો પ્રભાવજ પડે છે, એમ નહિ પણ કોણ જાણે એક નવિન પ્રકારનો ઇસ્લામી જુસ્સો ત્યાંથી ઉત્પન્ન થાય છે, અને તેનો દેખાવ મુખાર્વિંદ ઉપર સ્પષ્ટ જણાઇ આવે છે.

સૈન્યની આગળ ચાલનાર યુવાનને કંઇક વિચાર ઉદ્દભવતાં તે પોતાના અસ્વને રોકી તેનું મુખ સૈન્ય તરફથી ફેરવી એક નજરે જુવે છે, કે સૈન્યમાંથી એક સ્વાર ઘણી સ્ફુરતીથી પોતાના ઘોડાને આગળ વધારી સલામ કરી ઉભો સામો રહ્યો; અને હુકમની વાટ જોવા લાગ્યો.

" સરદાર. કમાલ હવે બપોર થવા આવ્યા છે. આપણે ઘણાં દુર આવી ગયા છીએ. રજપુતસ્થાનની સરહદ પણ સમિપમાં છે. આથી મારો વિચાર છે, કે આ ઘટાદાર વૃક્ષોની છાયામાં ઝોહરની નમાઝ અદા કરી પછી આગળ વધીએ "

" નામદાર. આપનો જેવો વિચાર. આપના હુકમ પ્રમાણે સર્વે ચાલવા માટે તૈયાર છે. આમાં પુછવાની કે સલાહની આવ્યશકતા હોઇજ ન શકે " આવનાર સરદાર કમાલે નમ્રતાથી કહ્યું.

" નહિ. આ સૈન્યમાં નાનામાં નાનો સિપાઇ મારો અંગ છે. મારો ભાઇ છે. મારે .સર્વેના વિચાર પ્રમાણે ચાલવું છે, અને સર્વેને મારા વિચાર પ્રમાણે ચલાવવાના છે. હું કોઇપણ રીતે જુદો નથી. આપણે એક બીજાની મદદથીજ સર્વે કાંઇ કરી શકીએ છીએ. એક હાથથી કદાપિ પણ તાલી પડતી નથી. તમારાથી મને શોભા છે. હું તમારો સરદાર તમારા કારણે છું. મારી ઇજ્જત, મારી નામના વગેરે સર્વ તમારી સર્વેની મદદ ઉપર અવલંબી રહેલી છે, નહિ તો આ અબ્દુલ્લા કોણ માત્ર "

"એ આપની મોટાઇ તથા સર્વે પ્રત્યે આપનો પ્રેમ દર્શાવેછે, અને આપના જેવા અમોને સરદાર મળ્યા તેના માટે અમો અમારા અહો ભાગ્ય માનીએ છીએ "

" પણ હા. આપણને દારા સંબંધમાં જે ખબર મળી હતી, તે પ્રમાણે તે આટલામાંજ હોવો જોઇએ, પણ કાંઇ પત્તો લાગતો નથી. મને લાગે છે કે વખતે આપણા આવવાની ખબર તેને પડી ગઇ હશે, તેથી જતો રહયો હશે " અબ્દુલ્લાએ આમતેમ જોતાં જોતાં કહ્યું.

" હા બાતમી તો આ બાજુનીજ મળી હતી, પણ વખતે આપના કહેવા પ્રમાણે કંઇક ચાલ્યો ગયો હશે, અથવા આ સામેના પર્વતોમાં કાંઇ સંતાઈ બેઠો હશે. "

" શા માટે ? "

" અચાનક હુમલો કરવા કે પ્રાણ બચાવવા " કમાલે કહ્યું.

" તેમ હોયતો સારૂંજ, પણ જો કંઈક આગળ નીકળી ગયો, તો આપણને નકામી વધુ મુસીબત ઉઠાવવી પડશે, અને જે કામ આપણે કરવાનું છે. તેમાં વિલંબ થશે " અબ્દુલ્લાએ ચિન્તા દર્શાવી.

" મને લાગે છે કે આપણે લાહોર જવાના છીએ તે વાતની તેને ખબર પડેલી હોવી જોઇએ, અને તેથીજ તે અત્રેથી પસાર થઇ ગયો હોય, પણ આપણે જો લાહોર તરફ જઇએ તો ? "

" જો લાહોર સીધા ગયા હોત તો ક્યારના પોહચી ગયા હોત. પણ દારાની શોધમાં આ બાજુ આવતાં ના દારા મળ્યો, ન લાહોર જઈ શક્યા. આતો ના ઇધરકે રહે ના ઉધરકે રહે " કહતાં સરદાર અબ્દુલ્લા હસી પડયો.

" ત્યારે હવે શું કરશું ! "

" ચાલો હાલતો નમાઝ અદા કરી લો, પછીથી કુચ કરશું " કેહતાં અબ્દુલ્લા પોતાના અસ્વ ઉપરથી નીચે ઉતર્યો અને સૈન્યને હાથનો ઇશારો કરતાં સર્વેજણ પોત પોતાના ઘોડા ઉપરથી ઉતરી જ્યાં ત્યાં વહેતાં ઝરણાં વગેરેના કાંઠે વોજુ કરવા બેસી ગયા. એક સિપાઇએ અરબી લેહજામાં અઝાન આપી. તેના પછી સર્વે લાઇનો બાંધી ઉભા થઇ ગયા. ઇમામે જોહરની નમાઝ પઢાવી. જે સ્થાન અમુક સમય ઉપર વેરાન ને સુનસાન હતું, ત્યાં હજારો અલ્લાહના બંદા ખુદાની બંદગી ગુજારી રહ્યા હતા.

નમાઝ વગેરેથી પરવારી અબ્દુલ્લા પોતાના ઘોડા ઉપર સવાર થતાં આખું સૈન્ય તૈયાર થઇ ગયું, અને આગળ કુચ કરવા લાગ્યા. સૈન્ય ધીમાં ધીમાં પસાર થતું હતું, બરાબર બે ત્રણ કલાક મુસાફરી કરી હશેકે સામાં ધુળના ગોટેગોટ ઉડતા જણાયા. અબ્દુલ્લાએ તરત પોતાના ઘોડાને થોભાવી પોતાના મદદનિશ સરદાર કમાલને કહ્યું.

" કમાલ જુવો સામે શાના ગોટેગોટ ઉડી રહ્યા છે ? "

" વખતે વંટોલીયો હોય "

" નહિ. મને લાગે છે, કે તે કોઇનું સૈન્ય છે; અને તે આપણી માફક મુસાફરી કરી રહ્યું છે. ઘણા ભાગે તો દારાશિકોહનુંજ સૈન્ય હોવું જોઇએ જાવો ભગવાનસિંગને બોલાવો "

અબ્દુલ્લાના મુખમાંથી ભગવાનસિંગનું નામ નીકળતાં તરત કમાલે ભગવાનસિંગને બોલાવ્યો. ભગવાનસિંગ આવી સલામ કરી ઉભો રહ્યો, કે અબ્દુલ્લાએ કહ્યું " ભાઇ ભગવાનસિંગ જુવો સામે ધુલના ગોટ શાના ઉડે છે, તે તપાસ કરી જલ્દી આવો " હુકમ થતાં ભગવાનસિંગ પોતાના ઘોડાને તે તરફ પુરપાટ દોડાવી મુકયો. બન્નેજણાં તેની પાછળ જોવા લાગ્યા.

" જો. આ દારાનું સૈન્ય હોયતો આપણો માર્ગ ઘણો સુગમ થઇ જાય, કારણ નકામા લાહોર તરફ જવું ન પડે, અને લાહોર પણ ગયા અને વખતે ત્યાંથી પણ પસાર થઇ ગયો તો પછી તેની પાછળ પાછળ રઝળવામાં કેટલી આપદા તથા સમયનો ભોગ આપવો પડશે. ખુદા કરેને તે દારાનુંજ સૈન્ય હોય " અબ્દુલ્લાએ કહ્યું.

" જો દારાનું સૈન્ય હોય તો આપણી મુરાદ બર આવીજ " આ પ્રમાણે બન્નેજણા વાતો કરી રહ્યા હતા, અને ભગવાનસિંગની વાટ જોતા ઉભા હતા. આ બન્નેને વધુ સમય વિટમણામાં પસાર કરવો પડયો નહિ. ભગવાનસિંગ જેવો ગયો હતો, તેવીજ ગતિમાં પોતાના ઘોડાને દોડાવતો દોડાવતો આવતો દેખાયો. બન્નેની આંખો તેના તરફ ચોંટી ગઇ. ભગવાનસિંગે આવતાંજ અશ્વ ઉપરથી ઉતરી સલામ કરી.

" ભાઇ ભગવાનસિંગ શું છે ? " અબ્દુલ્લાએ પ્રશ્ન કર્યો.

" હજુર તે દારાનુંજ સૈન્ય છે.

" શું દારાનું સૈન્ય " કમાલ ખુશીમાં આવી બોલી ઉઠયો.

" જો. એમ છે તો આપણી આશા પુર્ણજ થઇ ગઇ " અબ્દુલ્લાએ તેટલાજ હર્ષમાં આવી કહ્યું.

" નામદાર. આપણે તેની પુંઠ પકડી છે, અને આપણે તેની સમિપમાં છીએ ને વાતની તેને ખબર થઇ ગએલી લાગે છે. મને લાગે છે કે આપણી પાછળ તેણે જાસુસ લગાડેલા છે " ભગવાનસિંગે પોતાનો અનુભવ કહ્યો.

" તમોને કેવી રીતે જ્ઞાન થયું, કે તેણે આપણી પાછળ જાસુસો લગાડેલા છે " અબ્દુલ્લાએ કહ્યું.

" મેં તેમના સૈન્યમાં પેશી તેમની સાથે મળી જાણી લીધું છે; વળી તેઓ રાત્રે જ્યારે આપણે નિંદ્રામાં હોઇએ ત્યારે છાપો મારવા વિચાર રાખે છે. " ભગવાનસિંગે અગત્યની ખબર કરી.

" ભાઇ ભગવાનસિંગ આ ખબર તમો ઘણી અગત્યની લાવ્યા છો. જો આની ખબર આપણુને ન પડત તો વખતે દારા પોતાના વિચારમાં ફાવી જાત. અને આપણી આશાઓ અમુક સમય માટે તો નિરાશામાં બદલાઇ જાત. "

" પણ આપણે તેને તે સમયજ શા માટે આપવો જોઇએ " જમાલે વચમાં કહ્યું.

" તમારો કેહવાનો શો ઉદ્દેસ્ય છે કમાલ " અબ્દુલ્લાએ ઉત્સુક હ્રદયે કહ્યું.

" અત્યારેજ દારાના લશ્કર ઉપર હુમલો કરવો જોઇએ, અને સહુથી પેહલાં હું મારા સૈનિકો સાથે તેના વિશાળ સૈન્ય ઉપર આક્રમણ કરૂં છું. મને હુકમ આપો એટલીજવાર છે. " કમાલે હિમ્મત સાથે કહ્યું.

" સારૂં જાવો ફતેહ કરો. અમો પણ તમારી પાછળ ધસારો કરીએ છીએ, પણ નહી, હું લાંબો ચક્કર લઇ બીજી બાજુથી હુમલો કરૂં અને તમો આ બાજુથી કરો. જોકે મારે ચક્કરમાં જવાનું હોવાથી વિલંબ લાગશે. માટે તમો ધીમા ધીમા જજો "

આ પ્રમાણે વાતચીત થતાં સર્વે વ્યવસ્થા થઇ ગઇ. કમાલ પોતાનું સૈન્ય લઇ અને અબ્દુલ્લા પોતાનું સૈન્ય લઇ જુદી જુદી દિશાથી હુમલો કરવા તૈયાર થઇ ગયા.

સૈનિકો ભાલા અને નેઝા હલાવતા આગળ વધ્યા, જ્યારે દારાનું સૈન્ય કમાલને દેખાવા લાગ્યું, ત્યારે તે જોઇને તાજુબ થઇ ગયો, કારણ તેઓ તૈયાર થઇનેજ ઉભા હતા, અને કમાલ હુમલો કરે તે પેહેલાં દારાના સૈન્યે હુમલો કર્યો. બન્ને સૈન્ય સામ સામા મળી ગયા. તલવારો મ્યાનમાંથી નીકળી અને સામ સામા અરસ્પરસ વાર કરવા લાગ્યા.

સંધ્યાકાળ થવા આવ્યો હતો, પણ રાત્રિ અજવાળી હતી. આથી શત્રુમિત્ર પારખવામાં વિટંમણા પડી નહિ. નહિતો મિત્ર કોણ અને શત્રુ કોણ તેનો પત્તો લાગત નહિ.

દારા પોતાના સર્વે સૈન્ય સાથે કમાલના સૈન્યને મહાત કરવા બહાદુરી સાથે ઝઝુમી રહ્યો હતો, અને સર્વે પ્રકારે આશા હતી કે બાદશાહી સૈન્યને હાર થાય કે અબ્દુલ્લાએ પાછળથી હુમલો કરી

દીધો. અચાનક આવી રીતે પાછળથી હુમલો થએલો જોઈ દારા જરા ગભરાયો પણ હિંમત હાર્યો નહિ. તેણે પોતાના સૈન્યના બે ભાગ પાડી એક ટુકડીનો પોતે અને બીજાનો પોતાના એક સરદારને સેનાધિપતિ બનાવી બન્ને બાજુ વઢવા લાગ્યો. જોકે બાદશાહી સૈન્ય કેળવાયલું તથા અનુભવી હતું. ત્યારે દારાનું સૈન્ય નવું તથા બીન અનુભવી હતું. આથી દારાના સૈનિકોના મુખ ઉપર નિરાશાન ચિન્હો વધતા જતા હતા. દારા શિકોહ આ હાલત જોઇ પોતાન સૈન્યને હિંમત તથા જોશ આપતો સાથે ઘણી બહાદુરી સાથે વઢ રહ્યો હતો. દારાનું ઘણું સૈન્ય કપાઇ ગયું. દારાએ પોતાની નજ઼ પોતાના સૈન્યને કપાતા જોયું, પણ તેની તેના ઉપર જરા પણ અસર થઇ નહિ, ઉલટો બમણા બળે તે મુકાબલો કરવા લાગ્યો, પણ એકલો દારા પોતાના બીન અનુભવી સૈન્ય સાથે બાદશાહી સૈન્યનો ક્યાં સુધી મુકાબલો કરી શકે? છેવટે બન્ને બાજુનો એકદમ સજ્જ઼ હુમલો થતાં દારાના સૈન્યમાં ભંગાણ પડયું. પગ ઉખડી ગયા. જ્યારે દારાએ આ સ્થિતિ જોઇ ત્યારે તેને લાગ્યું કે હવે મેદાન હાથમાં નથી. હવે તો નાસી છુટી બીજી વધુ તૈયારી કરી મુકાબલો કરવા-માંજ સાર છે. આથી તે પણ ત્યાંથી નાસી છુટયો. દારાને નાસ્તે જોઇ તેનું બાકી રહેલું સૈન્ય પણ નાઠું. તેમની પુંઠ પકડી અને બાદશાહી સૈન્યે ઘણાંનો નાશ કર્યો. ઘણા કેદ પકડાયા.

કેદીઓને એક મોટા તંબુમાં કેદ કરવામાં આવ્યા, અને તેની આજુબાજુ સખ્ત પેહરો ગોઠવી દીધો. સર્વેને આરામ લેવાનો હુકમ કર્યો અને સેનાધિપતિ અબ્દુલ્લા પોતાના ખાસ તંબુમાં આવીને કમાલને કેહવા લાગ્યો.

"આપણી સર્વે મેહનત નકામી ગઇ,"

"કારણ?"

"દારા બરાબર આપણાં હાથમાંથી છટકી ગયો"

"જો તેની પુઠ પકડવામાં આવેતો"

"નહિ પકડાય, કારણ તે કઈ બાજુ ગયો તેની આપણને ખબર નથી, અને ખબર કાઢવા બેસીએ તો ક્યાંનો ક્યાં નીકળી જાય." અબ્દુલ્લાએ નિરાશા દેખાડી.

"વખતે તેના સૈનિકો જે કેદ થયા છે, તેનાથી પત્તો લાગે તો લાગે" કમાલે યુકિત દેખાડી.

"મને આશા નથી, તો પણ બોલાવો અને પુછો."

બોડીગાર્ડના બે સૈનિકોને હુકમ કર્યો, કે જાવો કેદીઓમાંથી કોઇ મોભાદાર જણાતા કેદીને લાવી હાજર કરો. ટુંકમાં સૈનિકોએ તંબુમાં બે કેદીઓને લાવી ઉભા કર્યા. કમાલે તેમને જોઇ પ્રશ્ન કર્યો.

"તમારૂં નામ ?"

"અખ્તર મીરઝા"

"તમે જણાવી શકો છો, કે તમો કયાં જઇ રહ્યા હતા, અને અમારા માર્ગમાં આડે આવી શા માટે યુદ્ધ કર્યું ?

"અમારો સરદાર અમોને જ્યાં લઇ જાય ત્યાં અમો જવાના હતા, અને તેમના હુકમે અમે તમારી સાથે યુદ્ધમાં ઉતર્યા"

"તમારા સરદાર હાલ કયાં છે ?"

"હું નથી જાણતો."

"કયાં ગયો હશે?"

"ખુદા માલમ."

"જો તમો તમારી અમાન ચાહતા હોવ તો સાચે સાચુ જણાવીદો, નહિ તો પછી લશ્કરી કાયદા પ્રમાણે કામ ચાલતાં તમોને કતલ કરવામાં આવશે." કમાલે ગુસ્સામાં આવી કહ્યું.

"અમોને કતલ કરવામાં આવે, કે જીવતા બાળી મુકવામાં આવે, પણ અમો જે વાત ન જાણતા હોઇએ તે કેવી રીતે બતાવી શકીએ. હવે જીવનનો પ્રશ્ન કહ્યો તો જ્યારથી કેદી બન્યા ત્યારથી મરીજ ચુકયા છીએ" કેદીએ હિંમતથી કહ્યું.

"સારૂં જોઇ લેવાશે. જાવો આમને લઇ જાવો, શહેનશાહ આગળ તેમનો ઇન્સાફ થશે."

સિપાઇઓ હુકમ મળતાં કેદીઓને લઇને ચાલ્યા ગયા.



## પ્રકરણ ૫ મું.

## નિરાધાર દારા

પડતી ઉપર પડતી આવે છે, વાગેલી ઠેસ ઉપર તરત બીજી ઠેસ વાગે છે. તેનો ઘણાંને અનુભવ છે. દારા શાહી સૈન્યનો મુકાબલો કરતાં હાર્યો ને નાઠો. તે આગલા પ્રકરણમાં આપણે જોઇ ગયા. તે સિધો ગુજરાત તરફ નાઠો. આ વખતે તેની સ્થિતિ ઘણી શોચનીયમય હતી. માત્ર તેની સાથે પચાસ કરતાં પણ ઓછા માણસો હતા, અધુરામાં પુરૂં તેની સ્ત્રી નાદેરા બીમાર હતી. તેને માત્ર જે કોઇનો આશરો હોય તો ખુદાનોજ આશરો હતો, અને તેનાજ આધારે તે નાસ્તો નાસ્તો ચાલ્યો જતો હતો.

ભાગ્ય બે ડગલા આગળને આગળ. તે અનુસાર દારા જ્યારે ગુજરાતમાં પોંહચ્યો; ત્યારે તેને ધીરજ વળી તેની માન્યતા હતી, કે ગુજરાતમાંથી લશ્કર જમાવી પાછો ઔરંગઝેબનો મુકાબલો કરીશ, અને મારૂં ભાગ્ય અજમાવીશ. તેના મનમાં ગુજરાતના સરદારનાં સંબંધી સંપુર્ણ આશા હતી, પણ તેની આશા નિરાશામાં બદલાઇ ગઇ. જ્યારે તે ગુજરાતના સુબા પાસે ગયો, અને તેને પોતાની હાલત દર્શાવી મદદ માટે કહ્યું. ત્યારે તેણે તો સાફ શબ્દોમાં કહી દીધું કે "હું તમોને નામની પણ મદદ આપવા માંગતો નથી, તમો બાદશાહના શત્રુ છો. તમોને અત્રે રાખવા કે મદદ આપવી તે મારા પ્રાણ આફતમાં નાખવા બરાબર છે. હું શહેનશાહનો વફાદાર છું. એક ભાઇ ભાઇ થઇ બેવફા બને પણ હું બનવા અશકત છું, મારો ધર્મ છે કે તમોને કેદ કરી બાદશાહની સેવામાં હાજર કરૂં, પણ જાવો હું તમારા પ્રત્યે દયા બતાવી જવા દઉં છું અને સાથે તમોને તાકીદ આપું છું, કે જેમ બને તેમ બાર કલાકમાં મારી હદમાંથી ચાલ્યા જાવ, નહિતો કેદ કરી બાદશાહની સેવામાં હાજર કરવામાં આવશે."

આ ઉત્તર સાંભળતાં દારાના હોશ હવાસ ઉડી ગયા. તે પોતાના ભાગ્યને દોષ દેતો દેતો ત્યાંથી નિરાશામય ચાલવા લાગ્યો. લાંબી મુસાફરીના કારણે તેના ઘોડો થાકી ગયો હતો, એટલુંજ નહિ પણ સવારો પણ થાકી ગયા હતા; પણ માથે મોત ભમી રહ્યું હતું.

છુટકે ન છુટકે ચાલ્યા વગર આરો નોહતો, તેઓ ગુજરાતના પાટનગરથી દસબાર માઇલના અંતરે ગયા હશે, કે તેમણે પોતાની પાછળ કેટલાકસવારો આવતા જોયા. દારાએ માની લીધું કે શાહી લશ્કર આવી પોહચ્યું.

તે સવારોએ આવતાંજ દારાના સર્વે માણસોને ઘેરી લીધા. તે આશરે પાંચસોની સંખ્યામાં હતા, તેઓ મરેઠા હતા. તેઓ આવતાંજ સિપાઇઓને કતલ કરવા લાગ્યા. તોઓ થાકેલા હોવા છતાં તેમનો મુકાબલો કર્યો, પણ કયાં પાંચસો અને કયાં પચાસ! અને તે પણ થાકેલા અને નિરાશ થએલા! ટુંકમાં સર્વે સિપાઈઓ માર્યા ગયા, માત્ર બેજ સિપાઇઓ બચી ગયા. મરેઠાઓએ સર્વે માલગતા લુટી લીધી.

"અમોને લુટી લેનાર તમો કેટલા છો ?" દારાએ પ્રશ્ન કર્યો.

"તેની હજી પણ ખબર પડી નથી ? અમો હિંદના લુટારા છીએ"

"એટલે ?"

"એટલે અમારા સરદાર શિવાજીએ અમોને પાઠ ભણાવ્યો છે, કે અમારે જ્યાં ત્યાં લુટ ફાટજ કરવી. મોટી સંખ્યા જોઇ નાસી જવું, અને નાની સંખ્યા જોઈ તેમને કતલ કરી નાખી માલમતા લુટી લેવી."

"આતે કાંઇ ઉત્તમ માણસના લક્ષણ છે ?"

"તેનો તોલ અમારે કરવાનો ન હોય, અમારા સરદાર જે પંથે ચાલે તેજ પંથે અમારે ચાલવું એજ અમારો ધર્મ છે. અમારામાં અવગુણોને ગુણ ગણવામાં આવે છે. બોલ હવે કાંઇ કહેવું છે" એક મરેઠાએ કહ્યું.

"હવે મારે કાંઇ કહેવાનું નથી, પણ જગતમાં તમો ખરાબ ગણાશો તમારા નામ આગળ ઇતિહાસમાં લુટારા લખાશે."

"તેથી શું ? અમારા આવા ખરાબ કામોથી જો હિંદુના નામે ઓળખાતી કોમને લાભ થશે, તો તેઓ અમારા સરદારની મુર્તિ બનાવી તેની પુજા કરશે." બીજા મરાઠાએ અટહાસ્ય કરતાં કહ્યું

"એવું તે કદાપિ બને ?" દારાએ શંકા બતાવી.

"આમાં શંકાને સ્થાન નથી. સાંભળ પરશુરામે એકવીસ વાર કત્લેઆમ ચલાવી જગતમાંથી ક્ષત્રિઓનું નખોદ વાળી નાંખ્યુ, તો પણ તેને મહાન નર તરીકે પુજવામાં આવે છે. કૃષ્ણ ભગવાને પાંડવોનો પક્ષ પકડી લાખો માણસોની કત્તલ કરાવી, તો પણ તે

ભગવાન મનાય છે. શંકરાચાર્યે હિંદમાંથી બૌધ ધર્મનો નાશ કરવા કાવાદાવા અને કતલેઆમ ચલાવી, પણ તે પ્રભુ અવતાર તરીકે પુજાય છે. તેમ અમો મરેઠા પણ હિંદમાંથી તમો મુસલમાનોને કાઢી મુકવા માંગીએ છીએ. આ માર્ગ સફળ કરવામાં અમો પાપીમાં પાપી કામ કરીએ, અઘોરમાં અઘોર પાપ કરીએ તો પણ તે સારા કામમાં લેખાશે. એની અમોને ખાતરી છે. સમજ્યો !!" ત્રીજા મરેઠાએ કહ્યું.

"અરે ! તમો અત્રે વાતો કરો છો, પણ એક અન્ય શિકાર જે કોઇ હિંદુની જાન જાય છે. તેને લુટવાનો સારો લાગ છે. ચાલો જલ્દી ચાલો" એક મરેઠા લુટારાએ દોડતા દોડતા આવી કહ્યું.

આ સંદેશો મળતાં સર્વે મરેઠા ત્યાંથી પસાર થઇ ગયા. હવે દારા પાસે ત્રણ ચાર નોકરો હતા. તે દુઃખદ આપદામાં આવી પડયો હતો. તેનો વીચાર હવે સિંધ તરફ જવાનો હતો, પણ સાધન રહિત અને પહાડો તથા મોટા રણો પસાર કરવાના હતા. જો કે તેની નસોમાં મોગલ લોહી હતું. તેથી તે હિંમત ન હાર્યો, અને મુસીબતો ઝીલતો ફાકા ઉપર ફાકા ઉઠાવતો ઉઠાવતો દદા પોંહચ્યો. દદામાં આ વખતે ખાનજહાન રાજ્ય કરતો હતો. તેની પાસે પોતાના એક માણસને મોકલી આશરો આપવા વિનંતી કરવામાં આવી ત્યાંથી ખાનજહાને જવાબ આપ્યો કે "હું તમોને કાલે મળીશ." આ પ્રમાણે આશામય ઉત્તર મળતાં દારાના જીવમાં જીવ આવ્યો. દારાને એક બંગલામાં ઉતારો આપવામાં આવ્યો. દારા પોતાના ઉતારામાં ખિન્ના રહીત થઇ હવે શું કરવું, તેના વિચારો કરી રહ્યો હતો. સાથે પોતાની પેહલાની અને હાલની સ્થિતિ સાથે મુકાબલો કરતાં દિલગીર થતો, પણ હિંમત હારતો નહિ. એટલામાં તેની સ્ત્રી નાદેરાએ "હે ! ખુદા." જોરથી કહ્યું. નાદેરાના આ દર્દમય ઉદગારથી દારાની વિચારમાળા તુટી અને નાદેરા પાસે આવી બેસી ગયો. તેના કપાલ ઉપર હાથ મુકી કહેવા લાગ્યો "મારી દુઃખીયારી નાદેરા ! શું થાય છે ?"

"વ્હાલા ! તમારી નાદેરા દુઃખી ! નહિ, નહિ, જ્યારે તમારા જેવા સરતાજ મારી સામાં છે તો પછી દાસી દુઃખી શા માટે !"

"વ્હાલી ! હું તારા માટે કાંઇ ન કરી શકયો. આ સમય તારે આરામ કરવાનો છે. આવી હાલતમાં તો તારી સેવામાં સેંકડો દાસીઓ અને હકીમો હાજર રહેવા જોઇએ, તારી આરોગ્યતા માટે

મન્નતો અને દાન વગેરે થવા જોઇએ, તેની જગ્યાએ વ્હાલી નાદેરા ! આ નિર્ભાગ્ય પતિ સાધારણ દવા કરાવવા પણ લાચાર છે. નાદેરા ! વ્હાલી નાદેરા ! ! તે આપણો આગલો સમય ને હાલના સમયમાં કેટલો બધો તફાવત ! ”

“ વ્હાલા ! એમાં ગભરાવવાનું કારણ શું છે. જગત એક ચઢતી પડતી છાંય છે, જગતમાં કોણ સ્થિર રહ્યું છે, અને રહેવાનું છે. આપણી હાલત દાદા હુમાયુ જેવી છે. જ્યારે તેઓ નોહતા ઘભરાયાં તો આપણે શા માટે ઘભરાવવું જોઇએ ! નાહિંમત બની તેમના નામને શા માટે લજાવવું જોઇએ. ”

નાદેરા આટલું બોલવા પામી કે એક વફાદાર સિપાઈ અંદર દાખલ થયો, અને દારાને દુર બોલાવીને કેહવા લાગ્યો કે “ ખાન-જહાન દગલબાજ છે, તે આપને મદદના બહાને કેદ કરી ઔરંગ-ઝેબ પાસે મોકલવા માગે છે. ” આ સંદેશો સાંભળતાં દારાનાં હોશ ઉડી ગયા, અને દિંગમુઢની પેઠે તે વફાદાર સિપાઇના સામાં જોઈ રહ્યો.

પોતાના ભાગ્ય ઉપર વિચાર કરતો કરતો તે પોતાની બીમાર નાદેરા પાસે આવ્યો અને નિશ્વાસ નાંખી કેહવા લાગ્યો કે:—“ પ્રિય ! જેને મેં મારા જીવનમાં કદાપિ પણ અલગ કર-વાનો વિચાર નોહતો કર્યો, તેને વિખુટી પાડવાનો પ્રસંગ આવી લાગ્યો છે. મારૂં ભાગ્ય મને દગો આપવા તૈયાર થઇ ગયું છે. ”

“ વ્હાલા ! જુઓ ! આ મારો આખરી વખત છે. હું ઘડી બેઘડીની મેહમાન છું. મારી આશા છે કે હું આપના ખોળામાં મારૂં મસ્તક મુકી ખુદાના દરબારમાં જાઉં. શું મારી આ છેલ્લી આશા પુર્ણ નહિ થાય ? ” નાદેરાએ રડતાં રડતાં કહ્યું.

“ તમો ન ગભરાવો. આશા અમર છે. નિરાશાવાદી ન બનો. અમણાંજ મને નિરાશાવાદી નહિ બનવા બોધ આપનાર નાદેરા આમ નિરાશાવાદી બનતી જોઇ મને તાજુબી થાય છે. તમો કાલે સાજા થઇ જશો. એમાં ગભરાવા જેવું છેજ શું ? ” દારાએ સજળ નયને નાદેરાને ધીરજ આપતાં કહ્યું.

“ નહિ. હવે મને જીવનની આશા નથી. જ્યારે આપ મારા માલિક જતા રહો ને હું તમારાથી વિયોગણ બનું, તો પછી મારે જીવવાની શી જરૂર છે ! અને જ્યારે તમેજ ન હોવ તો પછી મારે

જગતમાં રહીને શું કરવું છે." આટલું બોલતાં **નાદેરાએ** દારાના કંઠમાં પોતાના બન્ને હાથ નાંખી દીધા."

"હું મહાન મુસીબતમાં છું. મને સમજ પડતી નથી, કે મારા પછી વ્હાલી તારી સાથે શત્રુઓ કેવા પ્રકારની વર્તણુંક ચલાવશે ?"

"નહિ. નહિ. તેના બદલે દુઆ માંગો કે મારા પ્રાણ આપના ખોળામાંજ નીકળે." કહેતાં **નાદેરાની** આંખમાં વધુ આંસુ આવી ગયા.

"**નાદેરા** ! **નાદેરા** ! મરવાનું નામ ન લો. તમારા આવા શબ્દો સાંભળી મારા કાળજાના કકડે કકડા થઇ જાય છે. ભાગ્યે આપણને આવી હાલતમાં લાવી મુક્યા છે, નહિ તો આપણે આવા દુઃખો સહન કરવાને લાયક નોહતા. પ્યારી **નાદેરા** મને તમોને આવી હાલતમાં મુકી જવા મનડું માનતું નથી, પણ હાય ! ખુદા ઉપર ભરોસો રાખો, તમો હાલે તંદુરસ્ત થઇ જશો, એ આશાએ કાળજા ઉપર પત્થર મુકી જવા તૈયાર થયો છું." દારાએ સજળ નયને ગળગળા થઇ કહ્યું.

આ પ્રમાણે બન્ને વાતો કરી રહ્યા હતા, કે એક સિપાઇ દોડતો દોડતો આવ્યો, અને કહેવા લાગ્યો કે "હજુર ! હજુર ! નાસો. નાસો. પ્રાણ બચાવો. જહાંખાન સીપાઇઓને લઇ આપને કેદ કરવા આવી રહ્યો છે."

જહાંખાને દારાને મદદ કરવાનું કહી પોતાના ગામ બહારના એક નાનકડા મહેલમાં ઉતારો આપ્યો હતો, અને પોતાના સરદારો સાથે મસલત કરી દારાને કેદ કરી **ઔરંગઝેબ** પાસે મોકલી મોટા ઇનામ તથા નામનાની આશા રાખી હતી. તે પ્રમાણે તે દારાને કેદ કરવા આવી રહ્યો હતો.

સિપાઇનો આ ભયાનક સંદેશો સાંભળતાં **નાદેરાએ** એક કકળતી ચીસ પાડી, અને દારાને વધુ વળગી પડી. દારા તેનું મસ્તક એક હસ્તે ગૃહિ અને તેના કપાળ ઉપર ચુમ્બનો કરવા લાગ્યો. દારાની આંખમાં અશ્રુ માતા નોહતા. **નાદેરા** પણ રડતી હતી. "વ્હાલા ! જાવું છું" કહેતાં **નાદેરા** ઢળી પડી. દારાએ તેને છાતીએ લગાડી, પણ પ્રાણ ખોલીયું મુકી ક્યારનો સંચર્યો હતો.

નાદેરાને મૃત્યુ પામેલી જોઇ દારાએ એક નિશ્વાસ નાંખ્યો, અને બોલવા લાગ્યો. "નાદેરા ! નાદેરા ! તારૂં મૃત્યુ તને મુબારક થાવો. હવે તને કોઇ નહિ સતાવે. તારે આમથી તેમ નાસવું નહિ પડે. તારી નિંદ્રામાં કોઇ ખલલ નહિ નાંખે. તેં દુઃખો તથા મુસીબતોથી છુટકારો મેળવી લીધો, અને હું તારો નિભાંગી પતિ દુઃખો તથા મુસીબતો ઉઠાવવા માટે રહી ગયો."

"પ્રિય નાદેરા ! તેં જતી વખતે છેલ્લી કોઇ નસીહત પણ ન કરી, પણ તે સમય પાસે છે. કે હું તારી પાસે ટુંકમાંજ આવું છું. ત્યા સ્વર્ગમાં આપણે આરામથી રહીશું. ત્યાં આપણી સાથે કોઇ દગો નહિ કરે. કોઇ વિખુટા નહિ પાડે."

"દસ વર્ષ સુધી તમો મારા સુખ દુઃખના ભાગીયા હતા. તમારા માથે દુઃખોના પહાડો તુટી પડયા, પણ મુખથી ઉફ સરખું પણ નકર્યું. શું હવે તમોએ મારો અણીનાં સમયે સાથ મુકી દીધો ! શું મારાથી નારાજ થઇ ગયા છો. જરા મારા સામા જુવો. મુખેથી બોલો. શું તમો મને અરે ! મારો સાથ મુકી ચાલ્યા ગયા, પણ નહિ તમારો આ પતિ વફાદાર છે. તમારો સાથ મુકશે નહિ. હું આવું છું. પ્યારી નાદેરા ! હું આવું છું" આટલું બોલતાંજ દારા જમીન ઉપર ઢળી પડયો. બે હોશ થઇ ગયો. દારાને આમ પડતાં જોઇ તેનો એક વફાદાર નોકર તેની પાસે દોડી આવ્યો, અને સાવધાન કરતા કહેવા લાગ્યો.

"સરદાર ! હજુર ! ઉભા થાવો. શત્રુઓ માથા ઉપર આવી ગયા છે. નાદેરા તો સ્વર્ગે સંચર્યા. હવે તમો તમારા પ્રાણ બચાવો. ઉઠો નાસો જાલિમો હમણાં આવી લાગશે." વફાદાર નોકરે દારાને ઘણો હલાવ્યો, તેને શુદ્ધિમાં લાવવા ઘણાં પ્રયત્ન કર્યા, પણ સર્વે નકામા જવા લાગ્યા, ત્યારે તેણે દારાને ઉપાડી કોઇ સલામતીના સ્થાને લઇ જવાનો વિચાર કર્યો, કે જહાંખાન ત્યાં સૈનિકો લઇને દાખલ થયો. જ્યારે સિપાઇઓ તથા જહાંખાન ત્યાં આવ્યા ત્યારે ત્યાં આવો હૃદયભેદય દેખાવ જોઇ સર્વેના કાળજા પીગળી આવ્યા. જહાંખાનની પણ આંખમાં આંસુ આવી ગયા, પણ તેણે પોતાની લાગણી દબાવી. દારાને બેભાન હાલતમાંજ કેદ કરવાનો હુકમ કર્યો. નાદેરાના સંબંધમાં પોતાના એક સરદારને દફન વગેરે કરવાનો હુકમ કર્યો, અને દારાને ઉપાડી પોતાના મહેલમાં લઇ ગયો.

જ્યારે દારા ભાનમાં આવ્યો, ત્યારે તેના હાથો તથા પગોમાં લોખંડની બેડીઓ પડેલી હતી. તેને આજુ બાજુ જોઈ કહ્યું "હું ક્યાં છું ?"

"કેદમાં. જહાંખાનના તાબામાં."

"દગલબાઝ."

"હા. તેનોજ આ બદલો છે. શું ખબર નોહતી કે બાદશાહ સામે થવામાં શી શી મુસીબતો સમાયલી છે. શું આ દિવસો યાદ નોહતા." જહાંખાન જે સામાં બેઠો હતો તેણે કહ્યું.

"કોઇને પણ પોતાના ભવિષ્યનું જ્ઞાન હોતું નથી. જો મને આવી ખબર હોત કે તું મારી સાથે આવો દગો કરીશ, તો કદાપિ પણ તારા માટે નામદાર શહેનશાહ શાહજહાં આગળ તારી સીફારશ કરી તારા પ્રાણ બચાવત નહિ. શું તું એ ઉપકારનો બદલો તો આપી નથી રહ્યો ?" દારાએ કહ્યું.

"તે સમય ચાલ્યો ગયો. તમારા તે ઉપકારના બદલામાં મેં પણ તમારા કેટલા કામ કર્યા છે."

"નહિ. કદાપિ નહિ. તેં મારી સાથે એક પણ ઉપકાર કર્યો નથી."

"ચાલો એમ તો એમ. તે વખતે શાહજહાંનો અમલ હતો. હવે કાંઇ શાહજહાં નથી, હવે તો તમોને આલમગીરની સેવામાં હાજર કરવામાં આવશે."

"તેથી શું ?"

"એમ ? સિપાઈઓ જાવો, આ રાજદ્રોહિ માણસને કેદ કરી હમણાંને હમણાં દિલ્હી તરફ રવાના થાવો."

હુકમ થતાં સિપાઇઓ દારાને લઈ ચાલતા થયા.



## પ્રકરણ ૬ ઠું.

## શુજાની છાવણી.

માણસે પોતાની ઉન્નતિનો માર્ગ મોકળો કરવોજ જોઇએ. દરેક વસ્તુને હક છે, કે તે પોતાની ઉન્નતિ કરે. જેનામાં પોતાની ઉન્નતિ કરવાનો વિચાર નથી થતો, તેને આ જગતમાં રેહવા માટે કોઇ પણ પ્રકારનો હક નથી. સુસ્ત અને હાથ પર હાથ રાખી બેસી રેહનાર માટે જગત નથી. તેણે તો જગતને સલામ કરી હમેશના માટે કબરમાં આરામની નિંદ્રા ભોગવવી જોઇએ. જેટલો મારો હક છે. એટલોજ આલમગીરનો છે. એક ભાઈ ગાદી ઉપર બેસે અને એક સરદાર બને તે ક્યાંનો ન્યાય ?"

આ પ્રમાણે આગ્રાના પાસેના મેદાનમાં પડેલા લશ્કરની વચમાં આવેલા એક શાનદાર તંબુમાં એક યુવાન બોલી રહ્યો હતો. તેના સુંદર, ભરાવદાર અને રોબદાર મુખારવિંદને જોતાં તે કોઇ રાજ્યવંશી યુવાન હોય તેમ સ્વાભાવિક રીતે લાગતું હતું. તેના તંબુની આસપાસ સૈનિકો પેહરો ભરી રહ્યા હતા. તેણે પોતાના વિચારમાં ને વિચારમા "કોઇ છે" પોકાર્યું, કે એક સૈનિક ઉઘાડી તલવારે અંદર દાખલ થઇ, સલામ કરી હુકમની વાટ જોતો ઉભો રહ્યો.

"જાવો. સેનાધિપતિના તંબુમાં જઇ તેમને બોલાવી લાવો."

સૈનિકે સલામ કરી ચાલ્યો ગયો. સેનાધિપતિ હુસેનના તંબુ આગળ પણ પેહરો હતો, આવનાર સૈનિકે સંદેશો પહોંચાડતાંજ તેને અંદર બોલાવવામાં આવ્યો તેને આવતો જોતાંજ સેનાધિપતિ હુસેને કહ્યું. શું તને શાહજાદા શુજાએ મોકલ્યો છે." સિપાઇ તરફ બારીક નજરે જોઇ કહ્યું.

"હા. નામદાર"

"તેઓ હાલ શું કરે છે ?"

"જાણે કોઈ વિચારમાં હોય તેમ તેમના મુખ ઉપરથી લાગતું હતું, અને આપનું કોઈ જરૂરી કામ હોય અથવા કોઇ વાતમાં સલાહ લેવાની હોય એવી મારી માન્યતા છે." સૈનિકે પોતાને થએલો અનુભવ કહ્યો

"તું ઘણો ચાલાક છે; તો પણ એટલી ખામી છે કે અન્યના ભાવ ઉપરથી તેની સ્થિતિ જાણી શકે છે, પણ અંતરના ભાવો અને વિચારો જાણે તો તારી મહત્તા ઘણી વધી જાત." સેનાધિપતિએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"હા. હવેથી ખુદા પાસે એ શકિતની માંગણી કરીશ, અને જો તેની કૃપા મારા ઉપર ઉતરી, તો પછી હું સામાન્ય સૈનિકને બદલે સેનાધિપતિ બની જવાનો" સૈનિકે પણ હાસ્યમાં કહ્યું.

"એમ! પણ હાં શાહજાદા શુજા મારી વાટ જોતા હશે." કેહતાંજ સેનાધિપતિ ઉભો થઈ ગયો, અને હાથમાં એક લાંબી તલવાર લઇ ત્વરિત ગતિએ શુજાના તંબુ તરફ જવા લાગ્યો. જ્યારે તે શુજાના તંબુ આગળ આવ્યો, ત્યારે ત્યાં પેહરો ભરતા સૈનિકોએ તલવારો ઉંચી કરી તેને સલામી આપી. અને પોતે તંબુ આગળ આવી થોભી ગયો. એક સૈનિકે તેના આવવાની ખબર આપતાં તરત બોલાવવામાં આવતાં તંબુમાં ગયો, તેણે અંદર પ્રવેસ કર્યો, કે શુજાએ કહ્યું "આવો, હું તમારીજ વાટ જોઇ રહ્યો હતો. કહો સર્વે વાતના ખેરીયત છેને. આપણે જે જાસુસો મોકલ્યા હતા તેઓ કાંઈ સમાચાર લાવ્યા"

"હા. સર્વ પ્રકારે ખેરીયત છે. હું આપની સેવામાં આવવાતોજ હતો, કારણ મોકલેલા જાસુસો ખબર લાવ્યા છે કે આલમગીર પોતે સૈન્ય લઇ આ તરફ આવે છે."

"અહો! ઘણી ખુશીની વાત છે. આવવા દો. તેની ખાતર ખરદાસ સારી પેઠે કરવામાં આવશે. તે પણ યાદ કરશે કે શુજા તે સત્ય રીતે શુજાઅતનો સરદાર છે. આપણે તેની સાથે યુદ્ધ કરવા તો જવાનાજ હતા, અને જ્યારે તે પોતેજ સામો આવે છે, તો પછી આપણને વધુ સુગમતા થશે."

"મારી તો માન્યતા છે. કે આપણો મુકાબલો માર્ગમાંજ થશે; કારણ જાસુસોના કેહવાથી માલમ પડયું છે, કે જેમ બને તેમ જલ્દી તેઓ કુચ કરી આપણને ભેટવા માંગે છે."

"તેના માટે કાંઈ ચીન્તા જેવું શું છે?" શુજાએ પ્રશ્ન કર્યો

"ચિન્તા જેવું તો કાંઇ નથી; પણ આપણી સાથે કરાર કરી હમણાં સુધી જસવંતસિંગ પોતાના રજપુતોનું સૈન્ય લઇ આપણી મદદે આવ્યો નથી, શું આપણને તે દગો તો નહિ દે?"

"નહિ. તેઓ ઇકરારના પુરા છે, જ્યારે આપણને મદદ આપવાનું કહ્યું છે, તો પ્રાણ જતા પણ તેઓ દગલબાજી કરશે નહિ." શુજાએ તેની શંકાનું સમાધાન કરતાં કહ્યું.

"પણ નામદાર આપણને ઇતિહાસ શું શીખવે છે? રજપુતો જેટલા બહાદુર છે, તેટલા બેવફા પણ છે; કારણ આપણને આગલી ત્વારિખમાં તેના સંબંધી ઘણા દાખલા મલી આવે છે, કે બાદશાહ જો જોરાવર હોય તો તેની સાથે વફાદાર રહે છે, પણ જો તેના પછીનો બાદશાહ જરા નબળો માલમ પડ્યો, કે તેઓ વફાદારીને ઓળખતાજ ન હોય, તેમ બેવફા બની સામા થાય છે, અને એટલું પણ તેમને યાદ નથી રહેતું કે અમારૂં રાજ્ય છતી કેવી ઉદારતા સાથે પાછું સોંપ્યું હતું. તેઓ પણ જશવંતસિંગના વડિલોજ હતા ને! અને આ તેમનો પુત્ર છે, માટે આપણે આપણાજ બાહુનો વિશ્વાસ રાખવો ઉત્તમ છે. તે આવે કે ન આવે. તેની આપણે દરકાર રાખવાની નથી. આપણે આપણાં હરિફને હંફાવવા માટે દરેક પળે તૈયાર થઇનેજ રેહવું જોઇએ" હુસેને પોતાની માન્યતા દલિલો સાથે જણાવતા કહ્યું.

"સર્વે કાંઇ એવાં હોતા નથી. ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોયજ. દરેકમાં કાંઇ ઉપાધી તો હોય, તેમ રજપુતોમાં પણ જોવામાં આવે, તો તાજુબ થવા જેવું નથી?"

"નહિ. નામદાર મોટા મોટા નામાંકિત તથા જેમના ઉપર મહાન મહાન ઉપકારો કરેલા હોય છે, પણ વખત આવે તેમના તરફથી આવી હીણી વર્તણુંક જોવામાં આવી છે. સત્ય રીતે તો આ હિંદુ રાજાઓ આપણને મદદ કરી રહ્યા છે. તે ખાસ આપણા ભલા માટે નહિ, પણ પોતાનો સ્વાર્થ સાધવાજ માટે હોય છે. નિખાલસ પણે મદદ કરે તેવું તો હિંદુઓનું ખમીરજ નથી. એટલે મદદ કરવા માટેજ મદદ કરતા નથી, પણ પોતાનો સ્વાર્થ સાધવા." સેનાધિપતીએ પોતાની માન્યતાના પૂરાવામાં વધુ દલિલ આપી.

આમાં આપણને મદદ કરવામાં જશવંતસિંગનો શો સ્વાર્થ સમાયેલો હશે? જો સ્વાર્થ હોત તો પછી આપણે મદદ કરવાનું કહ્યું ત્યારેજ ના ન કહત, અને એ અવસર પણ એવો હતો, કે તે જે શરત કરત તે આપણે કબુલ કર્યા વગર પણ રહેત નહિ. મને તો આમાં જશવંતસિંગનો સ્વાર્થ હોય તેમ લાગતું નથી" શુજાએ પોતાનું નિખાલસપણું જણાવ્યું.

"નામવર હિંદુઓ પેહલાં તો જાણે પોતાને કોઇપણ પ્રકારનો સ્વાર્થ નથી, એમ જણાવે છે, અને અમલ પણ કરે છે, પણ કામ થઇ ગયા પછી પોતાની ધારણા પાર પાડવામાં પાછી પાની કરે તેવા તેઓ નથી. જુવો સ્વર્ગવાસી મહાન અકબરના સમયમાં તેમનું કાંઈ ચાલ્યું નહિ, સામા થયા, પણ અકબરી તલવાર આગળ હિંદુઓની તલવારોનું પાણી ઉતરી ગયું. ત્યારે તેમને લાગ્યું કે આમ સામસામાં વઢવાથી કાંઇ ફાવી શકશું નહિ, ત્યારે પોતાની સત્તા જમાવવા પોતાની મરજી અનુસાર બાદશાહ ચાલે તેટલા માટે બાદશાહ સાથે સગપણ જોડયું. અકબર બાદશાહે માન્યું કે આ સગપણ થવાથી રજપુતો આપણને પુરતી મદદ કરશે, એટલુંજ નહિ પણ મારા રાજ્યને નુકશાન કરશે નહિ."

"હા, અમારા વડિલ દાદાની માન્યતા ઉત્તમ હતી; અને તેજ હિસાબે હું પણ એવું સગપણ જોડવા રાજી છું" શુજાએ હુસેનને બોલતા અટકાવી કહ્યું.

"નામદાર. હું આપની માન્યતાનું ખંડન કરવાના વિચારથી કહતો નથી, પણ જે સત્ય વાત છે, તે જણાવું છું. તમો જાણો છો કે હિંદુઓમાં સખ્ત હુકમ છે. કે એક પતિ મરી જતા બીજો પતિ કરવો નહિ, પણ પુરૂષ ધારે તેટલી સ્ત્રીઓ કરી શકે છે. આ તેમના ધર્મનો જાલિમમાં જાલિમ ફરમાન છે, તે ઉપરાંત બાદશાહને વરતાં આવો પતિ હવે ભાગ્યેજ મળશે તેમ લલનાઓ પણ માનતી. તેઓ પોતાના પ્રેમનો જાદુ ચલાવી પોતાના ભાઇઓને, પોતાના પિતાને, સ્નેહિઓને રાજ્યમાં મોટી મોટી નોકરીઓ અપાવતી હતી. ખુશ મીજાજ બાદશાહ તેના પ્રેમના ખાતર, તેની સેવાના ખાતર તેમ કરતા, પણ આથી તો ઇસ્લામી બળ તુટવા લાગ્યું, અને હિંદુ બળ વધવા લાગ્યું, અથવા ઇસ્લામી બળમાં સહેજ ન્યુનતા આવી, પણ જો આટલાથીજ પત્યું હોત તો બસ હતું, પણ મોગલ ખુન અને રજપુત ખુન મળતાં જે બાદશાહો થયા તે ઇસ્લામી ખુનના જેવા હોવા જોઇએ તેવા થયા નહિ. આવી રીતે હિંદુઓએ પોતાની પુત્રિઓ મુસલમાનોને આપી તેમના બહાદુર અને જોશીલા ખુનમાં પણ ન્યુનતા લાવી મુકી. આ એક બારીકીથી જોતાં તો મોટામાં મોટું નુકશાન થયું છે, અને મારૂં તો ધારવું છે, કે જો આમજ મુસલમાનો હિંદુઓની જાલમાં ફસાઇ તેમની પુત્રિઓને પોતાના

ઘરોમાં લાવતા રહ્યા તો ઇસ્લામીઓમાં જે જુસ્સો છે, તે હમેશના માટે નાશ પામશે.." હુસેને શુજાને કોઈ રજપુત બાળા સાથે શાદી નહિ કરવા માટે આડકતરી રીતે બોધ આપ્યો.

"મોગલો બહાદુર છે. અને રજપુતો પણ બહાદુર છે, તો તેમની પુત્રિઓ લાવવા માટે શો વાંધો છે? હા. અલબત હિંદુ સ્ત્રી હોવાના કારણે બાળક માતા પિતાના જેવો જુસ્સાવાલો થવો જોઇએ તેવો વખતે ન થાય. તેમ માની શકાય છે,પણ બહાદુરતો થાયજને."

"નામદાર આટલું પણ થોડું નુકશાન છે; જેમ દરેક ખાનદાન કુટુંબ પોતાથી હલકા કુળની સ્ત્રી કરવા ના પાડે છે, અને તેવા કાર્યને પોતાના ખાનદાનને ડાઘ લાગ્યા સમાન ગણે છે; તેવીજ રીતે પોતાની બરાબરીમાં બહાદુર જણાતા કે પોતાના વંશથી વધુ બહાદુર કુળની સ્ત્રી લાવવામાં મહત્તા સમાયલી છે, પરંતુ આમ આપણાં કરતાં બહાદુરીમાં ઉતરતા રજપુતોની બાળાઓને પોતાની શાદીમાં લાવવી, તે તો આપણી મોગલ સત્તાને તોડવા બરાબર છે. રજપુતોને લશ્કરમાં નોકર રાખવા કરતાં, તેમની બાળાઓને મોગલ ખાનદાનમાં લાવવી તે મહાનમાં મહાન નુકસાન સમાન છે, એવું મારૂં તો માનવું છે."

"હુસેન! હુસેન! તમોને આ શું થઇ ગયું છે. તમો રજપુતો તરફ આવા વિચાર શા માટે ધરાવો છો?" શુજાએ પ્રશ્ન કર્યો.

"આ કાંઇ મારો વિચાર નથી. પણ એક સિદ્ધાંત તથા સર્વ માન્ય સુત્ર છે."

"હુસેન! તમો જશવંતસિંગની વાત ઉપરથી કાંઇના કાંઇ જતા રહ્યા. શું તમોને જશવંતસિંગના સંબંધમાં શંકા છે? શું તે આપણને વાયદો આપી આલમગીરને મળી જશે,? કે આપણને કે આલમગીરને મદદ કર્યા વગર શાન્ત બેસી રેહશે?"

"તે એકદમ શી રીતે કહી શકાય; પણ સાચું પૂછો તો હું કોઈ ઇસ્લામીનો જેટલો વિશ્વાસ કરૂં તેટલો અન્યનો તો નહિજ" હુસેને પોતાની માન્યતા દર્શાવી દીધી.

"હવે આપણે જોવાનું છે, કે જશવંતસિંગ આપણને આવી મળે છે કે કેમ! મને તો આશા છે કે આપણને ખરા વખતે મદદ રૂપ થઇ પડશે." શુજાએ હિંમતથી કહ્યું.

"હા. વખતે તેમ થાય તો તાજુબ થવા જેવું તો નથી, ખુદા કરેને તેમ થાવ."

સેનાધિપતિ હુસેન આગળ બોલવા જતો હતો કે એક સૈનિક અંદર ધભરાયલા જેવો આવી કહેવા લાગ્યો કે "નામદાર પશ્ચિમ બાજુથી કોઇનું લશ્કર આવતું હોય તેમ લાગે છે."

"કોનું લશ્કર છે" શુજાએ પ્રશ્ન કર્યો.

"જાવો તપાસ કરાવો. એક સૈનિકને ખબર કાઢવા દોડવો, પણ હાં બીજાને ન મોકલતાં તમો પોતેજ જાવો." સેનાપતિએ કહ્યું.

"જેવો હુકમ હું આ ચાલ્યો" કેહતાંજ તે સૈનિક ચાલ્યો ગયો. તેના ગયા પછી શુજા તથા હુસેન એક એકની સામાં જોવા લાગ્યા.

"જશવંતનું તો લશ્કર નહિ હોય" શુજાએ કહ્યું.

"તેનો નિકાલ હમણાંજ થઇ જશે. પણ મને લાગે છે, કે તે જશવંતનું સૈન્ય નહિ હોય, પણ આપણાં હરિફ આલમ-ગીરનુંજ હશે."

એટલામાં તે સૈનિક દોડતો દોડતો આવ્યો. અને બોલ્યો "નામદાર તે સૈન્ય આલમગીરનું છે. અને તે આપણાં સૈન્યની લગોલગ આવી લાગ્યું છે."

હુસેને શુજાના સામાં જોયું, અને હવે શું કરવું એનો બન્નો વિચાર કરવા લાગ્યા, એટલામાં શુજાએ ઉભા થઇ કહ્યું.

"જાવો! મારા બહાદુર સરદાર આપણાં લશ્કરને તૈયાર થઇ જવાનો હુકમ કરો. હું પણ તૈયાર થઇ મેદાનમાં આવું છું, અને મારી શુજાઅત દેખાડું છું. જાવો સિધાવો."

હુસેન ઝપાટાબંધ સલામ કરી તંબુમાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૭ મું.

### શુજાનું ભાગ્ય.

સેનાધિપતિ હુસેને આવતાંજ તૈયારીની ભયસુચક બ્યુગલ વગાડી. જેનો ધ્વની આખી છાવણીમાં પ્રસરી ગયો. જેવી રીતે ઇલેકટ્રીક બટન દબાવતાં આખા મકાનમાં દિપકો થઇ જાય છે, તેવીજ અસર આ બ્યુગલે દેખાડી આપ્યું આખું લશ્કર તૈયાર થઇ ગયું. હુસેન બીજા સરદારોને પોત પોતાની ટુકડીઓ લઇ કયાં કયાં ઉભા રહી કઇ કઇ બાજુની સંભાળ રાખવી તેવા ઓડરો આપી રહ્યો હતો. શાહજાદો શુજા પણ તૈયાર થઇ આવી પોહચ્યો. તેને જોતાં આખા સૈન્યે "અલ્લાહો અકબર" નો હર્ષ ભર્યો• પોકાર કર્યો• શાહજાદાએ પોતાનું મસ્તક નમાવી તેનો જવાબ આપ્યો.

"મારા મહાન મદદગાર હુસેન કહે ભાઇ સર્વે જણ તૈયાર છે."

"હા, નામદાર દરેક જણ પ્રાણ આપવા માટે તૈયાર છે, તેની સાબેતી આપ હમણાંજ જોઇ શકશો."

શુજાએ પોતાના સૈન્યને આગળ વધવાનો ઓડર આપ્યો, કે સામાં આલમગીરનુ સૈન્ય દ્રષ્ટિગોચર થયું; અને આલમગીરે આવતાજ હુમલો કરવાનો ઓડર આપી દીધો. ઓડર મળતાં આલમગીરના સૈન્યમાંથી ધનુષ્યધારીઓ તીરો મારવા લાગ્યા. તેના જવાબમાં શુજાના સૈન્યે પણ સામાં તીરો ફેંકવા માંડયા. હવે તો બાણોનો વરસાદ વરસવા લાગ્યો. આખું આકાશ તીરોથી ઢંકાઈ ગયું. સામ સામાં જેને બાણ વાગતું તે પડતું, પણ પાછા હટવાના બન્ને સૈન્યે સોગન ખાધા હોય, તેમ પાછળ હટવાનું સમજતાંજ ન હોય, તેમ બાણો સામ સામાં મારતા ને આગળ વધે જતાં હતા. આથી બન્ને સૈન્યો પાસે પાસે આવતાં મ્યાનોમાંથી તલવારો નીકળી તે જાણે લોહીની તરસીઓ ન હોય તેમ કાતિલ કતલ ચાલી રહી.

શાહજાદા શુજાનું સૈન્ય બીન અનુભવી તથા કોઇપણ વખતે એકાદ પણ લડાઇમાં ગએલું નોહતું, ત્યારે આલમગીરનું સૈન્ય અનુભવી તથા ઘણા યુદ્ધોમાં પોતાની બહાદુરીના જોહરો દેખાડી આવેલું હતું, પરંતુ તાજુબી તો આ વાતની હતી, કે આ બીન

અનુભવી સૈન્યે ધભરાટ ફેલાવો દીધો હતો, ત્યારે શુજાએ જોયું કે આલમગીરના સૈન્યમાં ધભરાટ ફેલાયો છે, તો તેનો લાભ લેવા તે પોતાના સૈનિકોની વચ્ચે આવી, મોટા અવાજે બોલવા લાગ્યો.

"મારા બહાદુર ભાઇઓ! આગળ વધો અને તમારા હરિફોના મસ્તકોને ધુલ ચાટતા બનાવી દો. તમો જોઇ રહ્યા છો, કે ખુદા તમારી મદદ ઉપર છે, આથીજ તમો એક કેળવાયલા અને અનુભવિ સૈન્યના હાજાં ગગડાવી રહ્યા છો. જુવો પેલો આલમગીર પોતાની બાજી બગડેલી જોઇ આમથી તેમ દોડી રહ્યો છે. મારા વ્હાલાઓ! એક એવો કારમો હુમલો કરો કે શત્રુઓના કાળજા ફાટી જાય." કેહતાં શુજાએ પોતાના સૈન્યને સાથે આલમગીર ઉપર હુમલો કર્યો. આલમગીર પણ આ હાલત જોઇ પોતાને સંભાળવાની તજવીજ કરવા લાગ્યો. તેણે પોતાના સૈન્યના ત્રણ ભાગ પાંડી નાંખ્યા. એક ટુકડીનો સરદાર પોતાના પુત્ર શાહજાદા મહમદને બીજાની સરદારી મીરજુમલા અને બાકીની ટુકડીનો પોતે સરદાર બની હુમલો કરવાનો હુકમ આપી દીધો. આલમગીરે ગુસ્સામાં આવી શુજાની ટુકડીને ઘેરી લેવા પ્રયત્ન કર્યો, પણ ચાલાક સુજાએ ત્યાંથી જગ્યા બદલી તેના પ્લાનને માટીમાં મેળવી દીધો. પણ સુજાને આમ છટકી જતાં જોઇ શાહજાદા મહમદે પોતાના કાકા સુજા ઉપર હુમલો કર્યો. આલમગીર ઉઘાડી તલવાર લઇ આખા સૈન્યમાં ઘુમવા લાગ્યો, અને પોતાના સૈન્યને હિમત આપતા બોલ્યો કે "ઘણી શરમની વાત છે, કે તમો અનુભવી અને કેળવાયલા હોવા છતાં આજકાલના છોકરાઓ તમોને હંફાવી રહ્યા છે. જગતમાં તમારૂં નામ ધિક્કાર સાથે લેવામાં આવશે, માટે આગળ વધો અને બળવાખોરોને કતલ કરી નાંખો, તે ત્યાં સુધી કે એક પણ જીવતો જવા પામે નહિ." કેહતાં આલમગીરે પાછો એક કાતિલ હુમલો કર્યો.

બીજી બાજુ મીરજુમલાએ સુજાના સૈન્યના એક સરદારને પોતાના ઘોડાને કુદાવી તેના લશ્કરમાં ઘુસી જઇ તલવારના એકજ વારે કતલ કરી નાંખ્યો. ત્યારે શાહજાદા મહમદે શુજાને ઝખમી કરી નાંખ્યો. હવે શું હતું? સમિપ હતું કે સુજાનું સૈન્ય આ હાલત જોતાં નાસી જાય. તેઓ નાસવાની તૈયારીમાં હતા, એટલુંજ નહિ પણ કેટલાક નાસી પણ ચુકયા હતા, કે આલમગીરના સૈન્યની

પાછળથી જશવંતસિંગે હુમલો કર્યો. જશવંતસિંગની સાથે દારાશિકોહનો એક રજપુત મિત્ર પણ હતો. આ બન્નેએ ઓચિન્તો હુમલો કર્યો.

આ સમય આલમગીર માટે ઘણો બારીક થઇ ગયો. તે બન્ને બાજુ હરિફોના સૈન્યમાં ઘેરાઇ ગયો, પણ! વાહરે! આલમગીર આવી રીતે ઘેરાયલો હોવા છતાં હિમત હાર્યો નહિ, અને પોતાના હાથીને જશવંતસિંગના સૈન્ય તરફ ફેરવ્યો, અને તરત તેના હુમલાને ભીંતની માફક રોકી ઉભો રહ્યો.

જશવંતસિંગને આવેલો જોઇ સુજાને હિમત આવી ગઇ. તેણે પોતાના નાસી જતા સૈન્યને લલકારીને કહ્યું કે "ન નાસો આપણો બહાદુર જશવંતસિંહ પોતાના બીજા મિત્ર સાથે આવી પોહચ્યો છે, અને તેણે આપણા હરિફના સૈન્ય પર પાછળથી હુમલો કર્યો છે, માટે આવો. આવો. આપણે એકજ હુમલો કરી હરીફોને કતલ કરી નાંખીએ, કારણ હવે મેદાન તમારા હાથમાં છે." આટલું સાંભળતાંજ સૈનિકોની ગએલી હિમત પાછી આવી ગઇ. તેમની હિમત વધી ગઇ, અને એકી સાથે હુમલો કરી દીધો. આલમગીરના સંબંધમાં આ સમય ઘણોજ મુશ્કેલીનો હતો. દિલ્લીનું તખ્ત કોના ભાગ્યમાં જશે, તેનો ફેંસલ આ યુદ્ધની જીત ઉપર અવલંબી રહેલો જણાવવા લાગ્યો. આલમગીર ખુદા ઉપર ભરોસો રાખી પોતાના હાથીને આગળ વધારી હુમલો કરવાની તૈયારીમાં હતો કે જશવંતસિંહે પોતાના હાથીને વધારી આલમગીરના હાથીને એવી ટક્કર લગાવી કે આલમગીર ગભરાયો અને હાથી ઉપરથી ઉતરવાની તૈયારી કરવા લાગ્યો. તે મીર જુમલાએ જોયું અને પોકારી ઉઠયો કે "નામદાર સાવધાન! હમણાં હાથી ઉપરથી ઉતરવું તે તખ્ત ઉપરથી ઉતરવા બરાબર છે. જોજો એવી ભૂલ કરતા"

આલમગીરને આ શબ્દોએ સાવધાન બનાવી દીધો. હાથીના પગોમાં બેડીઓ નાંખી દીધી કે જેથી નાસે નહિ. વખત ઘણો કટોકટીનો હતો. મીર જુમલાએ પોતાના સૈન્યને એક પોતાના હાથ નીચેના માણસને સોંપી ચુંટેલા સવારો લઈ જશવંતસિંગ ઉપર હુમલો કરી દીધો. મીર જુમલાએ ક્રોધમાં આવી હુમલો કર્યો હતો, તે પોતાના ઘોડાને કુદાવતો કુદાવતો જશવંતસિંગના હાથી પાસે જઇ પોંહચ્યો. અને પોતાના ઘોડાને ઠેકાવી એક ભાલો

જશવંતસિંગને એવો માર્યો કે તે હાથીની અંબાડીમાં રક્ષિત થઇને બેઠો હતો, તોપણ નીચે પછડાયો. નીચે આવતાંજ મીર જુમલાએ તેનું મસ્તક કાપી ભાલાની અણી ઉપર ભરવી એક હાથમાં જશવંતસિંગના મસ્તકવાલો ભાલો અને બીજા હાથમાં તલવાર લઇ યુદ્ધ કરવા લાગ્યો. જશવંતસિંગ માર્યા ગયાથી તેનું લશ્કર પ્રાણ લઇને નાઠું. મીર જુમલાએ તેમની ખુબ કતલ ચલાવી.

બીજી બાજુ શાહજાદા મહમદે પણ ઘમસાણ યુદ્ધ ચલાવ્યું. તે સુજાના સૈન્યને કાપતો કાપતો તેના હાથી પાસે જઇ પોંહચ્યો, અને તલવારના એકજ વારે શુજાના હાથીની સુંઢ કાપી નાખી. હાથીની સુંઢ કપાતાં તે ધભરાયો અને નાસવા લાગ્યો. હાથીને નાસ્તો જોઇ, શુજા હાથી ઉપરથી ઉતરી ઘોડા ઉપર સવાર થયા. સુજાનું હાથી ઉપરથી ઉતરવું હતું કે તેના સૈન્યમાં ભંગાણ પરી ગયું, અને આખું સૈન્ય આમતેમ નાસભાગ કરવા લાગ્યું. સુજાએ લશ્કરને સંભાળવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમના ઉખડી ગએલા પગો ન જમ્યા તે નજ જમ્યા.

શત્રુઓને નાસતા જોઈ બાદશાહી સૈન્યે એકી સાથે સર્વે ઉપર હુમલો કરી દીધો, અને ઘણાંને કતલ કરી નાંખ્યા. જે બાકી રહ્યા તેને કેદ કરવામાં આવ્યા; સર્વે કેદીઓને એક મોટા તંબુમાં કેદ કરવામાં આવ્યા.

આલમગીરીનો હુકમ થતાં સર્વએ ખુશીમાં આવી હથીયારો ખોલી નાંખ્યાં. ઝરણાં તથા તલાવ વગેરેના કાંઠા ઉપર વોઝુ કરવા લાગ્યા, અને મગરેબની નમાઝ બાદશાહ સાથે બધાંએ અદા કરી પોતપોતાના સ્થાને આરામ માટે ચાલ્યા ગયા.



# પ્રકરણ ૮ મું.

## પ્રેમ બાણ



કેદ પકડાયલા કેદીઓમાં સ્ત્રીઓ પણ કેદ થએલી છે. તેમનો તંબુ બાદશાહી તંબુની પાસે ઉભો કરવામાં આવ્યો છે. બહાર ઉભેલા સામાન્ય રીતે જાણી શકે છે, કે આ તંબુમાં સ્ત્રીઓ છે, કારણ તેમાંથી સ્ત્રીઓના રડવાનો અવાજ બહાર સંભળાતો હતો. શાહજાદા મહમદ પોતાના મદદગાર અબ્દુલ્લા સાથે લશ્કરની તપાસ કરવા નીકળ્યો હતો. તેના કાને સ્ત્રીઓના રડવાનો અવાજ આવતાં તે તે તરફ દયા ભાવે સ્વભાવિક રીતે વળ્યો. ત્યાં પહેરો ભરનાર સિપાઇઓએ તેને તલવારો ઉંચી કરી સલામી આપી. શાહજાદા મહમદ તંબુનો પરદો ઉઠાવી પોતાના સાથી અબ્દુલ્લા સાથે અંદર દાખલ થયો. તેમણે જોયું કે કેટલીક સ્ત્રીએ એક બાજુ બેસી રડી રહી છે, પણ તે તંબુના એક ખુણામાં બે બાળાઓ બેઠી બેઠી વાતો કરી રહી છે. તેથની વય આસરે પંદર સોલ વર્ષની હશે. તે બન્નેમાં એક ઘણીજ અનુપમ સૌંદર્યવાન જણાય છે. તેમનો પોશાક ગુલાબી હતો. ગુલાબની પાંખડી સમાન હોઠ, લાંબી ગરદન, મોટા મોટા પણ મૃગની ચક્ષુઓને દબાવનાર નેત્ર, જેમાં લાલ લાલ દોરા જોવામાં આવે છે. મોટા મોટા ઘુંઘરીલાલ વાલને મસ્તી કરતાં અટકાવવા માટે એમને સફેદ રેશમી રૂમાલે બાંધી દીધો છે. અર્થાત આ બાળા સૌંદર્યદેવી સમાન છે, અને તેને જોતાં મુખમાંથી સ્વભાવિક રીતે નીકળી જતું કે—

“ હર અદા મસ્તાના સરસે પાઉંતક છાઈ હુઇ;
ઉફ ! તેરી કફિર જવાની જોશપે આઇ હુઇ. ”

બીજી પણ સૌંદર્યવાન છે, પણ તેની બરાબરી કરી શકે તેમ નહોતું. શાહજાદાની તંબુમાં જતાંજ તે બાળાઓ ઉપર નજર પડી અને બાળાઓની પણ તેમના ઉપર નજર પડી. બન્નેની ચાર આંખ એક થઇ. બાળાઓએ શરમ તથા લાજ વગેરેના કારણે પોતાની નજર નીચી નમાવી લીધી.

“ બેન આ લોકો કોણ હશે ? ” વધુ સ્વરૂપવાનને તેની પાસે બેસેલીએ પ્રશ્ન કર્યો.

" કોના સંબંધમાં તું મને પ્રશ્ન કરે છે ? આપણને બીજાની શી પડી. કોઈ સૈનિક તથા સરદાર હશે. આપણે શું ? "

શાહજાદો તો તેમના સામાંજ જોઈ રહ્યો. કોણ હશે ? તે પ્રશ્ને તેને ગુંચવી નાંખ્યો. તેણે પોતાની યાદ દાસ્તીને ઘણી કસી પણ કોઇપણ પ્રકારનો નિકાલ લાવી શક્યો નહિ. જેમ જેમ તે તેને જોતો તેમ તેમ તે વધુ મોહવશ થતો હતો. તેના અંતઃકરણમાં એક પ્રકારની લાગણી ઉત્પન્ન થઈ ગઇ હતી; આથી તેનું લોહી તથા વધુ ગતિથી ગમન કરી રહ્યું હતું. તેના મુખ ઉપર વધુ લાલાશ આવી ગઇ હતી. સ્વરૂપવાન બાળા ચોરીની નજરે શાહજાદા સામાં વખતે વખતે જોતી હતી. શાહજાદો બરાબર તેમના સામા જોવામાં એવો લિન થઇ ગયો હતો, કે તેને આજુ બાજુનું ભાન સરખું પણ રહ્યું નોહતું. શાહજાદાને આમ શાન્ત ઉભેલો જોઇ તેના જોટીદાર અબ્દુલ્લાએ કહ્યું " આપ જો આમને જોઇ રહ્યા હોત તો બીજા તંબુમાં ચાલીએ. "

" નહિ, મારે કાંઇ વધુ તપાસ કરાવી છે " શાહજાદાએ વિચારમાંથી જાગૃત થતાં કહ્યું.

" ઉત્તમ છે. આપને જે તપાસ કરવી હોય તે કરી સર્વાજ જોઇએ. કારણ વખતે તપાસનાં આપણા લાભની વાત મળી જાય. "

" પણ પેલી બે બાળાઓ સામાં બેસી છે તે કોણ છે ? " શાહજાદાએ તે બાળાઓ સામાં આંગળી કરી અબ્દુલ્લાને પ્રશ્ન કર્યો. બાળાઓએ તે જોયું અને પોતાના લુગડાં વગેરે સંભાળી સંકોચાઇને બેસી ગઇ. તેમને ખાતરી થઇ, કે આપણા સંબધમાં કાંઇ વાતચીત થાય છે.

" જેવી રીતે આપ તેમનાથી અજાણ લાગો છો, તેમ હું પણ અજાણ છું, માટે યોગ્ય તો એજ છે, કે તેમને પુછવાથી સર્વે વાત માલમ પડી આવશે. " અબ્દુલ્લાએ શાહજાદાને તે તરફ લઇ જતાં કહ્યું.

શાહજાદો ધીમા ધીમા તે બાળાઓ પાસે જઇ ઉભો રહ્યો. બન્ને બાળાઓ વધુ સંકોચાઇને બેસી. ત્રણેના હૃદયોમાં અવનવો સંચાર થતો હતો. કોઇ કાંઇ બોલતું નહતું. આમ કેટલોક સમય પસાર થઇ ગયો. આખરે શાહજાદાએ ઘણી મહેનતે તે બાળાઓને પ્રશ્ન કર્યો કે " બાળાઓ ! હું તમોને પુછવા માગું છું. કે આપ

કોણ છો ? આશા છે કે ઓળખાણ આપવામાં તમોને વાંધો નહિજ હોય. ”

અમારા સંબંધમાં શું પૂછતા હશો. આપ નજરે જોઇ રહ્યા છો. તેજ અમારી ઓળખાણ બસ છે; કે અમો તમારા કેદી છીએ; અને આફતમાં આવી પડયા છીએ. ”

“ નહિ. નહિ. ખરી રીતે તમો કેદી નથી, પણ કેદમાં રહી બીજાને કેદ કરવા અત્રે આવેલા લાગો છો ” શાહજાદાએ મંદહાસ્ય કરતાં કહ્યું.

શાહજાદાનું આવું બોલવું સાંભળી બન્ને-બાળાઓ અરસ્પરસ સામ સામાં જોવા લાગી. બાળાઓએ કાંઇ જવાબ ન આપવાથી શાહજાદાએ કહ્યું “ શું તમોને મારી સાથે વાત કરવામાં પણ કોઇ જાતનો વાંધો છે ? ”

“ નહિ. અમો બીજા વિચારમાં હોવાથી આપને ઉત્તર આપી શકયા નહિ. કેદીઓને વળી વાંધો શો ? અને વાંધો હોય તો તે પણ કયાં સુધી ટકી શકવાનો. ”

“ ત્યારે મહેરબાની કરી આપનું નામ બતાવશો. ”

“ મને મારૂં નામ બતાવવામાં કોઇપણ પ્રકારનો વાંધો નથી, પણ અમો અબળાઓ છીએ. જેથી પેહલાં અમારે અમારી સામાં અમારી સાથે વાત કરનાર અમારો મિત્ર છે કે શત્રુ ? તે અમારે જાણી લેવાની ખાસ જરૂર છે; માટે આપ કોણ છો તે પેહલા જણાવી દેવા કૃપા કરશો. તો --

“ હું મારૂં નામ તો બતાવીજ દઇશ. સાથે એ પણ કહું છું કે હું તમારો મિત્ર છું શત્રુ નથી. ” શાહજાદાએ વચમાં કહ્યું.

“ જો આપ અમારા મિત્રજ છો, તો હું આપના ઉપર વિશ્વાસ લાવી કહું છું. કે હું શાહજાદા શુજાના એક સરદારની પુત્રિ છું. અને મારૂં નામ હુસ્નઆરા છે.

“ અને આ આપની પાસે બેસેલા બાળા કે જેમનામાં શરમનો ભાગ વધુ જણાય છે તે કોણ છે ? ” શાહજાદાએ તે સ્વરૂપવાન બાળા સામાં ઇશારો કરતાં કહ્યું.

“ તે મને પૂછવા કરતાં એમનેજ પૂછશો તો ઉત્તમ ગણાશે, કારણ દરેક જણ પોતાની જાતની મુન્સફી ઉપર આધાર રાખે છે ” હુસ્નઆરાએ પોતાની સાહેલીને કોણી મારતાં કહ્યું.

“ સૌંદર્યમય બાળા આપનુ નામ જણાવી મને ભાગ્યશાળી

બનાવશો." શાહજાદાએ પ્રેમભર્યા અવાજે કહ્યું, પણ તે બાળાએ કોઇપણ પ્રકારનો જવાબ આપ્યો નહિ. માત્ર જાણે સાંભળ્યુંજ ન હોય, તેમ નીચું જોઇ બેસી રહી. શાહજાદો ઉત્તરની વાટ જોતોજ રહ્યો. છેવટે શાહજાદાની ધીરજ ખુટી ગઇ, આથી તેને બોલાવવાના કારણે પછીથી પ્રશ્ન કર્યો

"શું મધુરીને પોતાનું મધુર નામ દર્શાવવામાં કોઇપણ પ્રકારનો વાંધો છે ?"

"અમો આફતમાં ફસાવલા છીએ. દુઃખી છીએ. ચઢતીના માર્ગ ઉપરથી ભાગ્યબળે પડતીના ખાડામાં હોમાઇ ગયા છીએ. હવે અમારી નામના શી અને નામ શું ? માત્ર અમારૂં નામ દુઃખી આટલું બસ છે." બાળાએ દુ:ખિત હૃદયે કહ્યું. તેના અવાજમાં મધુરતા હતી. લાગણી હતી. કરૂણતા હતી.

"દુઃખી ! હા, અલબત બાહ્ય તો આપ દુઃખી છો; પણ તમો ધારતા હશો, તેવી વર્તણુક તમારા સંબંધી કદાપિ પણ ચલાવવામાં આવશે નહિ. દુઃખીને દુઃખી કરવાનું કામ અમારૂં ન હોય. તમારી સાથે તમારા મોભા પ્રમાણે ઉત્તમ પ્રકારની વર્તણુક ચલાવવામાં આવશે. તેની ખાત્રી રાખશો. તમો જોશો કે તમો દુઃખી નહિ પણ સુખી છો." શાહજાદાએ બાળાને ધીરજ આપતાં કહ્યું

"આપના તરફથી અમોને બાદશાહી સુખ પણ મળે, તો પણ અમો કેદી છીએ. અમારી સ્વતંત્રતા લુટાઇ ગઇ છે, આવી સ્થિતીમાં સુખના અસંખ્ય સાધનો હોવા છતાં સુખી કેવી રીતે માની શકાય ? સિંહને સોનાના પાંજરામાં પુરી તેને નિયમસર ઉત્તમ ખોરાક આપવામાં આવે, તેની દરેક પ્રકારની ચાકરી કરવામાં આવે, પણ તેને જંગલમાં ભલે બે બે ત્રણ ત્રણ દિવસ સુધી શિકાર ન મળે, અને ભૂખો પડી રહે તો પણ તે સ્થિતિ કરતા પાંજરામાં કેદીની હાલતમાં પડી રહી સુખના સાધનો તેને સારા લાગે છે ? નહિ. કદાપી નહિ. આવી હાલત અમારી તમો બનાવો તો શું અમો સુખી થઇ શકશું ?"

"બાળા તમો જેવા સૌંદર્યમાં અનુપમ છો, તેવા બોલવામાં પણ અજોડ દીસો છો; પણ સાથે આટલું પણ હું આપને જણાવી દઉં છું, કે આપ કેદી નથી, પણ આપે મને કેદી બનાવી લીધો છે; અને આપ જે હુકમ કરો તે કેદીની માફક કરવા તૈયાર છું" શાહજાદાએ બાળાના સામાં બન્ને હાથ લંબાવતા કહ્યું,—પણ પાછો

સાવધાન થયો, અને પોતે શું બોલી ગયો તેના માટે પસ્તાવવા લાગ્યો. ત્યારે આ બન્ને બાળાઓ શાહજાદાના આવા શબ્દો સાંભળી તાજુબીમાં ગરકાવ થઇ ગઇ. એક બીજાનું મુખ જોવા લાગી. શાહજાદો તેમના તરફ એકી નજરે જોઇજ રહ્યો.

"શું તમો તમારૂં નામ નહિ બતાવો." છેવટે શાહજાદાએ આ વાક્ય એવી રીતે કહ્યું, કે તે બાળાને બોલ્યા વગર ચાલ્યુંજ નહિ.

"પ્રથમ તમો તમારૂં નામ જણાવવાની કૃપા નહિ કરો." મધુર સ્વરે બાળાએ કહ્યું.

"હું તમારી સામા ઇકરાર કરૂં છું, કે તમો તમારૂં નામ જણાવશો, તો હું મારૂં નામ જણાવમાં પાછી પાની કરીશ નહિ. જો કે પહેલી માગણી મારી હોવાથી આપે આપનુ નામ પહેલાં જણાવવું જોઇએ." શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"મારૂં નામ અખ્તરજહાં."

"કોણ! શાહજાદા મીરઝા શુજાના પુત્રિ?" શાહજાદાએ તાજુબીમાં આવી કહ્યું.

"હા. શું તમોને આ વાતમાં શંકા છે?" શાહજાદીએ પણ તાજુબ થતાં કહ્યું.

"નહિ. મને આ વાતમાં કોઇપણ પ્રકારનો શક નથી. મેં. આપનું નામ તથા આપના સ્વરૂપના વખાણ સાંભળ્યા હતા, પણ આપના દર્શનનો લાભ મેળવી શકયો નહોતો."

"હવે તો આપની આશા પુર્ણ થઇ, માટે તમારા કરાર પ્રમાણે તમારે પણ નામ જણાવવું જોઇએ" અખ્તરજહાંએ દ્રઢતાથી કહ્યું.

"મને મીરઝા સુલતાન કહે છે, અને હું શહેનશાહ આલમગીરનો પુત્ર છું."

"શું આપજ સુલતાન મહમદ!!!" અખ્તરજહાં તાજુબીથી બોલી અને શાહજાદા સામુ જોવા લાગી. બન્નેની ચાર આંખો થઇ, અને પાછી ઢળી. પાછી મળી, પાછી ઢળી. આવી સ્થિતિ જોતાં શાહજાદાએ પોતાના સાથી અબદુલ્લાહને બહાર જવા ઇશારો કર્યો. અબદુલ્લા બહાર ચાલ્યો ગયો. ત્યારે શાહજાદો અખ્તરજહાંની સામા બેસી ગયો.

"મને અત્યંત દુઃખ થાય છે કે, હું મારા ચીચાની નુરેનજરને આવી હાલતમાં જોઇ રહ્યો છું." શાહજાદાએ ગદગદ કંઠે કહ્યું.

"તેનો સંબંધમાં આપ શું કરી શકો છો ! તે તો મારા ભાગ્યમાં લખેલું હતું. શું કોઈ વીધીના લેખ ફેરવી શકે છે ! લેખ ઉપર મેખ મારવાનું કામ તો આપ જેવા બહાદુરો કરી શકે છે. અમો અબળાઓ તો વીધીને વશ થઇ ચાલનારી ઉત્પન્ન થએલી છીએ, અખ્તરજહાંએ દૃઢતાપુર્વક કહ્યું.

"પણ ચીચા સાહેબને આ શી સમજ પડી કે બળવો કરી બેઠા ?

"બળવો કેવો ? શું તેઓ રાજ્યગાદીના હકદાર નહોતા."

"ભલે તેઓ હકદાર હોય કે ન હોય, પણ તેમણે આવું કરવું જોઇતું નહોતું. રાજ્યના અમુક અમુક ભાગો પાડી વહેંચી લેવા જોઇતા હતા, પણ આમ સામાં થવામાં તો સારૂં નથીજ કર્યું." શાહજાદાએ દિલગીર થતાં કહ્યું.

"નહિ. નહિ. તેમણે તેજ કર્યું છે, કે જે કરવું જોઇતું હતું, તેઓ પોતાના હકને માટે વઢી રહ્યા હતા."

"તેમનો હક નહોતો એવું કોણ કહે છે. મારી નજરમાં તો સર્વે સરખા હકદાર છે. ખરી રીતે તો આમ સામસામા વઢવામાં બીજાઓ ફાવી જાય છે. તે તો આપ સારી પેઠે સમજી શકો છો. આ યુધ્ધો થાય છે, તેમાં કોની સત્તા ઓછી થાય છે ? ઇસ્લામી રાજ્યની. તો પછી આપ વિચાર કરો ખરી રીતે નુકશાન કોને છે. આપણા દાદાએ દરેકને રાજ્ય વહેંચી આપ્યું છે, તો પછી પોતાના રાજ્યમાં ન રહેતાં, તેટલા ઉપર સંતોષ ન માનતાં, આમ ચઢી આવવું શું યોગ્ય માની શકાય ? આથી તો મને ધાસ્તી છે. કે આપણા તાબાના બીજા હિંદુ રાજાઓ પોતાના સ્વભાવ પ્રમાણે મોગલ રાજ્યથી સ્વતંત્ર થવા માંગશે. તે લોકોની એવી ચાલ છે. કે જ્યારે રાજ્ય બળવાન હોય છે, ત્યારે તાબેદાર બની જાય છે, પણ જ્યારે ઘર કંકાસ વગેરે જેવું જુવે છે; ત્યારે બળવાખોર બની સ્વતંત્ર થવાના પ્રયત્ન કરે છે. આપ ટુંકમાંજ સાંભળશો કે મારા વચનો સાચા છે. સાચા પડશે.

"પણ હું એક અબળા આવા પ્રશ્નના સબંધમાં શું કરી શકું, કે જ્યારે આપ જેવા બહાદુર અને સમજદાર પણ કાંઇ ન કરી શકયા તો."

"ચાલો એ વાત જવા દો. કહો હવે આપનો શો અભિપ્રાય છે." શાહજાદાએ વાત બદલવા તથા મુખ્ય વાત ઉપર આવવા માટે કહ્યું.

"મારો વિચાર! કેદીનો અભિપ્રાય!! નહિ. નહિ. હું તો આપની કેદી છું. હું કોઇ મારી મરજી અનુસાર કરી શકું તેમ છું. ?

"નહિ તમો મારા કેદી નથી, પણ હું આપનો કેદી છું. તે આજથી નહિ પણ લાંબા સમયથી."

"વાહ! આ સારૂં! એક કહે કે હું તારો કેદી! તો બીજો કહે હું તારો કેદી! વાત તો ખરી મઝાની! પણ આ સમજાવશો કે ખરી રીતે કેદી કોણ?" હુસ્નઆરાએ મશ્કરી તથા ટોલમાં કહ્યું

"બેશક. હું તમારી સાહેલી અખ્તરજહાંનો કેદી છું, એટલુંજ નહિ પણ તેમના હુકમનો તાબેદાર છું."

"અમો મુસીબતઝદાઓને વધુ શા માટે સતાવો છો. અમારા તાજા ઘા ઉપર નિમક શા માટે છાંટો છો." અખ્તરજહાંએ નીચા મસ્તકેજ કહ્યું

"શાહજાદી હું સત્ય કહું છું. મારા વચનમાં વિશ્વાસ રાખો. કોણ જાણે તમારી આ ભોલાભાલા મુખડાએ શું મોહિની લગાડી કે મારૂં દિલ ચોરાઇ ગએલું મને સાફ માલમ પડે છે; મને લાગે છે કે તેના ચોર આપજ છો." શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કરતાં કહ્યુ.

"વાહ! કેદી હતા. હવે ચોર બનાવો છો" હુસ્નઆરાએ કહ્યું, પણ અખ્તરજહાં તો શરમના લીધે તરત બોલી શકી નહિ, પણ થોડા સમય પછી રૂપાની ઘંટડી જેવો અવાજ થાય તેવા મધુર સ્વરે કહ્યું. "પહેલાં તો આપેજ જાદુ ચલાવીને મારૂં દિલ તો છીનવી લીધું છે."

"અરે! વાહ!! ત્યારે ચોર કોણ?" હુસ્નઆરાએ પાછી ટોલ કરી.

અખ્તરજહાં આટલું બોલતાં તો બોલી ગઇ, પણ શરમના કારણે કે કોણ જાણે અન્ય કોઈ કારણે તેના વિશાળ લલાટ ઉપર પરસેવાના બિંદુ જામી ગયા, અને તે એવા દિશતા હતા, કે જાણે કપાળ પ્રદેશમાં મોતી ન જડયા હોય.

"ત્યારે તો હું મને સંપુર્ણ ભાગ્યશાળી માનું છું." શાહજાદાએ કહ્યું.

"અને મારી સહેલી પોતાને કેદી સમજે કે શું સમજે? હુસ્નઆરાએ પ્રશ્ન કર્યો.

"તે પોતાને સરદાર સમજે ને મને સેવક." શાહજાદો આગળ કાંઇ કહેવામાં માંગતો હતો, કે એક સૈનિકે આવી શાહજાદાને ખબર આપી કે "શહેનશાહ આલમગીર હમણાં ને હમણાં આપને બોલાવે છે." કહી ચાલ્યો ગયો.

"પ્રિયે! હું હમણાં તો જાઉં છું, પરંતુ ઇન્શાઅલ્લા તરત પાછો આવીશ, મને વિસરી ન જતાં" કહેતાં હસરત અને અરમાન ભરી નજરે જોતો જોતો શાહજાદો ચાલ્યો ગયો. અખ્તરજહાંએ પણ શાહજાદાના ગયા પછી નિશ્વાસ નાંખ્યો, અને આળસ ખાધી.

× × ×

આલમગીર બાદશાહે એક દરબાર ભર્યો હતો, તેમાં સર્વ સરદારોને બોલાવ્યા હતા; કારણ ચિતોડના રાજાએ મોગલ રાજ્યના વફાદાર રહેવાનો જે પહેલાં કરાર કર્યો હતો, તેનો ભંગ કરી વિશ્વાસ-ઘાતી બની સ્વતંત્ર થઇ ગયાનું જાહેર કર્યું હતું. આના માટે તેને તેના આ અઘટિત કાર્યની સજા કરવા માટે સુલતાન મહમદને મોકલવાનું નક્કી થતાં તેને ત્યાં ન જોતાં આલમગીરે જ્યાં હોય ત્યાંથી બોલાવવા સૈનિકને મોકલ્યા હતા. તે આપણે જોઇ ગયા.

શાહજાદો સુલતાન મહમદ ઉતાવળો ઉતાવળો પોતાના પિતાના હુકમને બજાવવા ચાલ્યો. શા માટે બોલાવ્યો હશે? તે પ્રશ્ન તેને સ્વાભાવિક રીતે થયો, પણ તેનો ઉકેલ તે બાદશાહના દરબારમાં આવી સલામ કરી પોતાના સ્થાને બેઠા ત્યાં સુધી કાંઇ પણ કરી શક્યો નહિ.

"સુલતાન મહમદ તને શા માટે અત્રે બોલાવવામાં આવ્યો છે? તે તું જાણે છે" આલમગીરે શાહજાદાને કહ્યું.

"નહિ. નામદાર."

"ત્યારે સાંભળો. ચિતોડનો રાજા બાગી બની ગયો છે, આથી તેને શિક્ષા કરવા માટે તમારે જવાનું નક્કી કરવામાં આવ્યું છે. માટે હમણાંને હમણાં વીસ હજારનું સૈન્ય લઇ કુચ કરી જાઓ. સૈન્ય તૈયારથઇને તમારીવાટ જોઇ ક્યારનું બહાર મેદાનમાં ઉભું છે, અને હાં જો માર્ગમાં મીરઝા શુજા તમારા સામા થાય, તો તેને કેદ કરી દરબારે શાહીમાં હાજર કરો. ખબરદાર જેમ એ વખતે નાસી ગયો, તેમ નાસવા ન પામે, નહિ તે પાછો દેશની સુલેહશાન્તિમાં વધુ ભંગાણ પાડશે. બનતા સુધી તો તેને જીવતોજ કેદ કરશો, અને તેમ ન બની શકે તો તેનું મસ્તક ધડથી ઉડાવી દેજો. હું અત્રેથી દિલ્હી જવા વિચાર

રાખું છું" આલમગીરે હુકમ સાથે ટુંકમાં સર્વે વાંરદાત સમજાવી દીધી.

"હું અપઘડી જવા તૈયાર છું, પણ મારી સાથે અન્ય કયા કયા સરદારો આવવાના છે." શાહજાદા મહમદે કહ્યું.

"સરદારોમાં અબ્દુલ્લા અને મીર જુમલા તમારી સાથે મદદમાં આવશે."

શાહજાદાએ તે વાત કબુલ કરવાની સાબેતીમાં પોતાનું મસ્તક નમાવ્યું. ત્યારપછી આલમગીર ઉઠી પોતાના તંબુમાં ચાલ્યો ગયો, કે તરત બીજા સરદારો પણ પોત પોતાના સ્થાને જવા લાગ્યા શાહજાદો મહમદ પણ પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૯ મું.

### સુલતાનની મુંઝવણ

સુલતાન શાહજાદા મહમદ બહાદુરી બતાવવાના જુસ્સામાં, દેશવિજય કરી નામનાની અભિલાશામાં આલમગીરથી અલગ થતાં પોતાના બહાદુર સૈન્ય સાથે બરાબર સૌ દોઢસો માઈલ ચાલ્યા પછી તેને અખ્તરજહાંનો વિચાર આવ્યો. તેણે તરત સૈન્યને આરામ માટે હુકમ આપ્યો. સંધ્યાકાલ થવા આવ્યો હતો, આથી દરેક સૈનિક મહાન ખુદા આગળ મગરેબની નમાઝ અદા કરવાની તૈયારીમાં લાગી ગયા ને પવિત્ર નમાઝથી પરવારી દરેકજણ ખાવાપીવાની ચિન્તામાં પરોવાઇ ગયો; પણ શાહજાદો નમાઝ પછી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર પોતા માટે ઉભા કરેલા તંબુમાં પહોંચ્યો. શાહજાદો કંઇક વિચારમાં છે, એમ સમજી કોઇએ પણ તેને ટોકયો નહિ. તે પોતાના તંબુમાં જાણે કોઇ મહાન કાર્યમાં હતાશ થયો હોય તેમ પલંગ ઉપર પડયો; અને કેટલાક સમય સુધી આંખો મીચીને પડી રહ્યો. પાછો જાગૃત થઇ બેઠો થયો. અને મસ્તકે હાથ મુકી વિચાર કરવા લાગ્યો; કે– "અફસોસ! મેં મારી મુસાફરીની ખબર પ્રિય અખ્તરજહાંને પણ આપી નહિ. ખુદા જાણે તે પોતાના મનમાં કેવી કેવી વિચારમાળા ગોઠવતી હશે; પરંતુ હા, શહેનશાહે તો એવો હુકમ કર્યો છે, કે ચિતોડ જીત્યા પછી મીરઝા શુજા ઉપર હુમલો કરવો. આની ખબર અખ્તરજહાંને થયા વગર રહેનાર નથી, અને જ્યારે

તે જાણશે કે મેં તેના પિતા મીરઝા શુજા ઉપર હુમલો કર્યો છે, ત્યારે તેને કેટલી બધી વેદના થશે. તે મારા સંબંધમાં કેવા વિચાર કરશે. અરે ! મારૂં મુખ પણ જોવા માંગશે નહિ. મારા સંબંધમાં તેના અંતઃકરણમાં ધિક્કાર ઉત્પન્ન થશે. અલબત, દરેક બાળકને પોતાના પિતા ઉપર આફત આવતાં દુઃખ થાય તો તે સ્વાભાવિક છે, ત્યારે અખ્તરજહાંને પણ દુઃખ થાય તો તેમાં નવાઇ શી ? પોતાના પિતાના શત્રુને તેની ઓલાદ પોતાનો મિત્ર શી રીતે બનાવી શકશે ? હું તેના પિતાની સત્તા તોડી રહ્યો છું. તેના મદદગાર અને મદદ કરનારનું લોહી વહેવડાવી રહ્યો છું. તેમના મસ્તકો ધડથી અલગ કરી રહ્યો છું, અને તેના પિતાના પણ લોહીનો પ્યાસો છું, આવું વિચારશે તો અખ્તરજહાંના મનમાં તરત મારા પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થશે. બસ. બસ. મારાથી આ કામ નહિ થાય. હું મારી પ્રેમદાને દુઃખ આપવા માંગતો નથી. જે પ્રેમી પોતાની પ્રિયાને દુઃખ આપવાના કૃત્યો કરે, તેને સાચો પ્રેમી કેવી રીતે કહી શકાય ? નહિ. નહિ. મારાથી મીરઝા શુજા ઉપર હુમલો નહિજ થાય. આથી વાલિદ સાહેબ મારા ઉપર નારાજ થઇ જશે, તો તેની મને પરવા નથી. મારે પરવા છે, મારી પ્રેમદાને ખુશી રાખવાની."

"હા, અલબત મને આ વાતનું ગાન છે કે જ્યારે હું મીરઝા શુજા ઉપર હુમલો કરવાનો ઇનકાર કરીશ, ત્યારે હું વિરોધી મનાઇશ અને વિરોધીને કતલની સજા કરવામાં આવે છે, પણ તેની કાંઇ પરવા નહિ. હું મારી પ્રેમદા ઉપર કુરબાન થઇ જઇશ."

આટલું કહી મહમદ સુલતાન શાન્ત થઇ ગયો. તેના મુખ ઉપર મક્કમતા જણાવવા લાગી. તેની ચિન્તા નાશ થએલી જણાવવા લાગી, પણ પાછો વિચાર કરવા લાગ્યો કે "જો મારા આ કામમાં અબ્દુલ્લા અને મીરજુમલા મદદ કરે તો હું સર્વે કાંઇ કરી શકું છું. પણ નહિ. અબ્દુલ્લાથી આવી આશા રાખવી નકામી છે. તે શહેનશાહની વિરૂદ્ધ એકપણ શબ્દ પણ સાંભળવા તૈયાર નથી. જો તેમને મારા આ વિચારની ખબર સરખી પણ પડી જાય તો હમણાંજ શત્રુ બની જાય અને બાદશાહને લખી મોકલે કે સુલતાન બાગી થઇ ગયો. પછીતો ગજબજ થઇ જાય. પ્યારી અખ્તરને પણ જેના માટે આ આફત માથે લેવા તૈયાર થયો છું. ગુમાવી બેસું"

કેહતાં તે ઉભો થઇ ગયો. બેચેનીમાં આમતેમ આંટા મારવા લાગ્યો. તેની આંખમાં આંસુ આવી ગયાં. અખ્તરનો વિચાર કરતાં તેના હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી. પાછો ગણગણવા લાગ્યો.

"હાય ! મારૂં કોઇપણ નથી કે મને ધીરજ આપે. અખ્તર છે, પણ તે મારાથી નારાજ છે. હે ! વાયુ જરા મારી પ્રિયા પાસે જઇ મારી મુસીબતોથી તેને જાણતી કર. હાય ! તે આશામાંને આશામાં બેસી હશે. કે સુલતાન આવતો હશે; પણ તેને શી ખબર કે તેનો પ્રેમી તેનાથી સેંકડો માઇલ દુર પડયો મહાન વેદના ઉઠાવી રહ્યો છે." બોલતાંજ તે પાસેની એક ખુરશી ઉપર બેસી ગયો, અને એવો શાન્ત થઈ ગયો, કે જાણે કોતરી કાઢેલી આરસની મૂર્તિ. કેટલાક સમય સુધી આમને આમ દિગમૂઢની માફક બેસીજ રહ્યો. માત્ર શ્વાસ ચાલતો. બીજું ચેતન જાણે નાશ પામ્યુ હોય તેમ તેને જોતાં સ્વાભાવિક રીતે લાગતું હતું. આમ કેટલાક સમય સુધી બેસી રહ્યો કે પાછો વિચાર આવતાં ચોંકી પડયો. સાવધાન થયો અને વિચારવા લાગ્યો કેઃ—

"નહિ, નહિ, કદાપી, તેવું મારાથી નહિ બને. બાદશાહના હુકમનો અમલ કરીશ. એવકા નહિ બનું. પછી આમાં અખ્તર ખુશ થાય કે નારાજ ! હું મારા પિતાના હુકમની તામીલ જરૂર કરીશ. આમાં મારા બે લાભ સમાયલા છે. જો મેં મીરઝા ઉપર ફતેહ મેળવી તો શહેનશાહ મારા ઉપર ખુશ થશે. ત્યારે ઇનામમાં અખ્તરને માંગી લઇશ. તેને મારી હમેશની સાથી બનાવીશ, પણ જો કદાચ માર્યો ગયો તો મારૂં નામ જગતના બહાદુરોમાં લખાશે; અને જો મેં શહેનશાહની વિરૂદ્ધ કર્યું, તો બાગી ગણાઇશ. દરેક માણસ અને કતલ કરવાનું કામ પોતાનો ધર્મ સમજશે, અને જો કદાચ શહેનશાહના મુકાબલામાં ફત્તેહ પણ મેળવી તો અખ્તર ક્યાં ? તે તો શહેનશાહની પાસે છે, અને જો શહેનશાહના મુકાબલામાં માર્યો ગયો, તો દરેક માણસ મારા પ્રત્યે ધિક્કારની નજરે જોશે. મારૂં નામ હલકા શબ્દોમાં યાદ કરશે. માટે બસ બસ આ છેલ્લો વિચાર કહો કે ઠરાવ. પહેલાં ચિતોડ ફત્તે પછી બરાબર અખ્તરના પિતા ઉપર પણ હુમલો કરીશ." આ વખતે શાહજાદા સુલતાન અહમદ વધુ આનંદમાં જણાતો હતો, કારણ તેના હૃદયમાં ઉત્પન્ન થએલી ચિન્તાનો પોતે નિકાલ કરી નાખ્યો હતો. તેનો માર્ગ સુગમ થઈ ગયો હતો. રાત્રિના બે વાગી ગયા હતા. સર્વે જગ્યાએ શાન્ત હતું. માત્ર પેહરો ભરનાર સૈનિકો જાગી રહ્યા હતા; અને તેમનો થોડીક વારના અંતરે અવાજ સંભળાતો હતો. એટલામાં અચાનક બંદુકોના અવાજો થવા લાગ્યા. શાહજાદો જાગી રહ્યો હતો. તરત સાવધાન થઇ ગયો, અને તંબુ બહાર આવતાંજ

તેને ખબર મળી કે શત્રુએ અચાનક હુમલો કર્યો છે, તે સાંભળતાંજ તે બખ્તર પણ પહેર્યા વગર હાથમાં તલવાર લઇ ઘોડા ઉપર સવાર થઇ ગયો, અને જ્યાં યુદ્ધ ચાલતું હતું ત્યાં આવી પોંહચ્યો ત્યાં ઘણી રસા કસી ઉપર યુદ્ધ ચાલી રહ્યું હતું, અને ઘણાં સૈનિકોએ પોતાના બાદશાહ ઉપર પોતાના અમુલ્ય પ્રાણો ઓવારી નાંખ્યા હતા. આ દેખાવ તેનાથી જોઈ ન શકાયો, અને પોતાના અશ્વને સૈન્યની વચમાં નાંખી બોલવા લાગ્યો કે "હે ! મારા બહાદુરો ! આ દગલબાઝોને વીણી વીણીને મારી નાંખો. તેમના દગાનો બદલો તેમને બરાબર ચખાડી આપો. આગળ વધો. હે ! નિકમ હલાલ બહદુરો આગળ વધો પણ એવી રીતે કે જેમ વિજળી આકાશમાંથી તુટી પોતાની આગળ જે આવે તેનો નાશ કરી આગળ વધી જાય છે." કેહતાંજ તેણે શત્રુ સૈન્ય ઉપર હુમલો કરી દીધો. સૈનિકોએ પોતાના બહાદુર શાહજાદાને આમ યુદ્ધ કરતો જોઇ શત્રુના લશ્કરમાં ધુસી ગયા, અને જે સામાં આવ્યા તેને જમીન ભેગા કરવા લાગ્યા.

બીજી બાજુ મીર જુમલાએ પણ ઘણાં બળ પુર્વક હુમલો કર્યો, ત્યારે બીજી બાજુ અબ્દુલ્લાએ પોતાના સૈનિકોને કહ્યું કે "બહાદુરો આજ સમય બહાદુરી દેખાડવાનો છે. તમો એ કોમમાંથી છો કે તમારી બહાદુરીના ગુણ ગાન અખિલ જગત ગાય છે. તેણે મોટા મોટા મહારથીઓના મસ્તક નમાવ્યા છે. જુવો ! સામા મેદાનમાં જુવો ! તમારો મોગલ શાહજાદો સુલતાન મુહમ્મદ બદને મેદાનમાં એકલો કેવો જજુમી રહ્યો છે. આપણે સર્વે તેના નિકમખ્વાર છીએ, માટે ચાલો હુમલો કરો અને આપણાં બહાદુરને મદદ કરો." કેહતાંજ તેણે ઘોડાની લગામ ખેંચી, અને જેમ બાણમાંથી તીર છુટે તેમ તેનો ઘોડો નીકળ્યો. સાથે તેના સૈનિકો પણ ધસ્યા અને શત્રુના સૈન્ય ઉપર જબરો હુમલો કરી દીધો.

શાહજાદો આ વખતે ઘણી બહાદુરી સાથે યુદ્ધ કરી રહ્યો હતો. શત્રુ સૈન્યમાં આમથી તેમ પોતાની તલવારથી માર્ગ કરતો અને શત્રુઓને એક એક વારે ત્રણ ત્રણ ચાર ચારને જમીનદોસ્ત કરતો હતો. શત્રુનો એક સરદાર મહમદ સુલતાનની બહાદુરી જોઇ તાબ ન લાવી શકયો, કારણ દરેક વારે તે ઘણા સૈનિકોનો નાશ કરતો હતો. આથી ઘોડાને વધારી શાહજાદા પાસે જઇ પોહચ્યો. જ્યારે શાહજાદાએ જોયું કે શત્રુ સામો આવી ગયો છે, ત્યારે તરત એક તલવારનો વાર કર્યો. શત્રુએ તલવારને તલવાર ઉપર ઝીલી,

અને શાહજાદા ઉપર વાર કર્યો. શાહજાદાએ તેના વારને ખાલી પાડયો, પણ તેણે તરત બીજો વાર કર્યો. શત્રુ શાહજાદા ઉપર એક પછી એક વારો કરી રહ્યો હતો, અને શાહજાદો ધીમાં ધીમાં પાછો હટી રહ્યો હતો. જ્યારે શાહજાદાએ જોયું કે હરીફ હવે થાકી ગયો છે. તેના વાર ધીમાં પડવા લાગ્યા છે. આથી શાહજાદાએ થોભી જઇ તેના વારને નકામો બનાવ્યો, અને ઘોડાને આગળ વધારી એક એવો વાર કર્યો કે હરિફના બે કકડા થઇ ગયા. જ્યારે સૈન્યે પોતાના સરદારને કતલ થતો જોયો કે તરત નાસવા લાગ્યા. શાહજાદાના સૈનિકો તેમને ઘેરી ઘેરીને કતલ કરવા લાગ્યા, અને બરાબર સુર્ય ઉગી પોતાનો પ્રકાશ પણ પ્રસારવા નોહતો પામ્યો, કે શત્રુનો ત્રેત્રીસાંશ ભાગ નાશ પામ્યો હતો. બાકી કેટલાક નાસી ગયા હતા, અને મોટો ભાગ કેદ પકડાયો હતો. તેમની વ્યવસ્થા થતાં શાહજાદો પોતાના તંબુમાં પાછો આવ્યો. તેને આખી રાત્રિનો ઉજાગરો હતો, આથી સહેજ આરામ લેવા લેટતાં ઉંઘી ગયો. હમણાં નિંદ્રા પણ લેવા નોહતો પામ્યો કે મોઅઝઝને "અસ્સલાતો ખરૂલ મીનનનોમ" એટલે નિંદ્રામાંથી નમાઝ ઉત્તમ છે નો મધુર પવિત્ર ધ્વનિ કર્યો. સાંભળતાંજ શાહજાદો તરત ઉભો થઇ ગયો. વોઝુ કરી તરત જ્યાં સર્વે સવારની નમાઝ અદા કરવા એકઠા થયા હતા. ત્યાં જઇ પોહચ્યો અને નમાઝ અદા કર્યા પછી તરત પોતાના તંબુમાં જઇ ઉંઘી ગયો.

અબ્દુલ્લા તથા મીર જુમલાએ કેદીઓને એક તંબુમાં કેદ કરી આજુ બાજુ પેહરો મુકી દીધો, અને બન્ને જણ અબ્દુલ્લાના તંબુમાં ગયા. તંબુમાં જઇ બેસતાંજ અબ્દુલ્લાએ પ્રશ્ન કર્યો કે "તમો કાંઇ જાણી શકયા કે આ સૈન્ય કોનું હતું ?"

"કોઇ હિંદુનુ તો સૈન્ય લાગતું નથી."

"જો હિંદુનું નથી તો મુસલમાનનું છે, તેમ પણ કહી શકાય તેમ નથી; કારણ બન્ને કોમના માણસો આ સૈન્યમાં જોવામાં આવે છે."

"પણ મોટી સંખ્યા તો મુસલમાનોની લાગે છે."

"આપણે આવા તરંગો દોડાવીએ, વિચારોમાં ગોથા ખાઇએ તે કરતાં એક કેદીને બોલાવીને પુછીએ તો આનો નિકાલ તત્પર થાય તેમ છે" મીર જુમલાએ ટુંકો માર્ગ બતાવ્યો.

"હા. તે વાત ખરી છે, પણ શાહજાદાની રૂબરૂજ આમ થઈ શકે. આપણે તેમના હોવા છતાં આ કામ કરીએ તે સારૂં ગણાય નહિ. જો કે શાહજાદા તરફથી આપણને આમ કરતાં વાંધા જેવું તો નથી, કારણ તેઓ મોટા મનના તથા ઉદાર છે, પણ ખાસ આપણે પણ તેમનો વિચાર કરવો જોઇએ." અબ્દુલ્લાએ તેમ નહિ કરવા ખાસ કારણ જણાવ્યું.

"પણ શાહજાદા સાહેબ તો હમણાં ઉંઘી રહ્યા હશે."

"કોઈ માણસને મોકલી ખબર કઢાવું છું, જેથી તરત માલમ પડશે" કેહતા એક સિપાઇને મોકલવામાં આવ્યો. તે સિપાઇ તરત પાછો આવ્યો અને કહ્યું કે "શાહજાદા સાહેબ જાગે છે, અને પોતાના તંબુમાં બેઠા છે." આ ઉત્તર સાંભળતાં બન્ને સરદારો ધીમાં ધીમાં વાતો કરતા કરતા શાહજાદાના તંબુ તરફ જવા લાગ્યા. સૈનિકો પોતાના બન્ને સરદારોને સ્થળે સ્થળે સલામી આપતા હતા. ટુંકમાં બન્ને જણા શાહજાદાના તંબુનો પરદો ઉઠાવી અંદર દાખલ થયા. તેઓ બન્નેને જોઈ શાહેજાદાએ પ્રશ્ન કર્યો કે "મને લાગે છે કે તમો તપાસ કરીને આવ્યા હશો, કે આ સૈન્ય કોનું છે."

"અમો તેજ કારણે અત્રે આવ્યા છીએ, કે કોઇ કેદીને આપની રૂબરૂ બોલાવી તપાસ કરીએ."

"સૈન્યનો સરદાર તો કોઇ મુસલમાન હોવો જોઇએ." શાહજાદાએ પોતાનો અનુભવ કહ્યો.

"હા, મારી માન્યતા પણ આજ છે, કારણ અફસરો તથા સૈનિકો વધુ પ્રમાણમાં મુસલમાન જોવામાં આવતા હતા." મીર જુમલાએ શાહજાદાના મતને ટેકો આપ્યો.

"ત્યારે કોઇ સારા લાગતા કેદીને બોલાવી તપાસ કરો." શાહજાદાએ હુકમ કર્યો.

અબ્દુલ્લા આ કામ માટે ઉભો થયો, અને તરત એક કેદીને બોલાવી લાવી શાહજાદા આગળ હાજર કર્યો. તે કેદી સામાન્ય રીતે શાહજાદાને સલામ કરી ઉભો રહ્યો.

"તમારૂં નામ શું ?" અબ્દુલ્લાએ પ્રશ્ન કર્યો.

"મારૂં નામ અજીજ અને એક અફસર છું."

"તમો કોના સૈન્યના અફસર છો ?"

"શાહજાદા મીરજા શુજાના સૈન્યનો."

"તમે મારા સૈન્ય ઉપર અચાનક હુમલો કેમ કર્યો હતો?" શાહજાદાએ વચમાં પ્રશ્ન કર્યો.

"શું? તમો શાહજાદા સુલતાન મહમદ નથી? શું તમે શાહજાદી અખ્તરજહાંને કેદ કર્યા નથી?"

"હા. મેં બરાબર શાહજાદીને કેદ કર્યાં છે, પરંતુ તે જેમ પોતાના પિતા પાસે એશ આરામમાં રહેતા હતા, તેવાજ તેઓ શહેનશાહ પાસે રહે છે."

"ત્યારે શું તમોને હુકમ નથી મળ્યો કે, ચિતોડ ઉપર જીત મેળવ્યા પછી શાહજાદા શુજા ઉપર હુમલો કરવો."

"બેશક. મને આવો હુકમ મળ્યો છે, પણ તમોને આ છાની વાતની ખબર શી રીતે થઇ."

"એમાં વિચારવા જેવું કાંઇ છેજ નહીં, જ્યારે આ હુકમ આપવામાં આવ્યો ત્યારે અમારા જાસુસ ત્યાં મોજુદ હતા. તેમણે અમોને આ ખબર પોહચાડી. અર્થાત અમોને શાહજાદા શુજાનો હુકમ મળ્યો કે જેમ બને તેમ તમોને માર્ગમાં રોકવા અને અચાનક હુમલો કરી તમોને કતલ કરવા." કેદીએ સર્વે વાત જણાવી દીધી.

"ખુદાનો ઉપકાર છે કે, તમારૂં કાવતરૂં નાશ પામ્યું." શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"શાહજાદા સાહેબ આ તો ભાગ્યબળ છે. ફતેહ અથવા જીત તે ખુદાના હાથમાં છે."

"સારૂં આમછે લઇ જાવો." શાહજાદાનો હુકમ થતાં સિપાહીઓ તેને લઇ ગયા. કેદીના ગયા પછી શાહજાદાએ કહ્યું "હવે હું મારો વિચાર બદલું છું. હાલમાં હું ચિતોડ જવા માંગતો નથી, પણ દગલબાઝી અને બળવો જગાડવાની સજા મીરઝા શુજાને આપવા માગું છું."

"આપ શહેનશાહના હુકમ વગર આવું નથી કરી શકતા" મીર જુમલાએ કહ્યું.

"હું હુકમ મંગાવી લઇશ. તમો અફસરોને હુકમ આપો કે કાલે સવારમાં લાહોર તરફ કુચ કરવામાં આવે." શાહજાદાએ હુકમ કરી દીધો.

"પણ હા. પેલા શિવાજીને શું સુજ્યું છે, કે તે રાજ્યનો મુકાબલો કરવા નિકળ્યો છે" શાહજાદાએ નવિન પ્રશ્ન કર્યો.

"કીડીને પર આવેલા લાગે છે" મીર જુમલાએ કહ્યું.

"મેં સાંભળ્યું છે કે મીરઝા શુજા આની મદદ પર કુદી રહ્યો છે."

"હા. અલબત સત્ય છે, તે ઉપરાંત ચિતોડના રાજ્ય તરફથી પણ મદદ આપવામાં આવે છે."

"મેં સાંભળ્યું છે, કે ચિતોડનું સૈન્ય ઘણું મજબુત છે."

"અને આ વખતે સેનાધિપદ ઉપર પણ તેની પુત્રિ કમલાદેવી છે."

"શું તે યુદ્ધના મેદાનમાં આવી મુકાબલો કરે છે?" શાહજાદાએ તાજુબ થતાં પ્રશ્ન કર્યો.

"હા. સાંભળવામાં તો આવે છે: પણ તે ઘણી રૂપાળી છે, સૌન્દર્યની દેવી છે.".

"તમે ક્યારે જોઇ હતી."

"જ્યારે હું શહેનશાહ તરફથી રજપુતાનામાં ગયો હતો ત્યારે, મેં તેનાં ઘણાં વખાણ સાંભળ્યાં હતાં, અને જ્યારે તે રાજાના દરબારમાં ગયો, ત્યારે મારા જોવામાં આવી હતી. તે રાજાની જમણી બાજુ એક નાજુક ખુરસી ઉપર બેઠી હતી, જ્યારે મારી નજર તેના ઉપર પડી ત્યારે હું અચમ્બામાંજ ડુબી ગયો હતો, અને સ્વાભાવિક રીતે બોલાઇ જવાયું હતું કે "આ તે હુર કે અપ્સરા."

"આપને વખાણ કરતાં તો સારા આવડે છે હો. મને પણ જોવાનું મન થઇ ગયું." શાહજાદાએ જોરથી હાસ્ય કરી કહ્યું.

"બેશક. હું કહું છું તે સત્ય છે. આપ જોશો તો ખાતરી થશે. ખુદ રાજાના પ્રધાનપુત્ર તેના ઉપર મોહિત છે, પણ કોણ જાણે શાથી કુંવરી તેને પસંદ કરતી નથી."

"કોઇ કારણ હશે. ચિતોડના યુદ્ધમાં તેને જોઈ લઇશું, આપ સર્વે જઇ આરામ કરો, કારણ સવારમાં તો કુચ કરવાની છે" આટલું કહી સરદારોના ગયા પછી શાહજાદો આરામના રૂમમાં ચાલ્યો ગયો.

સર્વે જણ નિંદ્રાધિન થઇ ગયા છે, પણ કેદીઓમાં એક જણને નિદ્રાએ તજ્યો હોય તેમ લાગે છે. તે ઘણો બેચેન લાગે છે. રાત્રિના બે વાગી ગયા છે, પણ તે જાગે છે અને ગણગણે છે કે, "અફસોસ પ્રિય અખ્તરજહાં! તું ઘણીજ બે મરૂવત છે. કોઇ વખતે આંખ ઉઠાવીને પણ જોયું નહિ, પણ હું તારો પ્રેમી હુસેન મીરઝા

તારા ઉપર દરેક પળે કુરબાન થવા તૈયાર રહેતો હતો. છેવટે તું આ જાલિમોના હાથમાં કેદ થઇ ગઇ. ખુદા જાણે તારા પ્રત્યે કેવા પ્રકારની વર્તણુંક ચલાવતા હશે. તું તો મારા દિલમાં કેદ થવાને યોગ્ય હતી. હે ! પ્રિયા તારાજ માટે મેં મીરઝા શુજાની રજા લઈ અચાનક હુમલો કર્યો; પણ મારા ભાગ્ય પણ તારા ભાગ્ય પ્રમાણે બદલાઇ ગયા. હે ! પ્રિયા. તારા માટેજ આ તારો ગુલામ સગા વ્હાલાને તરછોડી કેદ થયો છે, પણ આહ ! ભાગ્યે સાથ ન આપ્યો, અને તેં મારા પ્રેમની કદર સરખી પણ ન કરી. અફસોસ ! એક વખતે તો મુખે બોલી લેવું હતું. મારી સર્વે આશાઓ પુર્ણ થએલી સમજત. હાય ! તને મારા પ્રત્યે પ્રેમ હોય કે ન હોય, પણ હું તો તારા ઉપર કુરબાન થઇ ચુક્યો છું. તારા ઉપર સર્વે વસ્તુઓ કુરબાન કરી ચુક્યો છું, હું તારો છું, અને તારોજ રહીશ, પરંતુ આ મારા જીવનની આખેરી પળો છે; કારણ આ કેદમાંથી છુટવું મહાલ છે; જે વખતે ઔરંગઝેબને માલમ પડશે, કે હું મીરઝા શુજાનો એક સરદાર છું, તો તરત મને કતલ કરવાનો હુકમ આપશે. અને હું હંમેશના માટે હજારો અરમાનો તથા આશા ભર્યો માટીમાં મલી જઇશ. હાય ! છેવટનો શ્વાસ નીકળતાં તો આપને જોઇ લેત; પણ હાય તે ભાગ્ય ક્યાંથી લાવું. હાય ! તે પ્રિય અને મનમોહક મુખડું હવે ક્યાં જોવા મળશે. પ્રિયા છેલ્લા પ્રણામ. અલવિદા. સલામ. પરંતુ જો તું મારા મૃત્યુ સમયે હાજર હોત તો જુવત, કે તારો પ્રેમી કેવી રીતે પ્રાણ આપે છે, પણ હાય તું તો કેદમાં છે." આમ કહેતાં કહેતાં હુસેન મીરઝાને મુર્છા આવી ગઇ અને તે પડી ગયો. ઊંઘી ગયો.



## પ્રકરણ ૧૦ મું.

### અખ્તરનો ખાતર.

અખ્તરજહાં કેદ પકડાતાં અને ઔરંગઝેબે તેને પોતાની ભત્રિજી જાણતાંજ તેને છાતી સરસી ચાંપી અને સંજોગોના વશ થઇ તેણે પોતાની ભત્રિજીને જે સદમો આપ્યો, તે માટે ઘણું રડયો. તે પણ શું કરે ? સંજોગોના વશ થઇ મોગલ રાજ્ય કાયમ રાખવા, તથા પોતાના પ્રાણ બચાવવા ખાતર આવી કડવી ફરજ તેને બજાવવી પડી. જો તેના ભાઇઓ પોત પોતાના ભાગમાં આવેલા રાજ્યમાં જંપીને બેસતા તો ઔરંગઝેબને આવી કડવી ફરજ અદા કરવી પડત નહિ. વીધીને વશ આખું જગત, તો પછી, ઔરંગઝેબ કોણ માત્ર ! !

અખ્તરજહાંના માટે દરેક પ્રકારના સુખના સાધનો ઔરંગઝેબે પુરા પાડયા હતા. એટલુંજ નહિ પણ ખાસ કાળજી રાખતો હતો, કે વખતે કાંઇ તેના પિતાના સુખ કરતાં અત્રે ન્યુનતા આવવા ન પામે, અને તેથી શાહજાદીનો દિલ દુખાય. અખ્તરજહાં સવારના કામથી પરવારી એક સુશોભિત દિવાન ખાનામાં પોતાની સાહેલી હુસ્નબાનુ પાસે બેસી દિલના ઉમળકા ખાલી કરી રહી હતી.

“ હુસ્ના ! હુસ્ના ! લાંબો સમય થઇ ગયો, પણ શાહજાદા સુલતાન હમણાં સુધી કેમ આવ્યા નહિ. ” અખ્તરે પોતાની વેદના જણાવી.

“ આલમગીરે તેમને બોલાવ્યા હતા, કોણ જાણે કયા કામમાં રોકાઇ ગયા કે હમણાં સુધી પત્તો સરખો પણ લાગ્યો નથી. ”

“ પણ એવું તે કયું કામ હશે, કે હમણાં સુધી નવરાસ સરખી પણ ન મળી ? ”

“ હું શું જણાવું, પણ મને હાલના સંજોગો જોતાં લાગે છે, કે કોઇ ખાસ એવું જરૂરી કામ આવી પડવાથી તેઓ રોકાઈ ગયા હશે. ”

“ પણ મારી તનીયેત કોણ જાણે શાથી ઘભરાઇ રહી છે. જ્યારથી તેઓ મારાથી વિખુટા થયા છે, ત્યારથી મારૂં દિલ વિખુટું થયું લાગે છે. મને કોઇ પણ સ્થળે ચેન પડતું નથી. ખરૂં કારણ શું છે તે હું પોતે પણ કાંઇ સમજી શકતી નથી. ” અખ્તરે પોતાની મુંઝવણ દેખાડી.

"આપને વિટમણાંની શી જરૂર છે, તેઓ પણ આપની માફક વિટમણામાંજ હશે."

"હા, હું માનું છું. મેં તેમની સ્થિતિનું પુરેપુરૂં નિરીક્ષણ કર્યું હતું, પણ બહેન આપણાં મહેલ આગળ ઉઘાડી તલવારે સીપાઇઓ પેહરો ભરી રહેલા છે. હું તેમને જોવું છું તો મને લાગે છે કે વખતે સુલતાનને પણ અત્રે આવવાની મનાઇ કરવામાં આવી હોય, અને તેથીજ પેહરો ગોઠવવામાં આવ્યો હોય ! !

"નહિ. નહિ. ઘેલી શાહજાદી ! મહમદ સુલતાનને કોની તાકત છે કે કોઇ પણ સ્થળે જતાં અટકાવી શકે."

"મને તો લાગે છે, કે આ કેદમાંજ આપણાં પ્રાણ પરલોક-વાસી થઇ જશે." અખ્તરે નિરાશ થતાં કહ્યું.

"ખુદા ન કરે. આપણને ક્યાં કેદ કરવામાં આવ્યા છે ?"

"આ કેદ નહિ તો બીજું શું છે ? જો કે ચીચા સાહેબે મારા માટે દરેક પ્રકારના સુખના સાધનો જરૂરત કરતાં વધુ મોકલી આપ્યા છે, પરંતુ હું મારા વાલિદને તો જોઇ શકતી નથીને. એના તો સાંસાનેજ" કેહતાંજ અખ્તરની આંખમાં પાણી આવી ગયું.

"આમ રડવું શા માટે અખ્તર. મારી તો માન્યતા છે, કે શહેનશાહ આપણને લાહોર મોકલી દેશે." હુસ્નબાનુએ અખ્તરજહાંને ધિરજ આપતાં કહ્યું.

"અરે ! હુસ્ના તું કેવી વાતો કરે છે. મોકલવી હોત તો હમણાં સુધી મોકલી ન આપત."

"જો શાહજાદા હોત તો આટલું દિલ ન ધભરાત" હુસ્ન-બાનુએ વાત બદલવા માટે કહ્યું.

"અરે ! એ પણ મુસીબત ઓછી છે, કે હમણાં સુધી શાહ-જાદાની કોઇ પણ ભરૂસાપાત્ર ભાળ મળી નથી."

"મને તો લાગે છે કે શાહજાદાને કોઇ યુદ્ધમાં મોકલી આપ-વામાં આવ્યા હશે."

"મારી પણ એજ માન્યતા છે" અખ્તરે નિશ્વાસ નાંખતા કહ્યું.

"જરૂર એમજ હશે, નહી તો તેઓ આવ્યા વગર રહેત નહિ."

આ પ્રમાણે બન્ને સાહેલીઓ વાતો કરી રહી હતી, કે સામાંથી એક બાળાને આવતી જોઇ બન્નેની નજર તેના ઉપર પડી. બન્ને વાત કરતાં બંધ થઇ ગયા. તે બાળાને પાસે આવતાં અખ્તરે ઓળ-

બાને પ્રશ્ન કર્યો. "અહો આ તો નઇમા ! તમે તો ઘણું સમય પછી દેખાયા. ક્યાં હતા ? શું કરતા હતા ?"

"શાહજાદી સાહેબા શું કરૂં, જ્યારથી જેબુન્નિસાની તબીયત નાદુરસ્ત છે, ત્યારથી મને તો સહેજ પણ નવરાસ મળતી નથી."

શું બેન જેબુનિસા બીમાર છે ?" અખ્તરે પ્રશ્ન કર્યો.

"હા. જ્યારથી તેમણે સાંભળ્યું છે, કે શાહજાદા સાહેબ યુદ્ધ ઉપર ગયા છે, ત્યારથી તેઓ ઘણા બેચેન રહ્યા કરે છે, કારણ તેમને બધા કરતાં શાહજાદા સુલતાન સાથે અનહદ પ્રેમ છે."

"તેઓ કોના ઉપર ચઢાઇ લઇ ગયા છે ?" અખ્તરજહાંએ વાત જાણી લેવા પ્રશ્ન કર્યો અને અને આતુર નજરે તેની સામાં જોઈ રહી.

"શહેનશાહે તો તેમને ચિતોડ ઉપર હુમલો કરવા મોકલ્યા હતા, કારણ ત્યાંનો નિમકહરામ રાજા બાગી બની ગયો છે, પણ માર્ગમાં તમારા વાલિદના એક સરદારે રાત્રિના સમયે જ્યારે શાહજાદા અને બીજું આખું લશ્કર આરામમાં હતું, ત્યારે અચાનક હુમલો કરી શાહજાદાના તંબુમાં ઘુસી જઇ તેમને કતલ કરી નાંખવાની તૈયારી કરી દીધી, પણ શાહજાદા સુલતાન જાગૃત થઇ ગયા, અને તેને કેદ કરી દીધો. ઘણું મોટું યુદ્ધ થયું; છેવટે શાહજાદાની ફતેહ થઇ. ને પછી શાહજાદાને માલમ પડ્યું કે મીરઝા શુજાએ તેને મોકલ્યો હતો. અને તેને હુકમ કર્યો હતો કે કોઈ પણ પ્રકારે શાહજાદાને કતલ કરી નાંખવામાં આવે. આ વાત ઉપરથી શાહજાદાએ ચિતોડ તરફ ન જતાં લાહોર તરફ જવા પોતાના સૈન્યને હુકમ કરી તે તરફ કુચ કરી છે. એમ શાહજાદાનો એક દુત આવ્યો હતો તે કહેતો હતો." નઇમાએ સર્વે વાત ટુંકમાં જરા ફેરફાર સાથે કહી દીધી.

"પણ તે હુમલો કરનાર સરદાર કોણ હતો ? તેનું નામ શું ?" અખ્તરે વધુ જાણવા કહ્યું.

"તેનું નામ કહે છે કે હુસેન મીરઝા છે."

આ નામ સાંભળતાંજ અખ્તરજહાંના હોશ ઉડી ગયા; અને સમિપ હતું, કે બેભાન થઇ જમીન ઉપર ચઢી પડે, પણ પોતાને સંભાળી એક તકીયાને ટેકો આપીને બેસી ગઇ.

"શાહજાદી સાહેબા ખેરીયત તો છે ને ? તમોને શું થઇ ગયું." નઇમાએ અખ્તરજહાંની આવી હાલત જોઇ પુછ્યું.

"ખુદાની કૃપા છે. મારી હાલત સારી છે."

"વખતે આ વાત સાંભળીને આપને દુઃખ થયું હશે.

"સત્ય એમજ. આ વાત સાંભળતાં મને ઘણું દુઃખ થયું છે."

"અખ્તરજહાં આમ દુઃખી થવાથી શું થવાનું! જે ભાગ્યમાં લખેલું હશે તે થયા વગર રહેવાનું નથી." આટલું બોલી નઇમા સલામ કરી ચાલી ગઇ તેના ગયા પછી અખ્તરજહાં હુસ્નબાનુના ખોળામાં મસ્તક રાખી એક બાળક રૂએ તેમ ખૂબ રડી. આમ કેટલોક સમય રડયા પછી શાન્ત થતાં વિચારવા લાગી, કે શાહજાદા પાસે ઘણું લશ્કર છે. તે ઉપરાંત તે પણ મહાન બહાદુર છે. આથી સુલતાનની ફતેહજ થશે. આથી મારો પિતા કતલ થશે અથવા કેદ પકડાશે, પણ જો શાહજાદો કેદ પકડાયો તો મારો બાપ તરત તેમને કતલ કરવાનો હુકમ આપી દેશે. હાય! બન્ને સ્થિતિમાં મારી તો ખરાબીજ છે." અખ્તરજહાંને આમ વિચાર વમળમાં ડુબેલી જોઇ હુસ્નબાનુએ પ્રશ્ન કર્યો:—

"શાહજાદી શાનો વિચાર કરો છો?"

"બેન ગઝબ થઈ ગયો, ઘણાજ ખરાબ સમાચાર આપણા સાંભળવામાં આવ્યા છે."

"હા. સમાચારતો એવાજ છે, હુસેન મીરઝાની વાત સાંભળીને."

"હા. તે માણસ ઘણો ખરાબ તથા દગાબાઝ છે. તે મારા બાપનું સત્યાનાશ વાળવા માંગે છે. તે ઇચ્છે કે કોઇપણ રીતે સુલ-તાન મહમદ માર્યો જાય, જેથી તે મારા ઉપર કબજો મેળવી શકે" અખ્તરે ગુસ્સામાં આવીને કહ્યું.

"તે પહેલાંથી આપના ઉપર પ્રેમ રાખે છે. અને કેટલીકવાર આડકતરી રીતે મીરઝા શુજાને કહી પણ ચુકયો છે."

"અલબત વખતે હું તેની માંગણી કબુલ પણ કરી લેત; પણ હવે તો લાચાર. મારૂં દિલ બીજાના કબજામાં છે. હવે મારી પાસે તેને આપવા જેવું કાંઇ પણ નથી."

"પણ હું એમ કયાં કહું છું, કે આપ તેની સાથે પ્રેમ કરો."

"હુસ્નબાનુ. હુસ્નબાનુ. હું મોટી આફતમાં આવી પડી છું. મને સમજ પડતી નથી, કે શું સારૂં ને શું ખોટું પણ મને આટલું બતાવ કે જેથી શાહજાદા વાલિદ સાથે યુદ્ધ ન કરે."

"પણ લશ્કરતો કયારનું પોહચી ગયું હશે, અને ઘણા ભાગે યુદ્ધ પણ શરૂ થઇ ગયું હશે. હવે શું થઇ શકે છે."

"પણ કોઇ એવો માણસ મળી શકે છે, કે જે મારો પત્ર શાહજાદાને પોહચાડે. શું તું તેવો માણસ નહિ ખોળી આપે?" અખ્તરે કેટલોક સમય વિચાર કર્યા પછી કહ્યું.

"આવો કાગળ લઇ જનારતો ભાગ્યેજ કોઇ મળી શકશે." હુસ્નબાનુનો આ ખુલાસો સાંભળતાંજ અખ્તરજહાં હતાશ થઇ ગઈ, અને નીચી ગરદન નમાવી વિચારમાં ડુબી ગઇ. અમુક સમય તો તે હુસ્નબાનુ કાંઇ કેહશે તે આશામાં રહી, પણ તે બાબત તેને નિરાશા લાગતાં તેની આંખમાં આંસુ આવી ગયાં, અને રડવા લાગી. હુસ્કો ચઢી ગયો. તે હુસ્નબાનુથી ન જોઇ શકાયું. તેથી બોલી "રડો છો શા માટે, રડવાથી શું વલવાનું છે. જે ખુદાએ ધાર્યું હશે હશે તે થયા વગર કાંઇ રેહનાર છે?"

"અહા! હુસ્નબાનુ તમો શું જાણો કે મારા દિલ ઉપર શું ગુજરી રહી છે" સજળ નયને અખ્તરજહાંએ કહ્યું.

"ન ઘભરાવો. ખુદા જે કરશે તે સારૂંજ કરશે."

"મારા દર્દની દવા તમો નહિ કરી શકો હુસ્નબાનુ."

"ત્યારે કોણ કરશે! પણ આટલું તો કહોકે તમરા દર્દની દવા શું છે. એટલું જણાવો તો પછી કાંઇ કહી શકું. મારાથી બનતી સેવા બજાવી શકું."

"વધુ નહિ, પણ માત્ર મારો એકજ કાગળ કોઇપણ રીતે શાહજાદાને પોહચાડવામાં આવે. જો કાગળ પોંહચી જશે તો મારી માન્યતા છે કે લાખો માણસોના ખુન થતા બચશે, એટલુંજ નહિ પણ મારા વાલિદ જે શહેનશાહના શત્રુ બનેલા છે, તે પણ વખતે મિત્ર બની જાય, પણ શરત એકે મારો કાગળ તેમને મળવો જોઈએ" અખ્તતરજહાંએ ઉત્સુક હૃદયે કહ્યું, અને શો ઉતર મળે છે તેની વાટ જોવા લાગી.

"સારૂં તમારો પત્ર હું લઇ જઇશ" થોડો સમય વિચાર કર્યા પછી હુસ્નબાનુએ કહ્યું.

"શું તમે લઇ જશો?" અખ્તરજહાંએ આનંદમાં આવતાં પુછ્યું.

"હા!"

"ક્યારે?"

"તમો જ્યારે આપો ત્યારે. કહોતો અબઘડી. અત્યારે."

"કેવી રીતે લઇ જશો."

" સૈનિક બની, સ્ત્રીનો પુરૂષ બની, અબળાની પ્રબળ બની."

" પણ જો ખુદા ન કરે ને ઓળખાઇ ગઇ તો ભોગ લાગવાના, તે ઉપરાંત ઘણી લાંબી મુસાફરી છે, તેનો પણ વિચાર કર્યો ? તમોને પ્રાણની પરવા નથી ? " શાહજાદીએ કસોટી કરતાં કહ્યું.

" મારે ડર શો ? જ્યારે મારી શાહજાદીનું કામ મારે કરવું છે. તો પછી બીક શી ? જ્યારે પ્રાણ ઉપર રમવા તૈયાર થઇ છું, તો લાંબી મુસાફરીની ચિન્તા શામાટે ? તમારે કાંઇ વાતની ચિન્તા ન રાખવી. હું દરેક વાતનો બંદોબસ્ત કરી લઇશ, અને તમોને ખાતરી આપું છું, કે મારા પ્રાણમાં પ્રાણ છે તો આપનો પત્ર આપ્યા વગર રહેનાર નથી, " હુસ્નબાનુએ હિમ્મતથી કહ્યું.

હુસ્નબાનુ તમારા આ વચનોએ મને જીવતદાન આપવા બરાબર કામ કર્યું છે."

"જો તમો આ કામ કરી આપશો, તો હું આપનો મારા જીવન પર્યન્ત ઉપકાર ભૂલીશ નહિ" શાહજાદી અખ્તરજહાંએ આનંદમાં આવી કહ્યું.

" સારૂં ત્યારે તમો જવાની તૈયારી કરો. હું હમણાંજ પત્ર લખી આપું છું" કહેતાં તે પત્ર લખવા લાગી. હુસ્નબાનું પોતાની તૈયારીઓમાં પડી અખ્તરજહાં કાગળ પણ લખી નોહતી રહી કે એક સૈનિક તેની સામા આવી ઉભો રહયો. તેને જોતાંજ અખ્તરજહાં ઘબરાઇ ગઇ ને ગભરાટમાં બોલી ઉઠી "તું કોણ છે ?"

"પાછળથી જણાશે. તમારી સાહેલી હુસ્નબાનુને કેદ કરવામાં આવી છે, કારણ તમો શહેનશાહના વિરૂધ કાવતરૂં કરવા માંગતા હતા. આની સાબેતી તમારા હાથમાં લખેલો પત્ર બસ છે. લાવો તે મારી પાસે લાવો." સૈનિકે રોબમાં દબાવતાં કહ્યું.

" નહિ. નહિ. આતો મારો ખાનગી પત્ર છે" કેહતાં અખ્તરજહાં તે કાગળને પોતાની પાછળ સંતાડવા લાગી

" આમ સંતાડે નહિ ચાલે. એ પત્ર તમારે મને આપવોજ પડશે. જો નહિ આપો તો જોર જુલમથી પણ છીનવી લેવામાં આવશે. માટે સમજીને આપીદો, નહિ તો હમણાં સીટી વગાડતાં બીજા સિપાઇઓ આવી છીનવી લેશે. હું તમોને કેદ કરવા સારૂં આવ્યો છું " આ શબ્દો સાંભળતાં અખ્તરજહાંના હોશ ઉડી ગયા. તેને લાગ્યું કે ભરદરીયો તરી છેક કિનારે આવી ડુબી ગઇ. ધ્રુજવા લાગી હવે શું થશે ? તેવા વિચારે તેના આખા શરીરમાં કંપારી

છુટી. પત્ર આપવો કે ન આપવો તેના વિચારમાં ગોથાં ખાવા લાગી. અખ્તરજહાંની આવી હાલત જોતાં સૈનિક હસી પડયો સૈનિકને અખ્તરજહાં વધુ વિચાર વમળમાં ગોથાં ખાવા લાગી, હસતા જોઇ વધુ રડવા લાગી.

"શાહજાદી અખ્તરજહાં ન બીઓ. બીવાનું કારણ નથી. આ તમારા સામા સૈનિક છે તે તો તમારી દાસી હુસ્નબાનુ છે" કેહતાં તેણે પોતાના માથા ઉપરનો ફેટો અલગ કર્યો. તે જોતાંજ અખ્તરજહાં પણ હસી પડી.

"વાહ હુસ્નબાનુ વાહ! હું જાતે પણ તને ઓળખી ન શકી તો મને ખાતરી છે કે તું તારી ફરજ બરાબર અદા કરીશ. પણ હુંતો એકદમ ધભરાઇ ગઇ હો."

"ચાલો હવે કાગળ આપો છો કે સૈનિક બનું" હુસ્નબાનુએ હસતાં હસતાં કહ્યું.

"હા. હા. લો આ પત્ર" અખ્તરજહાંએ છેવટનો ભાગ લખી હુસ્નબાનુને આપ્યો. હુસ્નબાનુએ તેને લઇ સંતાડયો, અને બારી પાસેના ઝાડની ડાળી ઉપર કુદીને તેને પકડી અંધારામાં કયાંક ચાલી ગઇ. અખ્તરજહાં જોતીજ રહી અને તેના હકમાં લાખ લાખ દુઆઓ તથા ફતેહ ઇચ્છવા લાગી.



# પ્રકરણ ૧૧ મું.



## પ્રેમ આહુતિ.



પોતાની સાથે દગો કરી પ્રાણ લેવાની જે કુટિલ નીતિ શુજાએ વાપરી હતી તેથી સુલતાન મહમદ ઘણો ગુસ્સે થયો હતો. અને પોતાનું આ વેર આ હિચકારાપણાથી નહિ પણ બહાદુરીથી લેવા માંગતો હતો. તે માનતો હતો કે આપણે ચિતોડ ગયા પછી લાહોર ઉપર જવાના છીએ તે શુજા જાણે છે, પણ આપણે સીધા લાહોર જઈશું તો ઘણી સહેલાઈથી કિલ્લો સર કરી શકાશે, એટલુંજ નહિ પણ તે હરિફને હરાવી પાછું ચિતોડ પણ લેવામાં વધુ સમય પસાર થશે નહિ, પણ તેની માન્યતા અત્રે આવ્યા પછી ખોટી પડી હતી. શુજા પણ એક મોગલ ખાનદાનનો નબીરો હતો. સાથે જેવું તેનું નામ તેવા તેનામાં બહાદુરીના ગુણો પણ સમાયલા હતા.

બાદશાહી સૈન્ય પંજાબના કિલ્લાને ઘેરો નાંખી પડ્યું છે; કોઈ પણ માર્ગ તેમને એવો ન દેખાયો કે કિલ્લો સર થઇ શકે. શુજા જાણતો હતો કે કોની સામે મુકાબલો કરવાનો છે. આથી તેણે કિલ્લાની આજુ બાજુ મોટી ખાઈ ખોદાવી હતી, અને તેની માટી કોટના પાયામાં નંખાવી હતી. એટલુંજ નહિ પણ કોટથી અમુક અંતરના છેડે માટીનો એક કિલ્લો બનાવ્યો હતો. શહેનશાહી સૈન્ય ખુલ્લા મેદાનમા હતું ત્યારે શુજાનું સૈન્ય તે માટીના કિલ્લાના આસરે તેની આડમાં રહી શહેનશાહી સૈન્યને વીંધી નાંખતું હતું. ઘણી વાર શહેનશાહી સૈન્ય માટીના કિલ્લાને ઓળંગી જતું પણ તરત શુજાનું સૈન્ય છુપા રસ્તે કિલ્લામાં નાસી જતું, અને કિલ્લા ઉપરથી હુમલો કરતું, આથી બાદશાહી સૈન્ય દરેક વખતે પાછું પડતું. શહેનશાહી સૈન્ય ઘણી બહાદુરી બતાવતું હતું, પણ તેમાં તેમને નિરાશા વગર અન્ય કાંઈ પ્રાપ્ત થતું નહિ.

શાહજાદો મહમદ સુલતાન પોતાની આ નિષ્ફળતાના કારણે ઘણો ક્રોધે ભરાતો હતો, પણ લાચાર હતો. તેણે આ માટીના કિલ્લાનો નાશ કરવાનું પહેલાં ઉત્તમ ધાર્યું, આથી તેણે પોતાના કેટલાક

સૈનિકોને રાત્રિના સમયે કુહાળી અને પાવડા લઇ મોકલ્યા, કે જેઓ છાના માના ખાઇથી માટીના કિલ્લાની પેલી બાજુ નાના પાણીના માર્ગ બનાવી ન દે જેથી માટીનો કિલ્લો નાશ ન પામે, તે સાથે થોડી ઘણી ખાઇ પણ પુરાઇ જાય. જ્યાં સુધી આ કામ ન થઇ રહે ત્યાં સુધી હુમલો કરવાનું સુલતાને મુલતવી રાખ્યું, અને પોતાની છાવણી કિલ્લાથી સહેજ દુર લઇ જઇને નાંખી, કે જેથી શુજાનું સૈન્ય માત્ર કિલ્લા ઉપરજ ઉભા રહી પોતાના સૈન્યને નુકશાન ન કરી શકે.

શુજાના સૈન્યે શાહજાદા સુલતાનની છાવણીનું હટાવવાનું કારણ પોતાની જીત માની લીધી, અને દરેક જણ પોતપોતાની બહાદુરી ઉપર ફુલાવવા લાગ્યા.

શાહજાદાના હુકમાનુસાર દરેક રાત્રિએ શાહજાદા સુલતાનના સૈનિકો છાનામાના ખાઇમાં પડી પાર જઇ, માટી ખોદી પાણીનો માર્ગ બનાવતા. આમ બરાબર સાત આઠ દિવસમાં આખો બનાવટી માટીનો કિલ્લો ભાગી નાંખ્યો. નાના મોટા માર્ગો બની ગયા, જ્યારે આ વાતની ખબર શાહજાદા સુલતાન મહમદને થઇ, ત્યારે તે ઘણો ખુશ થયો અને શુજા સહેજ નારાજ થયો, પણ "કાંઇ નહિ." કહી તેને ગણકાર્યું નહીં. તેણે દરેક બુરજ ઉપર ચુંટી ચુંટીને માણસો મુકી દીધા. સાથે શત્રુઓ ઉપર પત્થર ગરબડાવવા માટે દરેક જગ્યાએ પત્થરના મોટા મોટા ઢગ પણ કરી દીધા.

સધ્યા સમય થવા આવ્યો છે. શાહજાદા મહમદ સુલતાન પોતાના સરદારો સાથે પોતાના તંબુમાં બેઠો છે, અને લાહોરનો કિલ્લો કેવી રીતે સર કરવો તેના સંબંધમાં મસલત ચાલી રહી છે. તેવામાં મહમદ સુલતાને કહ્યું "શત્રુઓએ કિલ્લાને મજબુત બનાવવામાં કોઇપણ પ્રકારની કચાસ રાખી નથી. સાથે મને આશા નોહતી કે શત્રુના માણસો આટલી બહાદુરી સાથે આપણી સાથે મુકાબલો કરશે"

"બેશક, મને પણ આશા નોહતી કે તેઓ આવા બહાદુર હશે." મીરજુમલાએ શાહજાદાના વિચારને ટેકો આપતા કહ્યું.

"ભલે તેઓનો કિલ્લો ગમે તેટલો મજબુત હોય, સાથે ગમે તેટલા બહાદુર પણ હોય; પરંતુ જ્યારે આપણું સૈન્ય તેને ચારે બાજુથી ઘેરી લેશે, અને ધસારો કરશે તો ઈંટથી ઈંટ અલગ કર્યા વગર રેહશે નહિ" અબ્દુલ્લાએ બન્નેથી વિરૂધ મત આપ્યો.

"મારો વિચાર છે, કે આપણે કાલે ત્રણેજણાં જુદી જુદી દિશાએથી હુમલો કરીએ; અને ત્રણે બાજુથી એકી સાથે હુમલો થશે તો તેઓ પોતાને સંભાળી શકશે નહિ; અને કિલ્લો આપણા તાબામાં આવી જશે." શાહજાદાએ યોજના દર્શાવી.

"આ યોજના મને ઘણી પસંદ પડે છે. હું આ વિચારને મળતો થાવું છું" મીરજુમલાએ કહ્યું.

ટુંકમાં કેટલાક વાદવિવાદ પછી ઉપલી યોજના પાસ થઇ ગઇ. આથી મીરજુમલા તથા અબ્દુલ્લા પોતપોતાના તંબુમાં આરામ કરવા ચાલ્યા ગયા, અને દરેકજણુ પોતપોતાના હાથ નીચેના સરદારોને બોલાવી પોતાના વિચારોથી વાકેફ કરી દીધો.

હમણા સવાર થવાને એક પહોર બાકી છે, કે શાહી સૈન્ય તૈયાર થઇ ગયું. દરેક સરદાર સૈનિકોને હિંમત આપી રહ્યા છે. તેવામાં આખા સૈન્યમાં શાહજાદા સુલતાને લટાર મારી. દરેક જગ્યા શાહજાદાને જોતાં સૈનિકો તલવારો ઉઘાડી માન આપતા હતા. શાહજાદાએ આખા સૈન્યમાં તપાસ કર્યા પછી આગળ વધવાનો હુકમ કર્યો. હુકમ થતાં સૈન્ય આગળ વધ્યું, અને તોપોનો મારો શરૂ થયો, પણ જાણે કિલ્લાવાલા તૈયારજ નહોય, તેમ જવાબ આપવા લાગ્યા, બન્ને તરફથી તોપોના અવાજે થતાં ગગન ગાજી ઉઠયું. આકાશ ધુમાડાથી ઢંકાઇ ગયું. હવે તો એકબીજાની નજરે પણ પડતા નોહતા. હા, અલબત તોપ ફુટતાં જે પ્રકાશ થતો તેથી માલમ પડતું કે શાહજાદો પોતાના સૈન્યને ધીમાં ધીમાં આગળ વધારી રહ્યો છે. તોપોનો મારો બરાબર એક કલાક ચાલ્યો, પછી બંદ થઇ ગયો અને ધુમાડો પણ ધીમાં ધીમાં ઓછો થતાં નાશ પામ્યો. કિલ્લો સાફ દેખાવવા લાગ્યો.

શાહજાદાએ આગળ વધી એક ધ્વજા ફરકાવી, તે સાથેજ સૈન્ય ત્રણ ભાગમાં વેહચાઇ ગયું, બીજીવાર શાહજાદાએ ધ્વજા હલાવી, તે સાથેજ સૈન્યમાં હિલચાલ શરૂ થઇ ગઇ. ધીમાં ધીમાં સૈન્ય આગળ વધાવા લાગ્યું. શાહજાદાએ આગળ વધી પોતાના સૈનિકોને કહ્યું કે:—

"બહાદુરો આજેજ તમારી બહાદુરી દેખાડવાનો સમય છે. આજે તમારી ખરી પરિક્ષા છે. આજે આ દગલબાજો અને બજવાબોરોને બતાવી દોકે દગો તથા બળવો કરવાના આવા ફળ મળે છે. આજે આપણે કિલ્લો સર કરવો છે. આવો બહાદુરો મારી

પાછળ આવો” કેહતાં સુલતાન મહમદે પોતાના ઘોડાને કિલ્લા તરફ દોડાવ્યો. શાહજાદાને આમ આગળ વધતાં જોઇ સૈન્યે પણ કોઇપણ જાતની બીક કે ધાસ્તી રાખ્યા વગર ધસારો કર્યો, ત્યારે તે સૈન્યની સામાં શત્રુસૈન્યે બંદુકો ટાંકી ફેર કરવા માંડયા, પણ શાહજાદા મહમદના સૈનિકો આડા અવળા થતા થતા આગળ વધતાજ લાગ્યાં, અને ખાઇ ઓળંગી કિલ્લા પાસે આવી ગયો. બીજી બાજુ મીરજુમલા અને ત્રીજી બાજુથી અબ્દુલ્લાએ પણ હુમલો કરી દીધો. અબ્દુલ્લા બરાબર ઘોડાને વધારી કિલ્લાની બારીપાસે આવી ગયો. પોતના સરદારને આમ બહાદુરી સાથે જતા જોઇ સૈનિકો કયાં પાછા પડે એવા હતા. તેઓ પણ અબ્દુલ્લાના લગોલગ પોતાની બહાદુરીનું પાણી દેખાડવા લાગ્યા, પણ આ સમય અબ્દુલ્લા માટે ઘણો બારીક હતો, કારણ કિલ્લા ઉપરથી બરાબર અગ્નિ વરસી રહ્યો છે, સાથે મોટા મોટા પત્થરો પણ પડી રહ્યા હતા, અને અબ્દુલ્લાના માણસો બરાબર નાશ પામી રહ્યા હતા. દરેક સૈનિક ઇચ્છતો હતો, કે કિલ્લા ઉપર ચઢી જાઉં, પણ તેમને કતલ કરીને નીચે ફેંકી દેવામાં આવતા હતા. જ્યારે અબ્દુલ્લાને લાગ્યું કે મારા સૈનિકો વધુ પ્રમાણમાં માર્યા જાય છે, ત્યારે તેણે ધ્વજાથી ઇશારામાં શાહજાદાને કાંઇ કહ્યું. શાહજાદાએ અબ્દુલ્લાના વિચારને જાણી એકદમ સખ્ત હુમલો કરી દીધો. ત્યારે અબ્દુલ્લાએ પોતાના સૈન્યને પાછળ હટાવવા માંડયું. કિલ્લાવાલાએ જાણ્યું કે અબ્દુલ્લા હારખાઇ નાસીપાસ થઇ પાછો હટે છે. આથી ત્યાંથી સૈન્યનો મોટો ભાગ ખસેડી શાહજાદાનો મુકાબલો કરવા મોકલી આપ્યું. અબ્દુલ્લાની ધારણા બરાબર પાર પડી. તેણે પોતાના સૈન્યને પેટ ચલાવી બરાબર કિલ્લા પાસે આવતાંજ “અલ્લાહો અકબર” કહેતાંજ કિલ્લા ઉપર હુમલો કરી દીધો. સાથે કિલ્લા ઉપર નીસરણી મુકી ચઢી ગયો, અને જે સૈનિક સામો આવતો તેને કતલ કરી નાખતો. સૈનિકો પણ પોતાના સરદારની પાછળ કિલ્લા ઉપર ચઢી ગયા. કિલ્લાના અમલદારે બરાબર અબ્દુલ્લાને કિલ્લા ઉપર જોતાં તેનો મુકાબલો કરવા ધસ્યો, પણ બહાદુર અબ્દુલ્લા આગળ તે કાંઇ પણ હિસાબમાં નહતો. અબ્દુલ્લાએ એકજ વારમાં તેનો નાશ કર્યો, કે જેથી તે નિશાન સાથે જમીન ઉપર પછડાયો. શુજાએ આ જોયું. અને ગભરાયો. અને નાસવાની તૈયારી કરવા લાગ્યો. તેને લાગ્યું કે હવે કિલ્લો હાથમાંથી જવાને વાર લાગશે નહિ. તેના સૈનિકો પણ ગભરાઇ ગયા હતા,

કે સામે એક ઘોડેસ્વાર સફેદ ધ્વજા ફરકાવતો ફરકાવતો કિલ્લા પાસે આવી પહોંચ્યો, અને ધ્વજા ઉંચી કરી હલાવવા લાગ્યો. સફેદ ધ્વજા જોતાં સર્વેએ પોતપોતાના હથીયારો નમાવી દીધા. તે સ્વારે એક સૈનિકને પુછયું કે "શાહજાદા મહમદ સુલતાન કયાં છે?"

"શું કામ છે?" સૈનિકે પુછયું.

"મારે એક જરૂરી કામ છે. હું દિલ્હીથી આવું છું."

દિલ્લીનું નામ સાંભળતાં તે સૈનિકે આંગળીથી ઇશારો કરતાં કહ્યું. "જાવો પેલા ઉભા."

સ્વાર પોતાના ઘોડાને દોડાવતો શાહજાદા પાસે ગયો, અને સલામ કરી એક કાગળ તેને આપ્યો, શાહજાદાએ પત્ર ફોડી વાંચવા માંડયો.

પ્રિય પ્રાણ સુલતાન.

ખુદા તમોને ખુશી આનંદમાં રાખે. જગત આપને સુલતાનના નામથી બોલાવે છે, પણ હું તો મારા હૃદયના સુલતાન માનું છું. હું આપની પ્રેમ દાસી છું. પણ—

"પ્રીતિ અમૃત વારિ મીઠું સ્હેજમાં મળતું નથી,
શુભ સ્નેહ કેરૂં વૃક્ષરે કંઇ સ્હેજમાં ફળતું નથી.
રત્ન ઉજ્જવલ પ્રેમના હા સ્હેજમાં મળતા નથી,
હૃદય અન્યો અન્ય કેરાં સ્હેજમાં ભળતાં નથી."

કહે છે કે સ્ત્રી જાત બેવફા હોય છે, પણ તમો યાદ કરો. જે ઇકરાર કર્યો હતો તે પાળ્યો! એક કલાક પછી આવવાનું કહ્યું હતું તેને આજે બે બે માસ થવા આવ્યા. દર્શન આપવા તો દુર્લભ પણ ખબર સરખી પણ ન લીધી, હું અત્રે રડી રડી પ્રાણ આપું. અને તમો ત્યાં ભુલથી પણ યાદ ન કરો. હું મારા પ્રેમના બદલામાં પ્રેમ આહુતિ માંગું છું. શું આપશો? મારી આંસુ ભરેલી આંખો જોઇને પણ દયા નહિ ખાવો. હું જાણું છું કે મારો સુલતાન આવો નિષ્ઠુર તો નથીજ. મને ખબર નહોતી કે મારા પ્રાણથી પણ પ્રિય મારાજ કંઠ ઉપર છરી ફેરવશે. હું આપને રોકતી નથી. ભલે આપ મારા પિતાથી વઢો, હરાવો. કેદ કરો કે કતલ કરી નાખો (!) પણ જ્યારે મને અત્રે ખબર પડશે, કે મારા બાપને કતલ કરવામાં આવ્યો છે, તેજ ઘડીએ હું મારા પ્રાણ પરહરીશ. પછી આપને ઇખ્તેયાર છે.

આ મારો છેલ્લો સંદેશ મારી સાહેલી હુસ્નબાનું પ્રાણુ પર ખેલી લાવે છે. હૃદય રડી રહ્યું છે, ઉત્તરની વાટડી ઉઘાડી અને આતુર આંખો જોઇ રહી છે.

લી૰
આપે ભૂલાવેલી.
અખ્તરજહાં-દિલ્લી.

પત્ર વાંચતાજ શાહજાદો મોટા વિચારમાં પડી ગયો. તેની આંખ સામાં શાહજાદી અખ્તરજહાંની મુર્તિ આવી ઉભી રહી ગઇ, અને જાણે કરગરતી કરગરતી ખોલો પાથરી પોતાના સાચા પ્રેમના બદલામાં પોતાના પિતાના પ્રાણુની અમાન માંગી રહી છે. તેના રસ ભર્યા નેત્રોમાં આંસુડા આવે છે, અને કલવાય છે, અને કહી રહી છે કે પ્રેમમાં આહુતી તે પ્રેમનું સ્વરૂપ છે.

"શાહજાદા સુલતાન શો વિચાર કરો છો ? શું તમો તમારા માટે ઝુરતી મારી સખીને વિસરીજ ગયા છો." આવનાર સવારે શાહજાદાને અધિરાઇથી કેહ્યું.

"શું ?" શાહજાદાએ ચમકીને કહ્યું.

"આપ શાનો વિચાર કરો છો ?"

"વિચાર તો કાંઇ નહિ, પણ હું અખ્તરને ભુલીજ ગયો હતો. પણ—"

"કેમ અટકયા. આમાં આપને કાંઇ શંકા છે ? શું મને નથી ઓળખી શકતા ?"

"અત્રે એ પ્રશ્ન નથી."

"ત્યારે ?"

"એની ખાત્રી શી કે આ પત્ર મારી અખ્તરનોજ છે." કેહતાં શાહજાદાએ આવનાર સવારના સામાં બારીક નજરે જોવા માંડયું. તે સવારે તરત પોતાના મસ્તકે બાંધેલ ફેંટો ઉતારી નાંખ્યો કે તરતજ તેમાં સંતાયલા વાલો છુટી ગયા.

"બોલો હવે શંકા છે. શું હું હુસ્નબાનુ નથી ?"

"હા. તમો હુસ્નબાનુજ છો."

"ત્યારે હવે આપ મને આ પત્રના ઉત્તરમાં શું કહો છો ?"

"આનો ઉત્તર પત્રથી અપાશે નહિ. આના ઉત્તરમાં મારે ઘણો મોટો ભોગ આપવાનો છે. તેનો વિચાર કરતાં હું મોટી ગુંચવણમાં

પડી જાઉં છું. આનો ઉત્તર આપ્યા પછી મારૂં શું થશે તે હું કહિ શકતો નથી. પણ નહિ! હું જગતમાં મારી અબ્દુતરને સૌથી વહાલી ગણું છું. તેના માટે, તેને ખુશી રાખવા માટે સર્વ કાંઇ કરવા તૈયાર છું, પછી ભલે મારા માથે આફતોના પહાડો કેમ તુટી ન પડે હું મારી અબ્દુતરને બતાવી દેવા માંગુ છું, કે હું તેનો સાચો પ્રેમી છું, અને કુરબાન થવા તૈયાર છું." એટલું કેહતાંજ તેણે સફેદ ધ્વજા હલાવી. તેના હલાવતાંજ સૈનિકો તલવારો મ્યાનમાં કરી કરીને શાહજાદા પાસે આવવા લાગ્યા. અબ્દુલ્લા તથા મીરજુમલાને શાહજાદાને સફેદ ધ્વજા ફરકાવતો, તથા સૈન્યને પાછા બોલાવતો જોઇ તેમની તાજુબીનો પાર રહ્યો નહિ. સાથે ક્રોધે પણ ઘણા ભરાયા. તેમને લાગ્યું કે શાહજાદો દિવાનો તો બની ગયો નથી કે જ્યારે કિલ્લો જીતાઇ જવાની અણી ઉપર છે, ત્યારે સૈનિકોને આગળ ન વધવા દેતાં પાછો બોલાવે છે.

આ ગુંચવાળ ભરેલા મામલાને સમજી ન શકવાથી મીરજુમલા અબ્દુલ્લા પાસે દોડી ગયા, અને કહ્યું "આ શું છે? આપણને યુદ્ધ કરતા શા માટે રોકવામાં આવે છે?"

"હું પણ તમારી માફક ગુંચવણમાં છું. મને સમજ પડતી નથી કે વાત શી છે. મને લાગે છે કે શાહજાદો દિવાનો બની ગયો છે."

"મેં મારા સૈનિકોને મહા મુશીબતે રોકી રાખ્યા છે; તેઓ કોઇ પણ પ્રકારે પાછા હઠવાનું પસંદ કરતા નોહતા પણ ઘણું સમજાવવાથી તેઓ કાબુમાં આવ્યા છે; આ તો પ્રાણ ઉપર રમી ખેલેલો દાવ નકામો થવા બેઠો છે."

"મારી પણ આજ સ્થિતિ થઇ. મારો તો વિચાર નોહતો કે કિલ્લો સર કર્યા વગર પાછો વળું, પણ વખતે સૈનિક કાયદાના ઉલંઘનના શિક્ષાને પાત્ર થાઉં તે વિચારેજ મેં મારા સૈનિકોને પાછા બોલાવી લીધા છે."

"મને તો લાગે છે, કે શાહજાદા સાથે શત્રુઓ તરફથી દગો રમવામાંજ આવ્યો છે."

"મને ખરી સ્થિતિ જાણવાની ઘણી આતુરતા છે, માટે ચાલો શાહજાદા પાસે જઇએ."

"બેશક. આ બાબત તપાસ કરવાની ખાસ આવશ્યકતા છે."

બન્ને જણાં શાહજાદાના તંબુ તરફ જવા લાગ્યા, અને માર્ગમાં એક અમલદારને પુછતાં માલમ પડયું કે શાહજાદો હમણાં પોતાના તંબુમાં કોઇ નવા આવેલા સવાર સાથે કાંઇ વાતો કરે છે.

શાહજાદો હુસ્નાબાનુને લઇ પોતાના તંબુમાં ચાલ્યો આવ્યો હતો અને તેની સાથે વાતો કરી રહ્યો હતો.

"વેષ બદલવામાં તમો પ્રવિણ દેખાવો છો, ને તે એટલે સુધી કે તમો પુરૂષ છો કે સ્ત્રી? તે પણ પારખવું ભારે થઇ પડયું હતું" શાહજાદાએ કહ્યું.

"જો આવું ન કરત તો તમારા સુધી આવા સમયમાં આવી પણ કેવી રીતે શકત ! હું શાહજાદીના પ્રાણ બચાવવા જાન ઉપર રમીને આવી છું."

"તેમાં શંકાને સ્થાનજ કયાં છે; તમે ઘણી મોટી બહાદુરી બતાવી છે."

"પણ શાહજાદી હાલ કેવા છે ?" શાહજાદા મહમદ સુલતાને પ્રશ્ન કર્યો.

"આપના વિયોગમાં રાત્રિ દિવસ રડયા કરે. તેનું કોઇપણ વસ્તુમાં ધ્યાન લાગતું નથી. હરઘડી અને હરપાલ ઉદાસ રહે છે, અને તમોએ આ બાજુ આવવા સબંધી ખબર સરખી પણ ન મોકલાવી તેથી તેમના દિલ ઉપર સખ્ત ચોટ લાગી છે"

"શું કરૂં, હું લાચાર હતો. મારે એવા પ્રસંગમાં તથા એવા સમયમાં મુસાફરી કરવી પડી કે ખબર સરખી પણ આપી શકયો નહિ. સત્યરીતે તો હું ચિતોડ ઉપર ચઢાઇ લઇ જતો હતો, પણ માર્ગમાં અમો સર્વે ઉંઘી રહ્યા હતા, ત્યારે શુજાના માણસોએ તેના કહેવાથી અમારા સૈન્ય ઉપર હુમલો કર્યો. આમાં મુખ્ય ઉદ્દેશ્ય એ હતો કે ગમે તે પ્રકારે મારી કતલ કરી નાંખવી. આથી મને પણ ક્રોધ ભરાયો; પણ વધુ મુશીબતતો આ આવીને ઉભી રહી કે મારા સૈનિકો આડા થઇ ગયા. અને "પહેલાં શુજા પછી ચિતોડનો રાણો" એમ સર્વે બોલવા લાગ્યા, એમજ નહિ પણ તેમણે ઠરાવ કરી લીધો, આથી લાચારીએ મારે આ તરફ આવવું પડયું."

"અને તે વાતની શાહજાદી અખ્તરજહાંને ખબર થતાં મને આ બાજુ મોકલી."

"હુસ્નબાનુ. હુસ્નબાનુ. મને માફ કરશો. હું શાહજાદીને તદ્દન ભૂલીજ ગયો હતો. ત્યારે શાહજાદી મને હરપળે યાદ કરે છે.

તે જાણી મને ઘણો પસ્તાવો થાય છે; તેના માટે હું માફી માગું છું. હવે બીજીવાર હુમલો નહિ કરૂં. જો આ વાત બહાર આવે તો મારા અમલદારો મારા શત્રુ બની જશે; તો પણ અન્ય કોઇની વધુ ધાસ્તી નથી, પણ માત્ર અબ્દુલ્લા જરા ભયંકર માણસ છે. મને ખાત્રી છે કે આ વાત આજ નહિ તો કાલ લોકોના જાણવામાં તો આવશે; અને આની સજા મોત વગર અન્ય કાંઇ પણ નથી. મૃત્યુનો મને ડર નથી. હું મારી અખ્તરના માટે પ્રાણ પણ આપીશ, તેના માટે મરવામાં મને દુઃખના બદલે આનંદ થશે" શાહજાદો મસ્તક નમાવી વિચારમાં પડી ગયો. હુસ્નબાનુ પણ શાહજાદા મહમદ સુલતાનનું કહેવું સત્ય લાગવાથી શાહજાદા સામા જોવા લાગી, તથા હવે શું કરવું તેનો વિચાર કરવા લાગી. કેટલાક સમય પછી હુસ્નબાનુને કાંઇ વિચાર સુજી આવ્યો. અને બોલી.

"શાહજાદા સાહેબ આપને ધાસ્તી રાખવાની કાંઈ જરૂર નથી."

"કારણ ?"

"જ્યારે આપ કિલ્લામાં હોવ તથા આપની પાસે મોટું સૈન્ય હોય તો પછી શી ધાસ્તી છે ?"

"એટલે શું ? સાફ સાફ કહો."

"આપ મીરઝા શુજાને મળી જાવો તો."

તે કેવી રીતે બને ? તે મારા ઉપર વિશ્વાસ કેવી રીતે લાવે. શું હું તેમનો શત્રુ નથી ? તેને સમજાવવો અશક્ય છે.

"મીરઝા શુજાને સમજાવવાની જુમ્મેદારી હું લઉં છું."

"જો આમ છે તો તમો રાત્રિ થતાં કિલ્લામાં ચાલ્યા જાવો. તેથી હું પણ રાનો રાત કિલ્લામાં દાખલ થઇશ."

આ બન્ને આવાજ પ્રકારની વાતો કરી રહ્યા હતા, કે મીરજુમલા તથા અબ્દુલ્લા શાહજાદાના તંબુમાં દાખલ થયા, અને સલામ કરી બેસી ગયા. મીરજુમલા હુસ્નબાનુને તાકી તાકીને જોવા લાગ્યો.

"કહો આપણા સર્વે સૈનિકો પાછા આવી ગયા ?" શાહજાદે પ્રશ્ન કર્યો.

"આપનો હુકમ થતાં કોની તાકત છે કે આગળ કદમ ઉઠાવે પણ આપે અમોને શા માટે પાછા બોલાવી લીધા ? તે કાંઇ સમજવામાં આવતું નથી. નહિ તો હમણાં કિલ્લા ઉપર આપણો અમલ ચાલતો હોત." મીરજુમલાએ કહ્યું.

"નામદાર, કિલ્લો અમારા કબજામાં આવી ગયો હતો; અને જ્યારે આપે પાછા વળવા હુકમ કર્યો, ત્યારે સૈનિકો અગડી બેઠા હતા કે અમો કિલ્લો સર કર્યા વગર પાછા વળવાના નથી; આથી ઘણી મુસીબતે તેમને સમજાવી પાછા લાવવામાં આવ્યા છે." અબ્દુલ્લાએ ગુસ્સામાં આવીને કહ્યું.

"તમો બન્ને સર્વેને સમજાવી દેશો એવી મને સંપુર્ણ આશા છે." શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"તે તો સર્વે થશે, પણ અમોને પાછા શા માટે બોલાવી લેવામાં આવ્યા. તે બાબત આપે કાંઇ કહ્યું નહિ."

"તે તમોને કાલે માલમ પડી જશે. આમાં એક ભેદ છે."

આ ઉત્તર મળતાં અબ્દુલ્લા તથા મીરજુમલા સલામ કરી ચાલ્યા ગયા.

"હુસ્નબાનુ, સાંભળ્યું. જો આમને વાતનો જરા સરખો પણ ઇશારો મળે તો તે મારા પ્રાણના શત્રુ બની જતાં વાર લગાડે એવા છે?"

બેશક મારી પણ આજ માન્યતા છે, પણ મીરજુમલા મારી સામાં તાકી તાકીને જોવા લાગ્યો, ત્યારે મને ધાસ્તી લાગી કે વખતે તે મને ઓળખી ન જાય; પણ મારી ધાસ્તી નકામી હતી; કારણ તે મને ઓળખી શકયો નહિ."

"શું તમોને તેણે કોઇ વખતે જોયા છે?"

"હા મને બાળપણમાં લાખો વખત રમાડી છે, અને યુવાનીમાં પણ ઘણી વાર જોઇ છે."

"ચાલો હશે. જાવો પાસેના તંબુમાં આરામ કરો કારણ રાત્રિએ તમારે આથી વધુ બહાદુરીનું કામ કરવાનું છે."

હુસ્નબાનુ તરત ઉભી થઇ સલામ કરી પાસેના તંબુમાં ચાલી ગઈ. શાહજાદો પણ પ્રેમ આહુતી આપવા તૈયાર થઇ ગયો.



# પ્રકરણ ૧૨ મું.



## અબળા કે પ્રબળા.

હુસ્નબાનુ પોતાના નક્કી કરેલા તંબુમાં જઈ વિચારમાં પડી ગઈ, ને મનમાં વિચાર કરવા લાગી કે "મહમદ સુલતાને શાહજાદી અખ્તર જહાંનો પત્ર મળતાં હાથમાં આવેલો કિલ્લાને જતો કર્યો, અને માત્ર પ્રેમ ખાતર તે પોતાના પિતા આલમગીરનો ગુનેહગાર બન્યો છે; આ વાત જ્ને કે કોઇ પ્રકારે છાની રહે તેમ છેજ નહિ. જ્યારે આલમગીરના સાંભળવામાં આવશે, ત્યારે તે ભારે ગુસ્સે થઇ જશે; એટલુંજ નહિ પણ તે સુલતાન મહમદને કતલનો પણ હુકમ આપે તો કાંઇ અજબ થવા જેવું નથી. જો ખુદા ન કરે ને આમ થાય તો શું શાહજાદી અખ્તરજહાં જીવી શકશે ? નહિ કદાપી નહિ. જ્યારે તે સાંભળશે કે આલમગીર બાદશાહે સુલતાન મહમદને બળ-વાખોર થવાના કારણે કતલ કરાવી નાંખી છે, ત્યારે તરત પ્રાણ મુકી દેવાની. શુજાને મહમદ સુલતાન જરૂર હરાવત અને જ્યારે તે વાત સાંભળત ત્યારે પણ તેમ કરવાની હતી. હવે અખ્તરજહાંનો પ્રાણ કેવી રીતે બચાવવો ? શુજા ઉપરથી હજી ભયના વાદળ ખસ્યા નથી; ત્યાં અખ્તર માટે શાહજાદા સુલતાન મહમદ ખતરામાં આવી પડયો. તેના પ્રાણ જોખમમાં છે; સત્ય પ્રાણપ્રિય માટે પ્રાણની દરકાર ન કરી."

"મહમદ સુલતાન તને ધન્યવાદ છે ! તું જાણતો હતો કે આમ કરવાથી મને આવા પ્રકારની શિક્ષા થયા વગર રહેનાર નથી, તો પણ એક અખ્તરના પ્રેમ માટે પ્રાણની પણ દરકાર કરી નહિ. હમણાં રાત્રીના દશ વાગ્યા હશે. માત્ર થોડાકજ કલાક બાકી છે તેટલા સમયમાં મારે સુલતાન મહમદને બચાવી લેવાનો છે, જો સવાર થઇ ગઇ તો અત્યાર સુધી ઉઠાવેલી મહેનત નકામી જશે, તે ઉપરાંત શાહજાદો એક કેદીની હાલતમાં આવી જશે. મારે કોઇ પણ ન જાણે તેમ કિલ્લામાં ચાલ્યા જવું જોઇએ. અબ્દુલ્લા તથા મીરઝા મીર-જુમલા મારી શોધમાંજ હશે, અથવા તેઓ વખતે મારી શોધમાંજ લાગેલા હશે, કારણ શાહજાદાએ તેમને જોઇએ તેવો ખુલાસો

આપ્યો નથી. આથી તેઓ મારી પાસેથી ખરી વાત જાણવા માટે તેઓ તેમ કરે તો સ્વભાવિક છે. આ બન્નેના સૈન્યો આગળથી નીકળી ગઇ તો પછી બહુ મુશ્કેલી પડશે નહિ......" અહીં સુધી વિચાર કરવા લાગી હતી કે બે સૈનિકો તેના તંબુમાં ઉઘાડી તલવારે તંબુ ફાડી દાખલ થયા. હુસ્નબાનુ તેમને જોઈ તરત સમજી ગઇ કે આ કોના માણસો છે.

"શાંત રહો, નહિં તો આ તલવારથી કકડે કકડા કરી નાંખવામાં આવશે." આવનાર સૈનિકોમાંથી એકે કહ્યું.

"શાંત ! તમો મને શાન્ત કરવા આવ્યા છો, પણ મને લાગે છે કે તમો મને શાન્ત કરવાના બદલે પોતે શાન્ત ન થઈ જાવો. મને તો લાગે છે કે હવે તમો આ તંબુની બહાર પણ જઈ શકશો નહિ, તમો જાણો છો કે હું કોનો માણસ છું ?" હુસ્નબાનુએ ઉભા થતા કહ્યું.

"તે અમારે જાણવાની જરૂર નથી ?"

"ત્યારે તમે શું જાણવા માંગો છો ?"

"માત્ર એટલુંજ જણાવો કે તમો કોના તરફથી શાહજાદા મહમદ સુલતાન પાસે સંદેશા લઇને આવ્યા હતા ? તેમાં શું હતું ?"

"તે વાત જાણી શું કરશો ?"

"તે પછીથી કહીશું. હાલ હમારા પ્રશ્નનો ઉત્તર આપો. નહિં તો અમો બન્ને તમને કેદ કરીશું, પણ વખતે એટલુંજ નહિં પ્રાણ પણ ગુમાવી દેશો."

"મને તમારા ઉપર દયા આવે છે. તમને એટલું પણ ભાન નથી કે તમો કોને દમદાટી દઇ રહ્યા છો ? તો પણ તમારે મારી સાથે લડવું છે તો આવી જાવો." કહેતાં હુસ્નબાનુએ તલવાર હાથમાં લઇ લીધી.

"બહાદુર ! યુવાન ! તમો જાણો કે આમ લડવાથી તમારી કે અમારી જીત છે. આમાં એક પક્ષના તો શાયદ જવાના, તો પછી એક નજીવી વાત માટે વઢી મરવું તે માણસાઇથી વિરૂધ છે, માટે મહેરબાની કરી અમો જે પુછીએ તેનો જવાબ આપો તો આપને શો વાંધો છે ?" બીજા સૈનિકે હુસ્નબાનુને નરમાશથી કહ્યું.

"હું જવાબ આપવા બંધાતો નથી."

"અમો તેમ કરવા પણ માંગતા નથી. માત્ર એક મિત્ર

તરીકે પૂછવા માગીએ છીએ. અમો કાંઈ તમારા શત્રુ નથી. અમારા પ્રશ્નનો સીધો જવાબ આપશો તો અમો ચાલ્યા જઇશું."

"તમો શું પુછવા માંગો છો ? બોલો."

"તમે કયાંથી આવ્યા છો."

"દિલ્લીથી" હુસ્નબાનુએ કહ્યું

"ત્યારે તો તમો શહેનશાહ ઔરંગઝેબનો સંદેશો લાવ્યા હશો, અને શહેનશાહ ઔરંગઝેબે શુજા સાથે સલાહ કરવાનું કહેણ મોકલ્યું હશે. જો આમ છે તો અમોને પેલા કાફર ચિતોડના રાજાને હરાવવા જવાનો હુકમ પણ મોકલ્યો હશે, આથી તો શહેનશાહ ઔરંગઝેબે ઘણી દુર અંદેશી વાપરેલી લાગે છે, કારણ શુજા જે થોડા સમય પહેલાં શત્રુ હતો તે મિત્ર બની જશે, અને બન્નેના સૈન્ય રજપુતો તે ઘણી સહેલાઇથી હરાવી ઉંચા થએલા મસ્તકોને નીચા બનાવી મુકશે. શું આ મારી માન્યતા સાચી છે" એક સૈનિકે સર્વ જાણી લેવા કહ્યું.

"તમારા વિચાર ખોટા છે. એમાંનું કાંઇ પણ નથી.

"ત્યારે શું છે ?"

તે કહેવાનો મારો હક નથી.

"ત્યારે તમો શહેનશાહ ઔરંગઝેબ આલમગીર પાસેથી નથી આવ્યા ?"

"ના." હુસ્નબાનુએ ના તો કહી દીધું પણ પાછો વિચાર આવતાં પસ્તાવા લાગી.

"ત્યારે મીરઝા શુજા તરફથી આવ્યા છો ?"

"નહિ."

"ત્યારે કોના તરફથી આવ્યા છો ?"

"તમોને એક વાર તો કહેવામાં આવ્યું, કે તમોને તે કદાપી પણ કહેવામાં આવશે નહિ, તથા તમો કોઇ પણ ઉપાયે તે મારી પાસેથી જાણી શકશો નહિ."

"તમારી આવા પ્રકારની હઠના કારણે અમોને માનવાને કારણ મળે છે, કે તમો ખાસ સુજાના તરફથી આવેલા છો, અને શુજાએ શાહજાદા સુલતાન મહમદ સાથે દગો રમ્યો છે, અને તમોને પોતાના હથિયાર બનાવવામાં આવ્યા છે; અર્થાત એક શત્રુ થઇ મિત્રનો ડોળ કરી આવેલા છો, માટે તમો અમારા હાથમાંથી કદાપી પણ છટકી શકનાર નથી" કહેતાંજ બન્ને સૈનિકો તલવારો ઉગામી હુસ્નબાનુને મહાત કરવા આગળ વધ્યા. હુસ્નબાનું પેહલાં તો આ

અચાનક આવી પડેલી આફત જોઇ સહેજ ગભરાઇ પણ પાછી હિમત કરી તેમના સામાં થઇ અને બન્નેના વારો તલવાર તથા ઢાલ ઉપર ઝીલવા લાગી. બન્ને સવારોના વારો ખાલી પાડવા લાગ્યા આથી તેઓ વધુ બળે તથા જુસ્સાથી પ્રહારો કરવા લાગ્યા. આમ બરાબર અર્ધા કલાક સુધી યુદ્ધ ચાલ્યું, પણ કોણ હારશે તથા કોણ જીતશે તે કેહવું અશકય હતું, કારણ જેટલી ત્વરા અને જુસ્સાથી સૈનિકો હુમલો કરતા હતા, તેટલીજ કે તેથી વધું ચપળતાથી હુસ્નબાનુ તેમના દરેક હુમલાને નકામા બનાવતી. ધીમાધીમા સૈનિકોના પ્રહારો હલકા પડવા લાગ્યા. તેમ હુસ્નબાનુ મક્કમ બનવા લાગી. હવે તેણે તેમને તલવારનો જવાબ તલવારથી આપવા માંડયો, અને એક સૈનિક ઉપર સહેજ પાછળ ખસી જેવો તે આગળ વધવા જાય છે કે તેના ઉપર હુમલો કરી તલવારનો એવો વાર કર્યો કે તેણે પોતાને ઘણો સંભાળ્યો પણ સંભાળી શકયો નહિં. હુસ્નબાનુની તલવાર તેના ખભાના હાડકા ઉપર પડતાંજ છાતી સુધી પોહચી ગઇ સાથે "હે રામ" કેહતાં તે સૈનિક ધમ કરતો જમીનઉપર તરફડવા લાગ્યો. આ એક રજપુત સૈનિક હતો પોતાના સાથીને મૃત્યુ પામતો જોઇ બીજા સૈનિકની હિંમત તુટી ગઈ. હવે હુસ્નબાનુને એકજ હરીફને હંફાવવાનો રહ્યો. તેણે સંપુર્ણ બળે તેના ઉપર હુમલો કર્યો. આ વખતે તેના માથા ઉપરનો ફેંટો જે એક ટોપી પેહરેલી તે ઉપર ફેંટો બાંધેલો હતો તે છુટી ગયો, પણ હુસ્નબાનુએ તેની પરવા કરી નહી અને બરાબર તેના ઉપર હુમલો કર્યો. પણ ફેંટાનો છેડો પગ નીચે આવતાં તેનું મસ્તક ઉઘાડું થઇ ગયું. વાલ જેમ કોઈ કાળો નાગ એકદમ વૃક્ષની ડાળ ઉપરથી લટકી પડે તેમ તેના વાલો ઢીંચણ સુધી લટકી ગયા. હરિફ સૈનિક આ જોઇ તાજુબીમાં પડી ગયો. તેને લાગ્યું કે મુકાબલો કરનાર પુરૂષ નહિ પણ સ્ત્રી છે. તેથી બદનામી તથા એક સ્ત્રીના હાથે હાર ખાવી તે તેના સ્વમાનને ગમ્યું નહિ. એટલે પોતાનું સર્વે બળ એકઠું કરી સામો થયો.

"બદમાશ, જો તારા સાથીના કેવા હાલ થયા છે, તેવાજ હાલ હું હમણાં તારા કરૂં છું, તું જાણતો હોઇશ કે હું અબળા છું તેથી તું હરાવી શકીશ, પણ નહિ. આ નસોમાં મોગલ ખુન વહી રહ્યું છે, તેને હરાવવા તારા જેવા બીજા પણ આવે તો તેમને રગદોળી નાંખવા સમર્થ છું. તું મને અબળા ન ધારતો, પણ પ્રબળા છું" કહેતાંજ તેણે તેના ઉપર હુમલો કર્યો; પણ તે તેના વારને

તલવાર ઉપર ઝીલી લેતા ' હે પ્રભુ ' કહેતાં બેસી ગયો, અને હુસ્નબાનુ બીજો વાર કરે તે પહેલાં તો તંબુના ફાટેલા બાગમાંથી નાસી ગયો.

હુસ્નુબાનુ તેના નાસી જતાં પોતાની સ્થિતી ઉપર વિચાર કરવા લાગી, અને તરત સાવધાન થઈ તેને અત્રે રહેવું જોખમ ભરેલું લાગતાં તે સજ થઇ પોતાના તંબુ બહાર નીકળી; અને કિલ્લા સામાં જોવા લાગી. આખું સૈન્ય આરામ કરી રહ્યું હતું. અર્ધિ રાત્ર પસાર થવા આવી હતી. પેહેરેગીરો પણ નિંદ્રાના કારણે અર્ધ જાગૃત અવસ્થામાં જોવામાં આવતા હતા. તે સીધા ધીમાં ધીમાં પગે ચાલવા લાગી. અને આડી અવલી સંતાતી લપાતી તેણે શાહજાદાની છાવણી પસાર કરી. કે " ખબરદાર કોણ છે એ. ઉભા રહો. જો એક પણ ડગલું આગળ ભર્યું તો એકજ ફેરમાં મરણના શરણ કરવામાં આવશે " એવો અવાજ થયો. સાથેજ સામેથી એક સૈનિક તેની સામાં આવતો જણાયો.

હુસ્નબાનુ સામાં આવનાર કોણ છે ? તે વિચારમાં તલવાર ઉપર હાથ રાખી ઉભી રહી.

" કોણ છે ? આવનાર સૈનિકે પ્રશ્ન કર્યો.

" તમો કોણ છો. તે જ્યાં સુધી નહિ જણાવો; ત્યાં સુધી હું કોણ છું તે જાણી શકશો નહિ " હુસ્નબાનુએ દ્રઢતાથી કહ્યું.

" આવનાર સૈનિક હુસ્નબાનુના લગોલગ આવી ગયો, અને તેને બારીકાઇથી જોવા લાગ્યો. ને તરત ઓળખી ગયો, અને બોલ્યો " શું તમો શાહજાદાની છાવણીમાંથી આવો છો. પેલો સફેદ નિશાન હલાવનાર તમેજ કે ? "

" હા. કેમ ? તમે કોણ છો "

" હું મીર જુમલાનાં સૈન્યનો એક સૈનિક છું. "

" ક્યાં ગયા હતાં ? "

" કિલ્લા તરફ તપાસ કરવા કે તે લોકો શું કરે છે. "

" એમ ! ત્યારે તો તમો મારી સાથે ન આવો. " હુસ્નબાનુએ તેના ખભા ઉપર હાથ મુકતાં કહ્યું.

" મારે શાહજાદાનો ખાસ સંદેશો જેમ બને તેમ જલ્દી દિલ્લી પહોંચાડવો છે. સાથે તેનો જવાબ પણ તેટલીજ ઝડપે લાવવાનો છે; મારે મીરજુમલા તથા અબ્દુલ્લાની છાવણીઓ પાસેથી પસાર થવાનું છે. "

" તેમાં તમોને ધાસ્તી કેમ ? "

" ભલા ભાઇ. તમો ઘણાં ભોલા લાગો છો. "

" હું આજનો વટ હુકમ ઉતાવળના કારણે શાહજાદાને પુછ-વાનું ભુલી ગયો. સાથે તમો હશો તો વાતો વાતોમાં સહેજ આનંદ રહેશે. ચાલો." કહી સૈનિકને પોતાની સાથે ચાલવા આગ્રહ કરવા લાગી. સૈનિક તેની સામાં તાકી તાકીને જોતાં જોતાં તેની સાથે ચાલવા લાગ્યો. તેઓ બન્ને કિલ્લાની ખાઈ પાસે આવી પહોંચતાં હુસ્નબાનુએ સૈનિકને ઉદ્દેશી કહ્યું કે—

" મારો વિચાર થાય છે કે હું કિલ્લાના માણસોની બારીક તપાસ કરી પાછો આવું છું, ત્યાં સુધી તમો અત્રે ઉભા રહો. હું દસ મિનિટમાં આવું છું, પણ જો મારા આવવામાં વિલંબ થાય તો ધભરાતા નહિ; કારણ વખતે હું લાગ જોઇ કિલ્લામાં પણ ચાલ્યો જાવું: માટે જો વધુ વાર થાય તો આપ ચાલ્યા જજો અને આ વાત કોઇને કહેતા નહિ, નહિ તો શાહજાદા તમારા ઉપર ઘણાં ક્રોધે ભરાશે, તો તેનો જોખમદાર હું નહિ." આટલું કહેતાં ઉત્તરની પણ વાટ ન જોતાં હુસ્નબાનુ કિલ્લા તરફ ચાલી ગઇ. સૈનિક તેની સામાંજ જોઇ રહ્યો.

હુસ્નબાનુ ખાઇમાં કુદી પડી, અને તરત તેને ઓલંગી કિલ્લાની દિવાલ પાસે પહોંચી ગઈ, અને ત્યાંથી ગુપ્ત માર્ગ આગળ જઇ તેણે સંકેત કર્યો.

" કોણ છે ? બોલો નહિ તો ફેર કરીશ. " અવાજ કર્યો.

" તમારો દોસ્ત " ધીમા સ્વરે હુસ્નબાનુએ કહ્યું.

" નામ શું છે ? શું કામ છે ? "

" નામ પછીથી કહીશ; પણ હાલ હું શાહજાદા સુલતાન મહમદ તરફથી મીરઝા શુજા પાસે જવા માંગું છું. "

" હમણાં કોઇને પણ કિલ્લામાં લેવાનો હુકમ નથી." સવારે આવો. "

" ખાસ મીરઝા શુજાના ફાયદા માટેનું જરૂરી કામ છે. "

" હશે. જોઇ લેવાશે. હમણાં દ્વાર નહિ ઉઘડે. "

હુસ્નબાનુ અત્રે હતાશ થઇ ગઇ, શું કરવું તેની તેને સમજ પડી નહિ, અને કેવી રીતે સમજાવવો. અમુક સમય વિચાર કર્યાં પછી પાછો તેણે અવાજ કર્યો.

" એકવાર કહી દીધું કે સવારમાં આવો પણ ટલતોજ નથી.

તો લે લેતો જા " કહેતાં અંદરના સૈનિકે જરા ડોકી બહાર કાઢી. હુસ્નબાનુના સંબંધમાં આ પ્રસંગ ઘણો ઉત્તમ હતો. તેણુ બન્ને હાથે ફાટકનું બારણું પકડી ખેંચી ઉઘાડી કાઢયું. અને " સખુર, મને ઓળખતો નથી. " કેહતાંજ હુસ્નબાનુ અંદર ચાલી ગઇ.

" મેં તમને જોયા છે, પણ ઓળખી શકતો નથી " સૈનિકે બારીકીથી જોઇને કહ્યું હુસ્નબાનુએ તેના કાનમાં કહ્યું અને બોલી " લો હવે મારો. મારે નથી જવું. " " નહિ. હઝુર માફ કરો. તમને કોણ રોકનાર છે. મારી શી તાકત કે આપની સામાં આંગળી પણ કરી શકું. "

સારૂં, લો આ ઇનામ તમોને એટલા માટે આપવામાં આવે છે કે આ ભેદ સવાર થતાં સુધી કોઇને કેહશો નહિ" કેહતાં હુસ્નબાનુ ચાલી ગઇ. હુસ્નબાનુએ આ વખતે પણ પુરૂષનોજ પોશાક પહેરેલો હતો.

હુસ્નબાનુ સીધી રાજ્ય મહેલ તરફ ચાલવા લાગી આ વખતે શાહી મહેલમાં ખુબ રોશની કરવામાં આવી હતી, અને મીરઝા શુજા પોતાના મહેલમાં પોતાના સરદારો સાથે બેસી કાલ સવારમાં શું કરવું તે સંબંધી વાતચીર કરી રહયો હતો કે એક સરદારે પ્રશ્ન કર્યો. "

" હજુર આ અચાનક યુદ્ધ બંધ થવાનું કારણ માલમ ન પડયું ? "

" મારી પોતાની બુદ્ધિ પણ કામ કરતી નથી કે વાત શી છે ? " મીરઝા શુજાએ તાજુબ થતાં કહ્યું.

" નામદાર મેં યુદ્ધના મેદાનમાં બરાબર જોયું હતું, કે એક સવાર સફેદ નિશાન ફરકાવતો ફરકાવતો શાહજાદા પાસે આવ્યો, અને શાહજાદાને કાંઇ કહ્યું. તે પછી શાહજાદાએ પોતાનું સર્વે સૈન્ય પાછું બોલાવી લીધું. " બીજા સરદારે કહ્યું.

" ઘણુંજ સારૂં થયું, નહિ તો તે લોકોનો કબજો કિલ્લા ઉપર થઇજ ગયો હતો. આપણુને આ એક અચાનક ખુદાનીજ મદદ મળી છે નામવર. " ત્રીજો સરદાર આટલું બોલવા પામ્યો હતો કે ચોબદાર અંદર આવ્યો અને કહ્યું " હજુર એક યુવાન આપને અબ ઘડી મળવા માંગે છે. "

" સારૂં આવવા દો. " મીરઝા શુજાએ કહ્યું.

રજા મળતાં ચોપદાર તે યુવાનને લઇને આવ્યો, અને પાછો ચાલ્યો ગયો. યુવાન સલામ કરી ઉભો રહ્યો.

" તમો ક્યાંથી આવો છો. " મીરઝા શુજાએ કહ્યું.

" શાહજાદા મહમદ સુલતાન પાસેથી. "

" શા માટે ? "

" સલાહનું કહેણ કહેવા. "

" તે કામ ઔરંગઝેબનું છે ન કે શાહજાદાનું. "

" હાલમાં સૈન્યનો સરદાર શાહજાદો છે; તે ધારે તે કરી શકે છે. તેમને સર્વે સત્તા આપવામાં આવી છે. "

" નહિ. ઔરંગઝેબના હુકમ વગર કાંઇ ન બની શકે—"

" પણ ખુદ શાહજાદો આપથી યુદ્ધ કરવા ન માંગતો હોય તો."

" તે માનવા હું તૈયાર નથી. તેના ઉપર વિશ્વાસ કેવી રીતે લાવી શકાય. "

" જો તેવી સાબેતીઓ આપને આપવામાં આવે, તો પછી તો આપ વિશ્વાસ લાવશો કે કેમ ?"

" હા. અલબત તેના ઉપર હું વિચાર કર્યા પછીજ કાંઇ કહી શકું."

" જો એમ છે હું આપને એકલાને કંઇક કહેવા માંગું છું. "

" સર્વેનાં સાંભળતાં કહેવામાં શો વાંધો છે ? આખરે મારા સરદારોને તે કહેવું તો પડશેજ. એટલે જ્યારે પછી પણ જાણશો તો હમણાંજ જાણીતા થાય તો તેમાં શો વાંધો હોઇ શકે. "

" આમાં એક ભેદ છે. તે હું તમારા વગર અન્યને પ્રાણ જતાં પણ ન કહેવો એવો મને હુકમ છે; માટે લાચાર છું, પણ તમો બીજાને કહેવા મુખ્તેયાર છો. "

" સારૂં. " કહેતાં મીરઝા શુજાએ ઇશારો કર્યો કે સર્વે સરદારો ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી યુવાને કહ્યું " આપે મને ન ઓળખ્યો. "

" નહિ. "

" જરા બારીકીથી જુવો. " મંદ હાસ્ય કરતાં યુવાને કહ્યું.

" મને લાગે છે કે તમારૂં મુખ હુસ્નબાનુને મળતું છે. શું તમો હુસ્નબાનુ છો ? "

" હા. તેજ આપની દાસી હુસ્નબાનુ " કહેતાં તેણે પહેરેલો ડ્રેસ અલગ કર્યો. મીરઝા શુજા હુસ્નબાનુને જોતાંજ તજુબીમાં પડી ગયો, અને અમુક સમય પછી કહ્યું " હુસ્ના. તું અત્રે ક્યાં ! કેવી રીતે આવી ? "

આનાં ઉત્તરમાં જે કાંઇ બન્યું હતું તે સર્વે હુસ્નબાનુએ મીરઝા શુજાને કહ્યું, અને તે અત્રે શા માટે આવી છે. તે પણ સમજાવી દીધું, ત્યારે ખુશીમાં આવી મીરઝા શુજાએ કહ્યું " આમ છે તો જાવો શાહજાદાને મારા ઘણાં ઘણાં સલામ કહો, અને કહો કે હું તેમની વાટ જોઈ રહ્યો છું. "

" પણ તેઓ આવે તો કોઇ પણ પ્રકારની એવી વર્તણુંક ન ચલાવતા કે શાહજાદાને નારાજી ઉત્પન્ન થાય. "

" નહિ. નહિ. તું અમોને શું એવા બુદ્ધિહિન સમજે છે; જે અમને આવા કટોકટીના સમયમાં મદદ કરે તેના સંબંધમાં અમો નારાજીનો પ્રસંગ આવવા દઇએ. મીરઝા શુજાનો આ જવાબ મળતાં તરત પુરૂષના લુગડા પેહરી જેવી આવી હતી તેવી ચાલી ગઇ, કે શુજાએ પોતાના સરદારોને કહ્યું કે " શાહજાદો આપણી સાથે મળી ગયો છે." આ વાત સાંભળતાં સર્વે સરદારોના આનંદનો પાર રહ્યો નહિ.

સવાર થવા આવ્યા છે; અને નિયમ વિરૂધ કેટલાક દિવસ પછી કિલ્લાના દરવાજા ઉઘડી ગયા છે; અને પ્રજાવર્ગ જવા આવવા લાગ્યો છે, અને સર્વે માણસો ખુશીમાં આમતેમ આનંદ કરતાં જોવામાં આવે છે, પણ કોઇને પણ ખબર નથી, કે આ ખુશી કેટલા સમયની છે. ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે. તો આ કોણ માત્ર પણ હુસ્નબાનુના સંબંધમાં શું કહેવું કે જેણે આખી વસ્તુ સ્થિતિ બદલી નાંખી, આતે અબળા કે પ્રબળા.



# પ્રકરણ ૧૩ મું.

## રણઘેલા મોગલો.

રાત્રિના ચાર વાગવા આવ્યા છે; મીર જુમલા તથા અબ્દુલ્લા એક તંબુમાં બનેલી ઘટના ઉપર વિચાર કરી રહ્યા છે. આવનાર સવાર કોણ હશે ? તે કોના તરફથી આવ્યો હશે ? શું સંદેશો લાવ્યો હશે ? તેના ઉકેલમાં તેઓએ આખી રાત્રિ પસાર કરી નાંખી, છતાં પણ તેઓ તેનો ઉકેલ કરી શકયા નહિ. તેઓ કોઇની વાટ જોઇ રહ્યા હોય, તેમ વાગે ઘડીએ તંબુના બારણાં તરફ ઉત્સુક નજરે જોતા હતા. પણ પાછા નિરાશ થઇ વિચારમાં પડી જતા હતા.

“ હમણાં સુધી પ્રતાપસિંહ તથા જયમલ કેમ આવ્યા નહિ હોય. ” મીર જુમલાએ અબ્દુલ્લાને કહ્યું.

“ હું પણ તેજ વિચારમાં ગોથા ખાઇ રહ્યો છું, મારા સમજવામાં પણ કાંઇ આવતું નથી. શું આપણો કાંઇ ભેદ ઉઘડી ગયો નહિ હોય ! વખતે કેદ તો થયા નહિ હોય. ” અહીં સુધી અબ્દુલ્લા બોલવા પામ્યો કે એક સવાર લથડીયાં ખાતો ખાતો તંબુમાં આવ્યો.

“ કોણ જયમલ ! પ્રતાપ કયાં ? તારી આવી હાલત કોણે કરી ? શું થયું તે જલ્દી કહે. ” અબ્દુલ્લાએ આવેલા સૈનિકને પ્રશ્નોની હારમાળા સર્વે જાણી લેવા કહી દીધી.

“ મને લાગે છે કે આપણી સાથે દગો રમવામાં આવ્યો છે; તે આવનાર યુવક પુરૂષ નહિ પણ કોઇ બાળા હતી. પ્રતાપ તેના હાથથી માર્યો ગયો, અને હું જો સહેજ બચી ન નાસી આવ્યો હોત તો માર્યોજ ગયો હતો. ”

“ મને તાજુબી થાય છે કે તમો બહાદુર કોમ રજપુત હોવા છતાં, એક અબળા સામાં ટકી ન શકયા ! અને માર ખાઈ નાસ્યા. આ કેવી વાત કરો છો ? ” અબ્દુલ્લાએ કહ્યું.

“ જહાંપનાહ તે અબળા નોહતી પણ ખરેખર એક પ્રબળા હતી. ”

“ તેથીજ તે હંફાવી શકી કેમને ? ”

“ આપ આમ નારાજ ન થાવો, તથા મારા સંબંધમાં ધિક્કા-

રની નજરે ન જુવો, હું બડાઇ તો નથી મારતો; પણ વખતે જો આપની સાથે પણ તેનો મુકાબલો થાય, તો આપના મુખેથી પણ ધન્યવાદના ઉદગારો નીકળ્યા વગર કદાપિ રહે નહિ. તેવી તે બહાદુર તથા યુદ્ધ કરવામાં પ્રવિણ હતી. જો કે હું નાસી આવ્યો તેમાંજ ઉત્તમ થયું છે. જો તેમ ન થયું હોત તો કેટલીક વાતો મારા જાણવામાં આવી છે. તે અંધકારમાંજ રહી જાત, ને તેથી આપણને મહાન નુકશાન થાત."

"એવી શી વાતો છે ?" અબ્દુલ્લાએ બેપરવાઇથી પુછ્યું.

"મેં તંબુથી બહાર નીકળી આ બાજુ નહિ આવતાં તે શું કરે છે, તે એક બાજુ સંતાઇને જોવા લાગ્યો. દસેક મિનિટ થઈ હશે કે તે પુરૂષના લુગડા પહેરી બહાર નીકળી અને લાહોરના કિલ્લા સામાં જોવા લાગી. અને સંતાતી લપાતી શાહજાદાના લશ્કરને વટાવી ગઇ"

"એમ ! પછી ?"

આના જવાબમાં તેણે માર્ગમાં સૈનિકનું મળવું તથા તેનું કિલ્લામાં ચાલ્યા જવાનું કહ્યું.

"તે સૈનિક કોણ હતો ?"

"ભારતસિંહ. મીર જુમલાની ટુકડીનો નાયક."

"ભારતસિંહનું નામ સાંભળતાં તરત મીર જુમલાએ ભારતસિંહને બોલાવ્યો, તેણે આવતા આગલા પ્રકરણમાં બનેલો બનાવ સવિસ્તર કહી બતાવ્યો. એટલામાં એક અન્ય સૈનિક તંબુમાં દાખલ થયો અને કહ્યું" નામદાર શાહજાદા તથા તેમનું સૈન્ય કયાંક ચાલ્યા ગયા છે."

"શું ચાલ્યા ગયા છે ! કયાં ?" મીર જુમલાએ તાજુબ થતાં કહ્યું.

"કયાં ગયા તેની મને ખબર નથી; પણ તેઓ અત્રે તો નથી એતો નક્કી છે."

"તમને તેની કયારે ખબર થઈ ?"

"હું સવાર થતાં રાત્રિની ખેરીયત કેહવા તે તરફ ગયો, ત્યારે ત્યાં જઇને જોવું છું, તો સૈન્યનું નિશાન સરખું પણ નથી."

"આ વાત ન સમજાય તેવી છે." મીર જુમલાએ અજબ થતાં કહ્યું.

"આજકાલમાં કાંઇ એવાજ બનાવો બનતા આવે છે, કે સ્વાભાવિક રીતે આપણે ગુંચવણમાં પડી જઇએ છીએ. હું જાણું છું કે આમાં કોઇ ગેબી હાથ કામ કરી રહ્યું છે."

મીર જુમલા કાંઇ કેહવા જતો હતો કે એક સૈનિકે એક કાગળ લાવી અબ્દુલ્લાને આપ્યો. અબ્દુલ્લાએ તે પત્ર મીર જુમલાને આપ્યો અને કહ્યું આનો જવાબ આપી દેજો. મીર જુમલાએ કવર ખોલી કાગળ વાચતાં તેનું મુખ ગુસ્સામાં રાતુ પીલું થઇ ગયું. તેની આવી હાલત જોતાં અબ્દુલ્લાએ કહ્યું "શું છે? કોનો કાગળ છે."

"શાહજાદાનો પત્ર છે. તે લખે છે કે—

"શું લખે છે"

"તેઓ લખે છે કે—

"મેં મારા મુરબ્બી ચાચા સાથે સલાહ કરી લીધી છે, અને તેમની મદદે ઉભો છું. અર્થાત તમોને પણ સલાહ આપું છું, કે તમો પણ મને આવી મળી જાવો. આમાં મારા વિચાર પ્રમાણે ઉત્તમ છે. નહિ તો આપણે સામ સામાં તલવાર લઇ ઉભા રેહવું પડશે. તેના પરિણામના જોખમદાર કોણ થશે, તે તમો સારી પેઠે સમજી શકો છો."

તમારો હિતેચ્છુક
**શુલતાન મહમદ**

પત્ર સાંભળતાંજ અબ્દુલ્લાની આંખમાં લોહી ઉતરી આવ્યું. અને ક્રોધમાં તલવાર ખુલ્લી કરી ઉભો થઇ ગયો; અને "માલમ પડે છે કે શુજાની સાથે સુલતાનની પણ મોત આવેલી લાગે છે" કહ્યું.

"ત્યારે આપણે હવે શું કરવું જોઇએ" મીર જુમલાએ કહ્યું "ઉત્તર ચોખ્ખો છે. તેનો ફેસલો આ તલવાર કરશે."

"પણ તે એક ગાદી વારસ છે, તેથી મને સહેજ વિચાર થાય છે."

"ત્યારે મને તે વિરોધી અને દગલબાજ છે તે વિચાર થાય છે. હાં. આ કાગળ કોણ લાવ્યું છે? એને બોલાવ."

અબ્દુલ્લાને આવું બોલતાં સાંભળી જે માણસ કાગળ લાવ્યો હતો, તેને બોલાવીને એક સૈનિક અંદર આવ્યો. તેને જોતાંજ અબ્દુલ્લાએ કહ્યું "જાવો. તમારા સુલતાનને જણાવી દો, કે તમારા પત્રનો ઉત્તર તલવારથી આપવામાં આવશે. તેને કહો કે અમો નિમકહલાલ

છીએ. તું પીત્રુદ્રોહી થાય, પણ અમે તેવા નીચ નથી. તારા આ બાગીપણાનો બદલો તને બરાબર આપવામાં આવશે. જાવો કહી દો." અબ્દુલ્લાનો આવો ઉત્તર મળતાં તે પત્ર લાવનાર માણસ સલામ કરી ચાલ્યો ગયો તેના જતાંજ અબ્દુલ્લાએ સૈન્યને તૈયાર થવાનો હુકમ આપ્યો, અને તરત સર્વે વારદાત શહેનશાહ આરંગઝેબને લખી મોકલી.

અબ્દુલ્લાએ સર્વે વ્યવસ્થા કર્યા પછી રણઘેલો ન બન્યો હોય તેમ તરત તેણે કિલ્લા ઉપર હુમલો કરવાનો હુકમ આપી દીધો. કિલ્લા ઉપરથી હરિફો આમની હીલચાલ ઉપર બારીક નજર રાખી રહ્યા હતા. અબ્દુલ્લાને આવતો જોઇ પાછા કિલ્લાના બારણા બંધ કરવામાં આવ્યા, અને અબ્દુલ્લાને સમિપ આવવા દઇ તોપોનો મારો શરૂ કરી દેવામાં આવ્યો. અબ્દુલ્લાએ પણ સાવધાન થઇ કિલ્લા ઉપર ગોલા ફેંકવા માંડયા; અને ધીમાં ધીમાં આગળ વધવા લાગ્યો.

હમણાં દિવસના અગીયાર પણ નહિ થયા હોય, કે આખો કિલ્લો શાહી સૈન્યથી ઘેરાઇ ગયું. અબ્દુલ્લાએ કિલ્લા સામાં બારીકથી જોયું અને પોતાના એક સરદારને બોલાવી કહ્યું, કે "તમો પાંચસો સવારો લઇ કિલ્લા ઉપર દક્ષિણ બાજુથી હુમલો કરો, પણ હું જ્યારે આપને ઇશારો કરૂં ત્યારેજ હુમલો કરજો." મીર જુમલાને બોલાવી કહ્યું કે "તમો પૂર્વે તરફથી હુમલો કરો અને હું પશ્ચિમ તરફથી હુમલો કરૂં છું."

આ બન્ને જણાએ હુમલો કરી દીધો. તેથી કિલ્લાના સર્વે સૈનિકો આ બન્નેને રોકવા માટે એકઠા થઇ સખ્ત જવાબ આપવા લાગ્યા. જ્યારે અબદુલ્લાને લાગ્યું કે સૈન્યનો ઘણો મોટો ભાગ આ બાજુ ધસડાઇ આવ્યો છે, ત્યારે તેણે દક્ષિણ તરફથી હુમલો કરવા સૈન્ય મોકલ્યું હતું, તે બાજુ નજર નાંખી તો તે સૈન્ય બરાબર હુકમની વાટ જોતું તૈયાર થઇ ઉભેલું જોયું. તેણે તરત નિશાન હલાવી હુમલો કરવાનો હુકમ આપી દીધો. જો કે રણઘેલા મોગલો મીરજુમલા તથા અબદુલ્લા સામે પોતાની શક્તિ એકઠી કરી મરણ શું છે તેની પણ પરવા કર્યા વગર ઝઝુમી રહ્યા હતા. આથી દક્ષિણ તરફ ઘણા થોડા માણસો રહી ગયા હતા, આથી તે તરફના સૈન્યના સરદાર મોઇને જેમ કમાનમાંથી તીર છુટે તેમ હુમલો કર્યો, અને કિલ્લા ઉપરના જેટલા માણસો હતા, તેમને કાપી નાંખી તે ભાગ ઉપર કબજો મેળવી લીધો. રણઘેલો અબદુલ્લા અને મીરજુમલાએ આ

બાજુ આફત મચાવી દીધી હતી. ત્યાં દક્ષિણ બાજુનો ભાગ શત્રુઓના હાથમાં આવેલો જોતાં કિલ્લાવાળા સૈન્યના હોંશ ઉડી ગયા. તેઓ ગભરાઇ ગયા, પણ તેવામાં એક યુવાન તલવાર હવામાં હલાવતો હલાવતો મોહન ઉપર હુમલો કરવા ધસ્યો અને બોલ્યો. “ બહાદુરો શું જુવો છો, ? આ શિયાળવાઓ આપણા કિલ્લા ઉપર આવ્યા છે, માટે તેમને કાપી કાપી નીચે ફેંકી દો.” કહેતાં મોહન ઉપર હુમલો કર્યો. મોહનના માણસો તેના સામા થયા, પણ જે સામો આવતો તે માર્યો જતો. આ હાલત જોતાં મોહન સહન ન કરી શક્યો, અને તલવાર લઇને યુવાન સામે ધસ્યો અને “ હે ! નાદાન બાળક ! હમણાં તારા દુધના દાંત પણ પડ્યા નથી, ત્યાં સિંહો સામો થાય છે, તો લે. મઝા ચાખતો જા” કેહતાં મોહને તેના ઉપર તલવારનો વાર કર્યો, યુવાને તેનો વાર તલવાર ઉપર ઝીલી લીધો પણ મોહનની તલવારની અણી તેની પાઘડીમાં પેસી જતાં પાઘડી પડી ગઈ. પાઘડીનું પડવું હતું કે લાંબા લાંબા વાળો વીખરાઇ ગયા. તે જોતાંજ અજાયબીથી બધા બોલી ઉઠ્યા કે “આ તો કોઇ અબળા છે.”

મોહન આવા વિચારમાંજ ઉભો હતો, કે હુસ્નબાનુએ તેના ઉપર હુમલો કર્યો જોકે તેણે પોતાને ઘણો સંભાળ્યો, પણ પોતાને સંભાળી શક્યો નહિ. એકજ મીનિટમાં મોહન માર્યો ગયો. મીરજુમલા આ જોઇ ઘણો દિલગીર થયો, કારણ એક બહાદુર અમલદાર માર્યો ગયો. હતો મીર જુમલા આ બાજુ જોઇ રહ્યો હતો, કે પાછળથી તેના ઉપર એક તલવારનો ઘા થયો. તે ચમક્યો. સાવધાન થઇ પોતાનો બચાવ કરે. કે બીજો વાર થયો, મીર જુમલા બેભાન થઈ જમીન ઉપર ઢળી પડવાની તૈયારીમાં હતો, કે તેના એક સૈનિકે તેને ઝીલી લીધો, અને પોતાના ઘોડા ઉપર નાંખી શત્રુઓના દળમાંથી બહાર નીકળી ગયો. અબ્દુલ્લાએ ઘણો પ્રયત્ન કર્યો, કે સૈન્ય મુકી જવું નુકશાનકારક છે, પણ તેણે કાંઇ સાંભળ્યું નહિ. મીરજુમલાને લઇ જતા જોઇ તેના સૈનિકો પણ નાસવા લાગ્યા. અબ્દુલ્લાએ નાસવાનું પસંદ ન કર્યું. તેને લાગ્યું કે ગઝબ થઇ ગયો. હવે સૈન્ય થોભી શકશે નહિ, તોપણ પોતાના સૈનિકોને ઉદ્દેશી કહ્યું કે “ બહાદુરો નાસવું એ બાયલાઓનું કામ છે, જગતમાં સર્વે મૃત્યુ પામવા ઉત્પન્ન થયા છે, તો પછી બાયલાની મોતે મરવા કરતાં બહાદુર થઇ શા માટે અમર નામ કરી ન જવું ! તમો મારો સાથ આપો.

હમણાંજ આપણે આ શીયાળવાઓના દળને રોળી નાંખીશું. આપણે થોડા હોવા છતાં કિલ્લા ઉપર કબજો મેળવી લઇશું. શીયાળવાઓના દળમાં એકજ સિંહ બસ હોય છે, તો આપણે આટલા બધા હોવા છતાં તેઓ આપણું શું કરશે." કહતાં તેણે હુમલો કરી દીધો.

શુજાના મોટા સૈન્યની વચમાં અબ્દુલ્લા સિંહની માફક ઝઝુમી રહ્યો હતો. એક એક વારમાં પાંચ પાંચ છો છો ને જમીનદોસ્ત કરતો હતો, અને તેનો એક સરદાર તાહેર પણ બરાબર સાથ આપતો હતો.

હવે સૂર્ય આથમવા લાગ્યો હતો, સંધ્યાકાળ થવાને થોડો સમય બાકી હતો. અબ્દુલ્લા તથા તાહેરને ઘણાં ઝખમો થયા હતા. તેમના આખા શરીર લોહીથી ખરડાઇ ગયા હતા, તથા ચારે બાજુથી ઘેરાઇ ગયા હતા. તેવામાં સુલતાન મહમદે આવીને કહ્યું "અબ્દુલ્લા! અબ્દુલ્લા! તમારી સર્વે મહેનત નકામી જશે. નકામાં પ્રાણ શા માટે ગુમાવો છો. માટે તાબે થઈ તલવાર આપી દે."

"તલવાર! એમ નહિ મળે. તે લેવી હોય તો બહાદુરી બતાવી લઇલો. અબ્દુલ્લાના પ્રાણમાં પ્રાણ છે. ત્યાં સુધી તેની તલવાર લેનાર આ જગતમાં તો કોઇ પણ નથી" કહતાં તેણે શાહજાદા સુલતાન મહમદ ઉપર હુમલો કર્યો, સૈનિકોએ તેને ચારે બાજુથી ઘેરી લીધો. સુલતાને એક વાર એવો કર્યો કે તે ચક્કર ખાઇ જમીન ઉપર ઢળી પડયો. સૈનિકોએ તેને કેદ કરી લીધો. સુલતાને લલકારી કહ્યુંકે "ખબરદાર અબ્દુલ્લાને કતલ ન કરતા, હાલ જો કે તે મારો હરિફ છે, તોપણ તેના પ્રત્યે મને સંપૂર્ણ માન છે" આથી અબ્દુલ્લાને ઉપાડી ત્યાંથી ચાલ્યા ગયા. તાહેર આ હાલત જોતા ધભરાઇ ગયો. તેના આ ધભરાટનો લાભ લઇ એક સૈનિકે તેને તલવારનો એક એવો વાર કર્યો કે તે પણ ઢળી પડયો, તરત તેનો એક સૈનિક તેને ઉપાડીને મેદાનમાંથી લઇ ભાગ્યો. કિલ્લાના સૈન્યે ઘણો પ્રયત્ન કર્યો કે તાહેરને છીનવી લે પણ તે લઇ શકયા નહિ. ટુંકમાં શાહી લશ્કર હારખાઇ નાશી ગયું. જીત શુજાની થઈ.

* * *

હારેલા શાહી સૈન્યે બીયારા નદીના કાંઠે પડાવ નાંખ્યો, અને ત્યાં જખ્મી થએલા માણસોના ઉપચારો થવા લાગ્યા; બહાદુર મીરજુમલા તથા તાહેર ઘણા જખ્મી થયા હતા. તેમના પણ કાળજીપૂર્વક ઉપચાર થવા લાગ્યા. સાથે ટુંકમાં શહેનશાહ આલમગીરને

યુદ્ધની સર્વ બીના લખી મોકલી, અને વધારામાં જોર દઇ લખ્યું કે જ્યાંસુધી આપ પોતે આવશો નહિ, ત્યાંસુધી ફત્તેહની કોઇ પણ પ્રકારે આશા નથી, કારણ શાવજાદા સુલતાન મહમદનું મીરજા શુજા સાથે મળી જવું અમારા માટે આફત સમાન છે.

એક સૈનિક આ પત્ર લઇ તાકીદે દિલ્હી તરફ રવાના થયો.

## પ્રકરણ ૧૪ મું.

### મિલન અને વિયોગ

"હવે મારે અત્રેથી ચાલ્યા જવું જોઇએ, કારણ મેં મારા માથે લીધેલું કાર્ય પૂર્ણ કર્યું હોય તેમ લાગે છે, જોકે હમણાં સુધી ભયના વાદળો વિખરાઇ ગયા છે; તેમ માનવું તે તદન મૂર્ખતાજ છે. હમણાં તો મીરજા શુજાના ફતેહના ડંકા વાગી રહ્યા છે. શાહજાદા મહમદ સુલતાન વખતે મનમાં નવિન તરંગો બાંધતો હશે; પણ ખરો મુકાબલાનો સમય તો હવે પછીજ આવવાનો છે; તેમ મારા અંતઃકરણના ઉદગારો મારા કર્ણગોચર થઇ રહ્યા છે. શહેનશાહ આલમગીરને જ્યારે પોતાની આ નામોશીની ખબર પડશે, તો તે કદાપિ પણ સહન કરી શકશે નહિ, કારણ કોઇ પણ બહાદુર નર કદાપિ પણ પોતાની હાર થતાં નામોશી ઉપર સંતોષ માનીને ન બેસી શકે."

"મને અત્રે આવે કેટલા દહાડા થઇ ગયા. તો પણ જાણે કાલેજ આવી હોવું તેવુંજ લાગે છે. મને અત્રેથી દિલ્હી જવાનું મન થતું નથી, પણ મારા વગર શાહેજાદી અખ્તરજહાં ઘણી ગભરાતી હશે, અને દરેક પળે તે મારી વાટડી જોવામાં પોતાનો સમય કાઢતી હશે. તે જોકે પરમ સુખી છે. તેને કોઇ પણ પ્રકારની તકલિફ ન પડે તેવી ખાસ શહેનશાહ આલમગીરે કાળજી રાખેલી છે. તેને પોતાની પુત્રિ સમાન ગણે છે, તો*પણ તે એક નજર કેદી તો કહી શકાય. એવા એકાન્ત જીવનમાં તે ઘણી વિટંમણામાં મુઝાતી હશે; કારણ તેની પાસે મારા લાયક વિશ્વાસ પાત્ર એક પણ વ્યક્તિ નથી, કે તે પોતાનું દુઃખી અંતર તેની આગળ ઉઘાડી દિલનો ભાર ઓછો કરે. બસ. મારે હવે અત્રેથી ચાલ્યા જવુંજ જોઇએ."

"ક્યાં જશો હુસ્ના!!" એક યુવકે પાછળથી આવી કહ્યું.

"કોણ ! બશીરખાં." હુસ્નબાનુએ તે યુવક સામાં જોઇ કેટલાક સમય પછી કહ્યું.

"હા. તમારો આ બશીર; પણ શું હુસ્નબાનુ મને તજી ચાલ્યા જશો ! શું આપણો આ અંતિમ મેલાપ ? હે ! ખુદા મારી આશા ફળીભૂત નહિજ થાય ! શું મારા પ્રેમની આવીજ કદર ! મારા હૃદયના હુસ્ને ! મારાથી દુર થઈ મારા હૃદયને ઘનતિમિરમાં ડુબાવીને ચાલ્યા જશો હુસ્નબાનુ !" યુવકે કરગરતા કરગરતા કહ્યું.

"બશીર આ તમને શું થઇ ગયું છે ?"

"એ હું પણ કાંઇ સમજી શકતો નથી, કે મને શું થઇ ગયું છે; જ્યારથી તમો ગુમ થયા ત્યારથી મેં મારા જીવનથી હાથ ધોઇ નાંખ્યા હતા; અને આ યુદ્ધમાં મરણીઓ થઇ શત્રુદળમાં મારી જાતને હોમી રહ્યો હતો. હું આપના વિયોગના કારણે હુસ્ન ! મૃત્યુને વધુ પસંદ કરતો હતો. તેવામાં તમારૂં અત્રે અચાનક આવતાં મારા પ્રાણને જીવનામૃતનું સિચન થયું, ત્યાં ચાલ્યા જવાની વાત ! હુસ્ન ! હુસ્ન ! મારા ઉપર દયા નહિજ થાય. યુવકે હુસ્નબાનુની પાસે બેસતા કહ્યું.

"બશીર. બશીર. તે હું કાંઈ સમજી શકતી નથી પણ તમો અત્રે કેવી રીતે પ્રવેશ કરી શકયા ? કંઇ પણ વિઘ્ન ન નડયું ? અત્રે આવતાં તમોને મીરઝા શુજાની પણ બીક ન લાગી !"

"હુસ્ન ! મારા જીવનના હુસ્ન ! હમણાં સુધી અજાણીજ રહી ? મારા અંતઃકરણમાં ડર ! બીક ! મારી હુસ્ન પાસે આવતાં મને ભય લાગે ? ના. કદાપિ નહિ. અને મારા જીવન દિપકની આગળ આવતાં મને ગમે તેવા વિઘ્ન નડે. ગમે તેવી આફતો આવે, તો પણ મારી ગતિ કીંચિત પણ જગતમાં તો કોઇ રોકી શકે તેમ મને સ્વપ્ને પણ લ.ગતું નથી."

"બશીર ! હું તમારા હૃદયના ભાવો સમજુ છું. તમો મને ચાહો છો, પણ શા માટે ચાહો છો."

"ઓ મારા જીવનના હુસ્ન ! હું આનો શો ઉત્તર દઉં ? તને શા માટે ચાહું છું ? મારૂં મન તને ચાહવા હુકમ કરે છે, તે માટે હું ચાહું છું પરંતુ કયા કારણે તને ચાહું છું તે કેહવા હું અશકત છું. જ્યારે હુંજ તેનું કારણ સમજી શકતો નથી તો પછી તને તે કેવી રીતે જણાવું ? મને લાગે છે કે તને ચાહવામાં ઘણાં કારણો છે; પણ કયા કયા ? તે ગણાવી શકું તેમ નથી. હુસ્નબાનુ ! હુસ્નબાનુ ! એકવાર કહે કે તું મને ચાહે છે કે નહિ ?"

હુસ્નબાનુ બશીરના મુખ સામું જોઇ રહી અને તેના હૃદયમાં શું થાય છે, તેના ભાવો ઉકેલી રહી હતી. તેના દરેક શબ્દ લીન થઇ સાંભળતી હતી, પણ બશીરના છેલ્લા પ્રશ્ને તેને અસ્વસ્થ બનાવી દીધી.

"તે હું નથી જાણતી ?"

"ત્યારે કોણ જાણે છે ?"

"તે હું કેવી રીતે કહી શકું. તે કહેવા હું અશકત છું."

"ત્યારે તું મને નથી ચાહતી એમજ ને !! બશીરે નિરાશ થતાં કહ્યું.

"બશીર ! હું તમોને ચાહું છું કે નહિ, તે વાત હમણાં કરવાની નથી, તેનો આ સમય પણ નથી. તમો જાણો છો કે આખો દેશ મોટી વિટમણામાં આવી પડયો છે. હું શહેનશાહ આલમગીરની કેદી છું, અને ગુપ્ત રીતે અત્રે આવી છું, આથી મારે પાછું ત્યાં જવામાંજ લાભ છે; નહિ તો મોટી આપદા આવવા સંભવ છે, પણ તમો ગુપ્ત રીતે મારા નિવાસમાં કયા પ્રયોજને આવ્યા છો. તમોને મારૂં સ્થાન કોણે બતાવ્યું ?"

હુસ્ના ! મારા આવવાનું પ્રયોજન માત્ર તારા માથા ઉપર ભયનું વાદળ આવવાની ધાસ્તી છે; મીરજુમલા તારી વાત જાણતા હોય તેમ લાગે છે, કારણ હું તેમની પાસેથીજ ચાલ્યો આવ્યો છું. દિલ્હી પણ સર્વે વાતની ખબર મોકલી દેવામાં આવી છે; અને ટુંકમાંજ શહેનશાહ આલમગીર સૈન્ય લઇ ચઢી આવશે. માટે તારે સાવધાન થવાની ખાસ જરૂર છે."

"હાં. હાં. સમજી બશીર સમય પહેલાં મને સાવધાન કરવા માટે તમે આવ્યા છો. મારો બચાવ કરવા—મને ચેતાવવા આવ્યા છો. તેના માટે હું તમારો ઉપકાર માનું છું." અને તમારા આ ઉપકારનો બદલો આપવા અશક્ત છું. હુસ્નબાનુએ બશીર તરફ ગંભીરતા સાથે તીવ્ર દ્રષ્ટિ કરીને કહ્યું.

"ઉપકારનો બદલો ! હુસ્નબાનુ તેનો બદલો એકજ રીતે વાળી શકાય છે"

"કેવી રીતે"

"તું મને ચાહે છે ?"

"તે કેવી રીતે કહું. હું શું જાણું" મંદહાસ્ય કરતાં હુસ્નબાનુએ કહ્યું.

" હુસ્ના. જો તું મારો ઉપકાર ગણતી હોય, તો તેનો બદલો એકજ રીતે વાળી શકાય છે, અને હું તને દર્શાવું છું. શું તું મને નહિ ચાહે ? "

" તે પછી, પણ હું પૂછું તેનો પ્રથમ ઉત્તર આપો. શું તમો મને મારા સૌંદર્યને લઇ ચાહો છો ? "

" ના "

" ત્યારે ગુણને લઇને ચાહો છો ? "

" ના. "

" ત્યારે ! "

" તે હું સમજી શકતો નથી. વખતે હું બન્નેને લીધે ચાહતો હોઉં, પણ સત્ય રીતે મારૂં અંતઃકરણ તને ચાહવા ફરજ પાડે છે. માટે હું ચાહું છું. "

" ત્યારે આમ છે તો મને ચાહી શું કરવા માંગો છો. "

" તારી સાથેજ મારો સ્નેહમય, પ્રેમમય, અને આનંદમય જીવન પસાર થઇ શકે. સાથે સંસારરૂપી સાગર સાથી વગર તરાતું નથી. હું તને મારો સાથી બનાવવા માંગું છું, કારણ જે ગુણો પુરૂષમાં હોતા નથી તે સ્ત્રીમાં હોય છે, અને તેવીજ રીતે જે ગુણો સ્ત્રીમાં હોતા નથી તે પુરૂષમાં હોય છે; જ્યારે બન્ને સાથી થાય છે તો સર્વે પરિપૂર્ણ થાય છે, અને એ એકતા થતાં માર્ગ ઘણો સુગમ તથા આનંદમય બની જાય છે. સંસાર તરવામાં સ્ત્રી ને પુરૂષ એ હાથો છે હુસ્ના ! "

" ત્યારે તો તમે તમારો સ્વાર્થ સાધવાજ મને ચાહો છો "

" સ્વાર્થ કેવી રીતે હુસ્ના ! અરસ્પરસ એક બન્યા પછી સ્વાર્થ ક્યાં રહે છે ? "

" તે કેવી રીતે મનાય ? "

" કેમ ? "

" હુસ્નબાનુને જોવું છે કે એકલે હાથે સંસાર તરાય છે કે નહિ "

" જરા વિચાર હુસ્ના ! જરા વિચાર ! સામાન્ય રીતે તરવું હોય, ત્યારે પણ એ હાથનો ઉપયોગ કરવો પડે છે, સાથે પગોનો પણ ઉપયોગ કરવો પડે છે. "

" પણ મારે તો બન્ને હાથ તથા પગો પણ છે. "

" તું જાણે છે, કે આદમ (અ)ને હવા (અ) ની શા માટે

જરૂર જણાય. બન્નેનો વિયોગ થતાં લાંબા સમય સુધી મેળાપ માટે રૂદન કરતા રહ્યા. તેમ સ્ત્રી અને પુરૂષ અરસપરસ અર્ધ અંગ છે. અને જ્યારે બન્નેના જીવનની એકતા થાય ત્યારે આખું અંગ ગણાય. સરજનહારે જગતમાં નરનારીની જોડ સરજી છે તે શા માટે ?

" હું તે સર્વે સમજુ છું."

" ત્યારે એકલા રેહવાનું કેમ પસંદ કરે છે ?"

" મારે શાદી નથી કરવી માટે ?"

" હુસ્ના ! હુસ્ના ! હજી પણ તું મને હતાશ કરીશ ?" નિશ્વાસ નાંખતાં બશીરે કહ્યું.

" હતાશ કેવી રીતે ?"

" તું મને નહિ ચાહે ?" કેહતાં બશીરની આંખમાં અશ્રુ આવી ગયાં.

" બશીર ! બશીર ! તમો રડો છો ? એક બહાદુર થઈ આંખમાં આંસુ લાવો છો ? શું બહાદુરો આવા પોચા હોતા હશે."

" હું બહાદુર છું, પણ તે બહાદુરી તારા આગળ કામ નથી લાગતી; હું નિડર તથા મજબુત છાતીવાળો છું, પણ તે સર્વ તારી આગળ નિર્માલ્ય છે. હું તારી આગળ અશકત બની જાવું છું. જો કોઇ કિલ્લો સર કરવો હોય તો હિંમત ન હારૂં, પણ તારી આગળ હું હતાશ બની જાવું છું, પણ શું ? હુસ્ન ! હુસ્ન ! તુ મને નહિ ચાહે ?" ગળગળા થઇ બશીરે પ્રશ્ન કર્યો.

" બશીર વ્હાલા બશીર ! હું તમોને ચાહું છું. તે આજથી નહિ પણ પેહલાંથી ચાહતી આવી છું, પણ હું એવા સંજોગોમાં મારૂં જીવન વિક્ષિપ્ત કરી રહી છું કે તમારી સાથે શાદી કરી શકું તેમ નથી. આ હતભાગીણી તમારા જીવનને વિષમય બનાવવા સરજાયલી છે, કારણ દિવસે દિવસે એવા સંજોગો ઉત્તપન્ન થઇ રહ્યા છે; કે મને પણ સમજ પડતી નથી કે મારે શું કરવું ? શુ કરૂં વ્હાલા !" કેહતાંજ બશીરને હુસ્નબાનુ વળગી પડી અને રડવા લાગી.

" હુસ્ના ! હુસ્ના ! ન રડ. તારા માટે હું મારા પ્રાણ પાથરવા તૈયાર છું. તેં મારા અંતરમાં અમૃત રેડયું છે; તેના બદલામાં મારા પ્રાણ આપવા તૈયાર છું ન રડ" કેહતાં બશીર તેના પાલવથી તેનાં આંસુ લુછવા લાગ્યો.

" વ્હાલા બશીર. હું મારા અંતઃકરણની વેદના શું કહું ? મેં તમોને ઘણાં તાવ્યા છે. ઘણાં સતાવ્યા છે. તમારી મેં પૂર્ણ પરિક્ષા

લઇ લીધી છે. અને આપના જેવા સાચા પ્રેમી, બહાદુર અને સ્વરૂપવાનને ચાહવાનું કેમ મન ન થાય; પણ હાય ! આપણે સાથે રહી જીવન કાઢી શકીએ તેવી સ્થિતિમાં હું નથી."

"એવા કયા કારણો છે ?"

"હું જાણતી હતી કે મારૂં અત્રે આવવાનું ગુપ્ત છે; તેથી હું પાછી દિલ્લી જવા માંગતી હતી, પણ આપના કેહવાથી માલમ પડયું કે હું ગુપ્ત રહી શકી નથી."

"ત્યારે તો તારે ન જવું જોઇએ." વચમાંજ હુસ્નબાનુને અટકાવી કહ્યું.

"નહિ, હું જઇશ. હું એવી બીકણ નથી, કે મોતથી ડરી ન જાવું. હું જાણું છું કે આ ગુનાહના બદલે મને મોતનીજ સજા થશે, તો પણ દિલ્લી જવામાં મારો એક બીજો હેતુ છે."

"શો હેતુ છે ?"

"લાચાર છું. કે હું આપને કહી શકું તેમ નથી."

"હુસ્ના ! મારા જેવો વિશ્વાસ પાત્ર અન્ય મળવો મુશ્કેલ છે. હું તને મદદગાર થઇશ."

"હું જાણું છું કે આપ જેવા વિશ્વાસ પાત્ર અન્ય મળવા મને મુશ્કેલ છે; પણ હું વચન આપી ચુકી છું, કે હું તે વાત કોઇને નહિ કહું. માટે લાચાર છું. શું તમો મને વચન ભંગ થએલી જોવા ખુશ છો ?"

"નહિ."

"ત્યારે ચાલ તારી સાથે હું દિલ્લી આવું છું."

"નહિ. એ પણ નહિ, પણ તમે પાછા સૈન્યમાં જાવો, કારણ તમારી ત્યાં જરૂર છે. તેમાં મને પણ લાભ છે," કારણ વખતે આ બાજુના સાચા સમાચાર મારે જાણવાની જરૂર રહે છે અને તમારા વગર મને તે અન્ય પુરા પાડી શકશે નહિ."

"હુસ્ના ! હુસ્ના ! તું શું કરવા રજા માંગે છે તે મારાથી સમજાતું નથી."

"વ્હાલા ! સમય આવે સર્વે સમજાઈ જશે. હાલ જે સમય જાય છે તે ઘણો બારીક છે. હું અબઘડી અત્રેથી રવાના થઇ જાવું છું. જો ખુદાની કૃપા હશે તો પછીથી મળીશું, પણ હાં જો જો ભુલી જતા." હુસ્નબાનુએ ઉભા થતાં થતાં કહ્યું.

"હું તને ભુલી જાવું ? નહિ. નહિ. કદાપિ નહિ. મારો તારા

પ્રત્યેનો પ્રેમ ઐહિક નથી પણ પવિત્ર છે. મારા આલોક તથા પરલોક બન્ને સાધવાના છે, અને ઐહિક સુખ માયિક સુખથી અનમોલ અને ભિન્નજ છે. તારામાંજ મારો સ્નેહમય જીવન છે, તો પછી તને હું કેમ વિસરી જાવું. આટલા લાંબા સમય સુધી ન વિસર્યો તે હવે કેમ વિસરીશ " બશીરે મંદ હાસ્ય કરતા કહ્યું.

" સારૂં ત્યારે ભાગ્ય પ્રબળ હશે તો મળશું " કહેતાં હુસ્નબાનુ ત્યાંથી ચાલી ગઇ. બશીર પણ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો, કારણ તેઓ બન્ને બાળપણમાં સાથે રમ્યા હતા, હર્યા હતા. ફર્યા હતા અને તેનાજ કારણે તે શહેનશાહ આલમગીરના સૈન્યમાં જોડાયો હતો. હાલમાં તે અબ્દુલ્લાના સૈન્યમાં મુખ્ય અમલદાર હતો.

શાહી મહેલના એક દાલાયદા ભાગમાં બન્ને પ્રેમીઓ છુટા પડતા હતા, તે સમયે મીરઝા શુજા મોટી ફત્તેહની ખુશાલીમાં સભા ભરી બેઠા હતો. મીરઝા શુજા તખ્ત પર બેઠો હતો. ત્યારે શાહજાદો મહમદ સુલતાન તેની પાસેજ બેઠેલો છે. હુસેન મીરઝા જે બહાદુર શુજાનો વજીર હતો તે જમણી બાજુ બેઠો છે. બીજા શહેરના અમીર ઉમરાવો પણ આવેલા છે, અને વાતો કરી રહ્યા છે કે શાહજાદા મહમદ સુલતાને કહ્યું "અબ્દુલ્લાની હાલત કેવી છે ? શું કોઇ પ્રાણ-ઘાતક ઘા તો થયો નથી ? "

" એવી કોઇ ધાસ્તીનું કારણ તો નથી, પણ એક ઘા મસ્તક ઉપર એવો થયો હતો કે જો સહેજ વધુ પ્રમાણમાં થાત તો ધાસ્તી જેવું હતું, પણ તેના ઉપર મલમ પાટા કરવાથી હાલ આરામ છે " એક સૈનિકે કહ્યું,

" શું તેઓ ચાલી શકે તેમ છે ? "

" હા "

" ત્યારે જાવો તેમને મારી પાસે લાવો. "

" જેવો હુકમ " કહેતાં તે સૈનિક ચાલ્યો ગયો, અને થોડા સમય પછી અબ્દુલ્લાને બેડીઓમાં જકડેલો શાહજાદા મહમદ સુલતાનના સામાં હાજર કર્યો. તેને જોતાં શાહજાદાએ કહ્યું " કેમ અબ્દુલ્લા ! હું નથી માનતો કે તમોને મીરઝા શુજાની તાબેદારી કરવામાં કોઇ જાતનો વાંધો હોય. અત્રે તમારો હોદ્દો દરજ્જો વધારવામાં આવશે એટલુંજ નહિ બીજા પણ તમોને લાભો મળશે. "

" આ અબ્દુલ્લા વફાદાર છે; અને તે આ જીવનમાં શહેનશાહ

આલમગીર વગર કોઇની પણ સેવા કરવા અશક્ત છે, તો પછી મીરઝા શુજા કોણ માત્ર."

"શું મીરઝા શુજા બહાદુર નથી ? તે બાદશાહ નથી ?"

"હશે આપનો, મારો નહિ" અબ્દુલ્લાએ બે પરવાઇથી કહ્યું.

"શું તમોને તમારા પ્રાણ પ્યારા નથી."

"પ્રાણ સર્વેને પ્રિય હોય છે. પણ બહાદુરો ઇજ્જતથી જીવવા માંગે છે; બે ઇજ્જતી કરતાં મૃત્યુ વધુ પસંદ કરે છે."

"અત્રે તમારી સંપુર્ણ પણે ઇજ્જત કરવામાં આવશે."

"બેવફા અને નિમકહરામ થઇ ઇજ્જત મેળવનારને હું ધિક્કારૂં છું"

"સારૂં ત્યારે એમને લઇ જાવો" શાહજાદાએ કહ્યું તરત સૈનિકો અબ્દુલ્લાને લઇ ગયા. ત્યાર પછી મીરઝા શુજા પણ મહેલમાં ચાલ્યો ગયો. તેના જતાંજ સર્વે અમીર ઉમરાવો એક પછી એક ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૫ મું.

### લાહોર ઉપર હલ્લો.

મીર જુમલા હાર ખાધા પછી બીયાસ નદીના કાંઠે પોતાના હારેલા સૈન્ય સાથે પડયો હતો. તેને થએલું નુકશાન અસહ્ય હતું, પણ કાલે શહેનશાહ-આલમગીરનું સૈન્ય આવશે ને તરત વેર લઇશ એવા વિચારમાં મસ્ત હતો. જો કે તેને ઘણાં જખમો થયા હતા. પણ મલમપટા કાળજી પુર્વક કરવામાં આવતા હોવાથી હરી ફરી શકે તેટલી શકિત તેનામાં આવી ગઇ હતી. તે પોતાના તંબુમાં બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો, અને હારના કારણે શરમાતો હતો. તેના દિલમાં ઘણું ઓછું આવી જતું હતું. તેથી તેની સાથના બીજા સરદારો જેવા કે દાઉદ તથા તલહા વગેરે ઘણું સમજાવતા હતા.

દિવસનો એક વાગ્યો હશે, તેણે વિચાર કર્યો કે ઉઠીને નમાઝ અદા કરે કે એક સૈનિકે આવીને ખબર આપી કે "શહેનશાહ આલમગીર પોતાના સૈન્ય સાથે આવી પોંહચ્યા છે."

"કયાં છે મારા માલિક શહેનશાહ" મીર જુમલાએ હર્ષિત વચનાં કહ્યું.

"હમણાં આસરે દોઢ માઇલના અંતરે હશે."

"એમ !" કહેતાંજ ઉભો થઇ ગયો, અને આનંદમાં આમ તેમ આંટા મારવા લાગ્યો.

ધીમાં ધીમાં આખા સૈન્યમાં શેહેનશાહ આલમગીરના આવવાની વાત વાયુ માફક પ્રસરી ગઈ. આખું સૈન્ય આનંદમાં ડોલવા લાગ્યું. નમાઝથી પરવારતાંજ મીર જુમલાએ આખા સૈન્યને શહેનશાહ આલમગીરનું સનમાન કરવાનો હુકમ આપ્યો; અને તરત તે આલમગીરની સામાં ઘણી ખુશી તથા આનંદમાં ચાલ્યો. માત્ર માઇલ અર્ધો માઇલ મીર જુમલા ગયો હશે, કે શાહી સૈન્યની ધજા દેખાવા લાગી અને ટુંક સમયમાં બન્ને સૈન્યો આવી ગયા. બાદશાહને જોતાં સર્વે અમલદારો ઘોડા ઉપરથી ઉતરી પડી તલવારો મીયાનમાંથી કાઢી સલામી આપવા લાગ્યા. બાદશાહે હસ્તા હસ્તા સર્વેની સલામનો જવાબ આપ્યો. અને મીર જુમલાને ઉદ્દેશી કહ્યું "સૈન્યને આગળ વધારો અને તમારો જ્યાં મુકામ હતો, ત્યાં આખા સૈન્યની છાવણી નાંખવાની વ્યવસ્થા કરો."

હમણાં સૂર્ય ઢલવાની તૈયારી કરતો હતો કે બાદશાહી સૈન્યે બીયાસ નદીના કાંઠે પોતાના તંબુ ગોઠવી દીધા હતા, અને નદીનો ઘણો લાંબો કીનારો સૈન્યથી રોકાઇ ગયો હતો. મગરેબનો સમય થતાં મોઅઝઝને અઝાન આપી કે આખું બાદશાહી સૈન્ય તે તરફ જવા લાગ્યું. કાંઠા ઉપર ઠેકાણે ઠેકાણે ઇમાનદારો વોઝુ બનાવી રહ્યા હતા. ઇસ્લામી મહિમા બીયાસ નદી ઉપર આવી થોભી ગયો હતો. ઇમામે સારા લેહજાથી નમાઝ અદા કરી દરેકના મસ્તકો ખુદાના દરબારમાં ઝુકી ગયા. ટુંકમાં નમાઝથી પરવાર્યા પછી બાદશાહ પોતાના તંબુમાં ચાલ્યો ગયો ત્યાં બીજા અમીર ઉમરાવો પણ એક પછી એક આવી પોતાના મરતબા પ્રમાણે જગ્યાઓ રોકવા લાગ્યા. જ્યારે સર્વે આવી ગયા એવી બાદશાહને ખાતરી થઈ તો તેણે કહ્યું "મારો બહાદુર સરદાર અબ્દુલ્લા કયાં છે? શું તેને મારા આવવાની ખબર નથી? કે શું કાંઈ અગત્યના કામ સારૂં ગયો છે."

"નામદાર! જહાંપનાહ! આપની સેવામા તે• લાચારીએજ આવી શકયા નથી." મીર જુમલાએ ઉભા થઇ કહ્યું.

"કઇ લાચારી, શું તે બીમાર છે?"

"નહિ"

"ત્યારે?"

"હજુર યુદ્ધના મેદાનમાં દગો કરી તેમને કેદ કરી લેવામા આવ્યા છે; હાલ તે લાહોરના કિલ્લામાં કેદીની અવસ્થામાં છે."

"તેના માટે હું ઘણો દિલગીર છું, કે મારો એક બહાદુર સૈનિક કેદ પકડાઇ ગયો છે; પણ ચિન્તા શી છે? મારા વફાદાર સૈનિકો તો શું પણ એક અદનામાં અદના સિપાઇ માટે પણ તેમનો આ બાદશાહ ગમે તેવા જોખમો હોય તો તે પણ ખેડવા તૈયાર છે"

બાદશાહના આવા વચનોના કારણે આ.બો તંબુ "મરહબા" અને "અલ્લાહો અકબર" ના ધ્વનિથી ગાજી ઉઠયો. આલમગીર આગળ બોલવા લાગ્યો.

"મારો નાનામાં નાનો સૈનિક મારાથી વફાદાર છે; તેવા સમયમાં ખાસ મારો પુત્ર શાહજાદો મહમદ સુલતાન મારાથી કેમ ફરી જઇ બેવફા થયો હશે, તે મારા સમજવામાં આવતું નથી. હું નથી માનતો કે રાજ્યની લાલચે તેણે આ પગલું ભર્યું હોય કે સરદારી માટે તેણે આ ભુલ કરી હોય. મને લાગે છે કે આમાં કોઈ મોટીજ શકિતએ તેને લાચાર બનાવ્યો હશે, અથવા તેની સાથે પણ દગોજ

રમવામાં આવ્યો હશે. શું તમારામાંથી કોઇપણ આના સંબંધમાં સત્ય હકીકત જાણે છે" કહેતાં આલમગીરે સર્વ ઉપર નજર નાંખી.

'જહાંપનાહ! અમે તો નવિન નવિન તરંગો તથા ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો વગેરે સાંભળ્યા છે; પરંતુ સત્ય હકીકત શું છે, તે હમણાં સુધી અંધારામાં છે. તેમાં કેટલીક વાતો તો એવી છે કે આપણે માનવા પણ ના પાડીએ. લોક વાયકાઓ ધીમાં ધીમાં કેવું રૂપ લે છે, તે આપ નામદાર સારી પેઠે જાણો છો" મીરજુમલાએ નમ્રતા સાથે કહ્યું

"પણ તે બન્યું કેવી રીતે ?"

"નામદાર. કિલ્લો સર થવાની તૈયારીમાં હતો. હરિફનું સૈન્ય તદ્દન ના હિંમત બની ગયું હતું, શાહી સૈન્યના માણસોએ કિલ્લાનો ઘણો મોટો ભાગ પોતાના તાબે પણ કરી લીધો હતો, કે એક યુવાન સફેદ ઝંડી ઉડાવતો શાહી સૈન્યમાં દાખલ થયો કે તરત તે શાહજાદા મહમદ સુલતાન પાસે ગયો, અને કોણ જાણે શી વાત કરી કે શાહજાદાએ સર્વે લશ્કરને પાછું બોલાવી લીધું. હુકમ થતાં અમો ઘણી લાચારી સાથે દુખાતા મને પાછા ફર્યા, ત્યારપછી શી વાત બની તે સર્વેથી આપ નામદાર વાકેફ છો." મીરજુમલાએ ટુંકમાં સર્વે કહી બતાવ્યું.

"મને તો આમાં મીરઝા શુજાનીજ કપટજાળ માલમ પડે છે, તેણે મારા તરફથી કે મારા નામે દગો રમ્યો હશે. નહિતો મહમદ સુલતાન બાગી થાય તે માનવાને મારૂં અંતઃકરણ હમણાં પણ ના પાડે છે."

"નામદાર! આપ શાહજાદાના પિતા છો, તેથી પુત્ર પ્રેમના કારણે આપને આમ લાગે તે સ્વાભાવિક છે."

"સત્ય વાત હમણાં અંધકારમાં છે; કાલે લાહોરના કિલ્લાનો નાશ થતાં સર્વે વિગત જાણવામાં આવશે. આપણા સૈન્યે કાલે હુમલો કરવાનો છે, તે વાતની ખબર આપી દો."

"અમો સર્વે અમારા પ્રાણ આપીને કિલ્લો કાલેને કાલે સૂર્ય આથમતાં પેહલાં સર કરવા માટે તૈયાર છીએ" કેટલાક સરદારોએ ઉભા થઇને કહ્યું

* * * *

લાહોરના કિલ્લામાં પણ શહેનશાહ આલમગીરના આવવાની ખબર થઇ ગઇ હતી. અને ખાસ શહેનશાહના આવવાના કારણે

મીરજાશુજાના સૈન્યમાં કંઇક ચિન્તા, કંઇક નિરાશા અને કાંઇક બેચેની જેવું પ્રસરી ગયું હતું. દરેક માણસ શું થશે તેની ચિન્તામાં પડી ગયો હતો. સાથે પોતાનો બચાવ અને બાદશાહી સૈન્યનો મુકાબલો કરવા સારૂં તૈયારીઓ કરી રહ્યા હતા. આખી રાત આવાજ પ્રકારની તૈયારીઓમાં પસાર થઇ ગઇ.

સવાર પણ થવા આવી હતી ચંદ્રમા આ કતલ જોવાથી જાણે નારાજ ન હોય તેમ પોતાના સૈન્ય સાથે ચાલ્યો ગયો હતો, અને પોતાની પાછળ બે ત્રણ તારાઓને મુકતો ગયો હતો, પણ તેઓ પણ વધુ ન ટકી શકયા, અને અલોપ થઇ ગયા. મસ્જીદોમાં ' અલ્લાહો અકબર ' ના નારા સંભળાવવા લાગ્યા. આશેકાને તૌહીદ આરામગાહમમાંથી ઉઠી બેઠા થઇ ગયા હતા. અને તરત વોજુ વગેરે કરી મસ્જીદોમાં જઇ રહ્યા હતા. દરેક મસ્જીદમાં કોઇ દહાડો નહિ એવી મોટી સંખ્યા જોવામાં આવતી હતી. અને દરેકજણ પોતાની ફતેહનીજ દુઆઓ માંગી રહ્યો હતો.

આલમગીર પણ નમાઝથી પરવારી કુરઆને શરીફની તીલાવત કરી રહ્યો હતો. તેવામાં મીર જુમલાએ હાજર થઈ સલામ કરી કહ્યું કે " જહાંપનાહ. આખું સૈન્ય તૈયાર છે, અને આપની વાટ જોઇ ઉભું છે."

" મરહબા. હું આવું છું " કહતાં મુસલ્લા ઉપરથી "બીસ્મીલ્લાહ" કહતાં ઉભો થઈ સૈનિકના સહસ્ત્રો સજી બહાર આવ્યો. સૈન્યે પોતાના બાદશાહને જોતાં " અલ્લાહો અકબર"નો ગગનભેદક અવાજ કર્યો. અને તલવારો ઉઘાડી માન આપ્યું.

આલમગીરે તંબુની બહાર આવતાં સૈન્યને આગળ વધવાનો હુકમ આપ્યો, અને પોતે સૈન્યની આગળ ચાલવા લાગ્યો. જ્યારે તે કિલ્લાથી અમુક અંતરે આવી ગયો, ત્યારે કિલ્લા સામાં બારીક નજરે જોવા લાગ્યો હમણાં સૂર્યનો તેજ બહાર નીકળ્યો કે શહેનશાહ આલમગીરનું સૈન્ય પણ કિલ્લાની સામા આવી ઉભું રહી ગયું.

શહેનશાહ આલમગીર સૈન્યની ગોઠવણ કરવામાં તથા કિલ્લાઓ સર કરવામાં ઘણો પ્રવિણ હતો. તેણે તરત પોતાના સૈન્યને ચાર ભાગમાં વ્હેંચી નાંખ્યું, અને દાઉદ તલહા અને મીર જુમલાને એક એક ભાગના સરદારો નીમી એક ટુકડીનો પોતે સરદાર બન્યો, અને હુકમ આપ્યો કે કિલ્લાને ચારે બાજુથી ઘેરીલો અને ધીમાં ધીમાં આગળ વધો. હવે શું હતું ટુંકમાંજ કિલ્લાવાલા શહેનશાહ આલ-

મગીરનું નામ સાંભળતાંજ ધ્રુજી ગયા હતા. ત્યાં આવી રીતે સૈન્યે ઘેરી લીધેલા જોતાં વધુ ગભરાવા લાગ્યા, પરંતુ બહાદુર મીરઝા શુજા તરત સમજી ગયો અને તેમને હિંમત આપી બંદુકોના ફેર કરવાનો હુકમ આપ્યો. શાહી લશ્કરમાંથી પણ સામ સામા બન્દુકોના ફેર થતા ગયા તે ત્યાં સુધી થયા કે આકાશ ધુમાડાથી ઘેરાઇ ગયું, અને ધુમાડાથાં કિલ્લો પણ જણાતો નોહતો. શાહી લશ્કરે પોતાના અમુક માણસો વીણી કાઢી છાનામાના કિલ્લા તરફ રવાના કર્યા, અને અમુક માણસો દુર ઉભા ઉભા માત્ર બન્દુકોના ફેરો કરતા રહ્યા. બરાબર બે કલાક સુધી સામ સામા બન્દુકોના ફેરો થતાજ રહ્યા, અચાનક કિલ્લાની દિવાલ પાસે કિલ્લા ઉપર એક સામટા ફેર થતા કિલ્લાવાલા આ સ્થિતિ જોતાં ધભરાઇ ગયા. દુર ઉભેલું સૈન્ય પણ ફેરો કરતાં કરતાં આગળ વધવા લાગ્યું. હવે કિલ્લાવાળાને પણ બાજુના ફેરોથી પોતાનો બચાવ કરવાનો હતો. પણ વાહરે! તેમની હિંમત તેઓ બન્તે તરફ બરાબર હુમલાનો જવાબ આપતા. હતા શાહી સૈન્ય સુર્ય આથમે તે પહેલાં કિલ્લાનો કબજો લેવા માગતું હતું, ત્યારે કિલ્લાવાલા આજની રાત્રિ પોતાના બાળબચ્ચા, સ્નેહિ. પ્રેમીઓને મળી લેવા માંગતા હતા. શાહી સૈન્યે આવી યુકિતથી કામ લીધું તો પણ કિલ્લો સર થાય તેવું ન લાગતાં શહેનશાહ આલમગીરે એકદમ કિલ્લા ઉપર હુમલો કરી દીધો, અને પોતે અમુક માણસો સાથે બીજી બાજુ આવી નીકળ્યો. તે સૈન્ય ત્યાંજ લડતું રહ્યું. પશ્ચિમ તરફના બુરજ પાસેના ભાગમાં થોડા માણસો હતા, તે જોઇ તરત આલમગીરે તે બાજુ હુમલો કરી દીધો. જોકે ત્યાં થોડા માણસો હતા પણ શાહી માણસોને એક તસુ પણ આગળ વધવા દીધા નહિ. તેવામાં શાહી લશ્કરનો એક માણસ પ્રાણ બચાવવા નાસવા લાગ્યો, કે તરત આલમગીરે તેને તલવારના એકજ વારે કતલ કરી નાંખ્યો અને કહ્યું "શું તમો આવી રીતે નામર્દની મોતે મરવા માંગો છો. જો એમ છે તો હું સર્વેની કતલ કરવા તૈયાર છું, પણ જો બહાદુરોના મોતે મરવા માંગતા હોવ તો મારો સાથ આપો." કહેતાં નીસરણી મુકી બાદશાહ કિલ્લા ઉપર ચઢી ગયો. પોતાના બાદશાહની બહાદુરી જોઇ તેના સૈનિકો પણ પ્રાણની દરકાર રાખ્યા વગર ચઢવા લાગ્યા, અને કેટલાક માણસો ચઢી પણ ગયા. આલમગીર પોતે એક મહાન યોધ્ધો હતો. તેણે સર્વેને પોતે રોકી રાખ્યા. ત્યાં બીજાના આવવાના કારણે તે કામ ઘણું સુગમ થઇ ગયું. અને

બાકીના માણસો કોઇપણ જાતના વાંધા વગર કિલ્લા ઉપર ચઢવા લાગ્યા.

જ્યારે કિલ્લાવાલાઓને આ વાતની ખબર પડી, કે તરત સર્વે સૈન્ય આ બાજુ સ્વભાવિક રીતે ધસી આવ્યું, ત્યારે બીજી બાજુ માણસો ઓછા થઇ ગયા, તેનો લાભ શહેનશાહ આલમગીરના સૈનિકો ચુકે એવા નોહતા, તેમણે પણ એકદમ સજ્જડ હુમલો કરી દીધો. જ્યારે મીરઝા શુજાએ લડાઇનો રંગ બદલાતો જોયો ત્યારે તલવાર ઉઘાડી આલમગીર સામાં એકલો ધસી આવ્યો. તે આજુબાજુ કાંઇ પણ જોયા વગર રણઘેલો બન્યો, અને આગળ ત્વરિત ગતિએ વધ્યે જતો હતો. ત્યાં એક શાહી સૈનિકે એવો ભાલો માર્યો કે ઘોડા ઉપરથી નીચે પડી ગયો એટલે તરત તેને કેદ કરી લેવામાં આવ્યો.

આ બાજુ મીરઝા શુજા કેદ પકડાયો, ત્યારે બીજી બાજુ તસ-લાએ કિલ્લા ઉપર કબજો મેળવી બુરજ ઉપર શાહી નિશાન ચઢાવી દીધું, અને જોરથી પોકાર્યો કે "મહાન શહેનશાહ આલમગીરની ફતેહ" આ ઉદગારનો ધ્વની પ્રતિધ્વની પ્રમાણે આખા શાહી સૈન્યે ઉચ્ચાર્યો કે જેની અસર ઘણીજ થઈ ગઇ. તરત કિલ્લાના સૈન્યે હથિયારો નાંખી દીધા. શાહી લશ્કર તરત કેદ કરવા લાગ્યા, અને જે સામો થતો તેના મસ્તકને ઉડાવી દેતા હતા એટલામાં એક સૈનિકે અમા-નની ધ્વજા હલાવી, તેથી દરેક સૈનિકે પોતાની તલવારો મીયાનમાં નાંખી દીધી, અને કિલ્લામાં અમાનનો ઢંઢેરો પીટાવવામાં આવ્યો. શાહજાદો મહમદ સુલતાન તથા શુજાના ઘણાં સરદારો કેદ પકડાયા. કિલ્લો શહેનશાહ આલમગીરના કબજામાં આવી ગયો.

# પ્રકરણ ૧૬ મું.

## પ્રશ્ચાતાપ.

શહેનશાહ આલમગીરે લાહોરમાં અમાનની મુનાદી પીટાવ્યા પછી દરેક માણુસ કોઇપણ પ્રકારની ધાસ્તી વગર ગમે ત્યાં હરીફરી ઘણાં દિવસથી જે મુસીબતો ઉઠાવી રહ્યા તેનાથી છુટકારાનો દમ લીધો હતો. આજે મીરઝા શુજા તથા શાહજાદા મહમદ સુલતાનનો ઇન્સાફ કરવા સારૂ આલમગીર બાદશાહે દરબાર ભર્યો હતો; તેનો સમય દિવસના દસ વાગ્યાનો હતો, પણ જનસમાજ શું થાય છે, શું થશે તે જોવા માટે સવારના આઠ વાગેથી એકઠા થવા લાગ્યા હતા. સમય થતાં ધીમાં ધીમાં અમીરો તથા ઉમરાવો પણ આવવા લાગ્યા, અને બરાબર દસના સુમારે શહેનશાહ આલમગીર પણ આવી તખ્ત બીરાજતાં સર્વે બેસી ગયા, ત્યાં ઘણા માણુસની મેદની ભરાચલી હોવા છતાં જાણે કોઇ નથી એવી શાન્તિ પ્રસરી ગઇ હતી. બાદશાહે બે ત્રણવાર સર્વે ઉપર એક નજર નાંખી. તે કાંઇ કેહવા માંગતો હતો, પણ પાછો કંઇ વિચારમાં પડી જતો હતો. છેવટે તેણે સર્વેની સામાં જોઇ કહ્યુ "હે! મારા બહાદુર અમલદારો તથા સૈનિકો! આ યુદ્ધમાં મને જે ફતેહ મળી છે તેના બદલામાં હું સહુથી પહેલાં ખુદા અને "રસુલસલ૦"નો ઉપકાર માન્યા પછી તમારો ઉપકાર માનું છું, કારણ મને જે આજે ફતેહ મળી છે તેના કારણ ભુત તમો છો. સાથે આ નગરજનો તથા મીરઝા શુજાના સૈન્યના પણ વખાણ કર્યા વગર રહી શકતો, નથી, કારણ તેમણે નીમક હલાલી કરવામાં કોઇ પણ પ્રકારની કચાસ રાખી નથી. તે મેં મારી નજરે જોયું છે. ચઢતી અને પડતી દરેકના ભાગ્યમાં લખાયલી છે. લક્ષ્મી તથા રાજ્ય આજે એકના હાથમાં છે, તો કાલે બીજાના હાથમાં જાય છે, આવું તો પુરાતન કાળથી બનતું આવ્યું છે, અને જ્યાં સુધી આ જગત છે ત્યાં સુધી આવું બન્યાજ કરશે. આતો એક કુદરતી કાયદો છે. સાથે હું લાહોરના નિવાસીઓ વગેરેથી આશા રાખું છું કે જેવી રીતે કાલે મીરઝા શુજા સાથે વફાદારી બતાવવામાં પાછી પાની નોહતી કરી તેમ આજથી મારા પ્રત્યે વફાદારી બતાવવામાં કચાસ રાખશો નહિ" આટલું બોલી બાદશાહે સભા ઉપર નજર નાંખી.

" અમો સર્વે શહેનશાહના વફાદાર સેવક તથા જાંનિસાર ગુલામ છીએ." એકી સાથે સર્વે કહ્યું.

" મને તમારાથી આવીજ આશા હતી, પરંતુ જો મારાથી કોઇ દગો કરશે. તો તેને સખ્તમાં સખ્ત શિક્ષા કરવામાં પાછી પાની કરૂં તેવો હું નથી. હું મારી પ્રજાના નાનામાં નાના બાળક અને ગરીબમાં ગરીબ પ્રજાજનની ફરિયાદ સાંભળવા હરપળ અને હરઘડી તૈયાર રહું છું. હું બાદશાહ છું. પણ મેં મારી રાત્રિનો આરામ વગેરે પ્રજાના માટે ભોગ આપી દીધો છે. સત્ય રીતે હું તમારા ઉપર હુકમો બજાવવા માટે બાદશાહ થયો નથી, પણ તમે શું માંગો છો તે આપવા બાદશાહ થયો છું. મારા દ્વાર પ્રજા માટે હમેશ ખુલ્લા છે. તે જ્યારે ધારે ત્યારે કોઇ પણ પ્રકારના અટકાવ વગર મારા મહેલમાં આવી શકે છે. પછી ભલેને અર્ધિ રાત્રે કેમ ન હોય." કહી બાદશાહ બેસી ગયો, અને સર્વેના અંતઃકરણમાં આલમગીરના સંબંધમાં પુજ્ય ભાવ ઉત્તપન્ન થઇ ગયો. એમ થાય તો તે સ્વાભાવિક હતું.

હાલના સમયમાં આપણા કેટલાક ઐતિહાસિક નોવેલો ( ! ! ! ) લખનારા તે સમયને હાલના સમયના ચસ્માં પહેરી જુવે છે, અને માત્ર આલમગીર બાદશાહને બદનામ કરી હિંદુ મુસલમાનોને લડાવી મારવાની, હિંદમાં સુખ શાંતિનો નાશ કરવાની, દેશ દ્રોહીના કામો લઇ બેઠા છે; નહિ તો બારીકીથી ઇન્સાફની નજરે જોવામાં આવે તો આલમગીરને કેવી કેવી મુસીબતોમાં કામ કરવું પડયું છે. તે સહજમાં જણાઇ આવે તેમ છે. મહાન અશોકે પોતાના સો ભાઇઓને ગાદી માટે નિર્દય રીતે કતલ કરી નાંખ્યા હતા. તુર્ક સુલતાન મહમદ શરીફ જે દયાળુના નામે પ્રસિદ્ધ છે. તેણે પણ પોતાના ભાઇઓને આંધળા કરવા પડયા હતા. તથા ભત્રિજાઓનો નાશ કરવો પડયો હતો. પાંડવોએ કૌરવોનો સત્યાનાશ શા માટે વાળી નાંખ્યું હતું ? શ્રી કૃષ્ણે અર્જુનને શા માટે સ્નેહિઓ, ગુરૂઓ અને મહાત્માને સંહાર કરવા પ્રેર્યો હતો ? તેનો સર્વેનો ઉત્તર માત્ર એજ છે કે રાજ્ય માટે. જ્યારે આમ હેવાછતાં તે લોકોને સારા ગણવામાં આવે છે, તો પછી આલમગીરને શા માટે નહિ ? શું માત્ર આલમગીરને અન્યાયી અને બીજા તેના કરતાં પણ અઘોર કર્મો કરનારને ન્યાઇ ગણવા તે ઇન્સાફ કયોંના કહી શકાય ! !

સત્ય રીતે મોગલોમાં તેમના વડિલોથી આવા યુદ્ધો ચાલતા

આવ્યા છે. તેમાં ખાસ મોગલવંશમાં હાલના સમયમાં જેમ વડિલ પુત્રજ ગાદીએ બેસે તેવો કાયદો નોહતો. હુમાયુને ભાઇઓ સાથે વઢવું પડયું. અકબરનો ભાઇ તેની સામે થયો. જહાંગીર બાપ સામો થયો. તેજ પ્રમાણે શાહજહાંએ પણ કર્યું. ગમે તેવો ઉત્તમ માણસ હોય પણ આલમગીર જે હાલતમાં મુકાયો હતો, તે હાલતમાં મુકાય તો તેનાથી એક તલભાર પણ વધુ સારૂં કરી શકતેજ નહિ. સાથે આલમગીરના બીજા ભાઇએ ગાદીએ આવત તો સત્યાનાશનીજ પાટી થાત. તે તેમના ગુણો તથા ટેવો જનદાથી સાફ માલમ પડી આવે છે. તે એક ખરો હિંદનો દેશ સેવક હતો. દેશના લાભાર્થે તેણે કોઇને પણ મુકયા નથી. પછી ભલે પિતા હોય કે પુત્ર.

ઘણા ખરા યુરોપીયન તથા હિંદીઓ કહે છે કે આલમગીર પ્રાર્થના વગેરે જે કરતો તે સર્વે ઢોંગ હતો. પણ તેના જીવન ઉપર નજર નાંખવામાં આવે તો તે વાત સહેજ પણ વિશ્વાસ પાત્ર ઠરતી નથી. ખાસ પ્રોફેસર લેવનપુલ કહે છે કે " આલમગીરને ઢોંગી કહેવામાં લોકો ભુલ કરે છે, તે ક્રમવેલ જેવો ઢોંગી નહોતો."

વાચક! કયાંથી કયાં જતો રહ્યો. પણ તે અસ્થાને તો નહિ ગણાય.

બાદશાહે સર્વેને શાન્ત જોઇ કહ્યું " કેદી મીરઝા શુજાને હાજર કરો " હુકમ થતાંજ તરત જ્યાં કાલે મીરઝા શુજા તખ્ત ઉપર બેસી ન્યાય કરતો હતો, ત્યાંજ કેદી તરીકે બેડીઓમાં જોતાં આલમગીરનું હૃદય પીગળી ગયું. તેને વિચાર થયો કે તેને છોડી મુકે આથી તેણે પોતાના પ્રધાનને પાસે બોલાવી કહ્યું " કે શુજા પ્રત્યે હું નાનપણથી પ્રેમ રાખતો આવ્યો છું. જો કે તેણે મારી સાથે ઘણીવાર ગેરવર્તણુંક ચલાવી છે. તે સર્વે હું મારો તેના પ્રત્યેના ભાવના કારણે ભુલી ગયો છું. આ વખતે પણ મારા સ્વભાવ પ્રમાણે તેને મુકત કરી દેવાનો વિચાર છે." કહી પ્રધાન શું કહે તે સાંભળવા તેના સામાં જોઇ રહ્યો.

" નામદાર. આપના વિચાર ઘણા વખાણવા પાત્ર છે, અને એક ભાઇ પોતાના બંધુ પ્રત્યે આવી ઉત્તમ વર્તણુંક રાખે તો તે સ્વાભાવિક છે, પરંતુ મને માફ કરશો. હું માત્ર એક આપના વફાદાર તરીકે સલાહ આપું છું, કે આ પહેલાનો સમય જુદો હતો, અને હાલનો સમય જુદો છે. જો કે શુજા આપના પાસેથી તખ્ત છીનવી પોતે બાદશાહ બનવા માંગે છે. આથી જો આ વખતે તેમને મુકત

કરવામાં આવે તો કેમ જાણ્યું કે જેમ બંગાળામાંથી હારીને નાઠયા પછી પંજાબમાં આપનો મુકાબલો કરવા તત્પર થયો તેમ ભવિષ્યમાં નહિ થાય. આ એક દેશ તથા રાજ્યનો પ્રશ્ન છે. આથી આપ વખતે બંધુ પ્રેમના કારણે તેમને માફ કરી છોડી મુકો, પરંતુ વખતે તેઓ લશ્કર જમાવી પાછા મુકાબલામાં ઉભા થાય તો દેશની હાલત કેવી કઢંગી થાય? દેશની પ્રજા કેવી હેરાન ગતિમાં આવી જાય? શું પ્રજા હમણાં થોડી હેરાનગતિ ભોગવી રહી છે? મારા વિચાર પ્રમાણે તો તેમને મુક્ત કરી દેવા તે દેશની સુલેહ શાન્તિનો નાશ કરવા બરાબર છે." પ્રધાને પોતાને પોતાનો ચોખ્ખો અભિપ્રાય જણાવી દીધો.

આથી આલમગીર મોટા વિચારમાં પડી ગયો. પોતાનું મસ્તક નમાવી કેટલીક વાર બેસી રહ્યો. પાછો કાંઇ વિચાર આવતાં આલમગીરે મીરઝા શુજાના સામું જોયું. તે ગરદન નમાવી જાણે પસ્તાતો ન હોય તેમ લાગતું હતું.

"શુજા. શુજા. હવે શો વિચાર કરે છે?" આલમગીરે કહ્યું."

"કંઇ નહિ. માત્ર મારા સર્વે પ્રયત્નો નકામા ગયા, તેનો ખ્યાલ કરૂં છું."

"મને લાગે છે કે હમણાં સુધી તમારા સર્વે પ્રયત્નો નકામા ગયા. તેથી તમારી ખાતરી થઇ હશે કે હવે પછી કાંઇ કરવું નકામું છે. મને આશા છે કે તમો આ ઠરાવ ઉપર આવ્યા હશો."

"નહિ. કદાપિ નહિ, મનુષ્યમાં જ્યાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી તે આશા મુકી શકતો નથી. જગતમાં નિરાશાવાદીને સ્થાન નથી. તેને જીવવાનો પણ કોઇ પણ પ્રકારનો હક્ક નથી; તેવા મનુષ્યો જગતને ભાર સમાન છે. દરેકને પોતાની ઉન્નતિ કરવાનો હક છે. પછી તે ગમે તે માર્ગ કરે." શુજાએ નિડરતાથી કહ્યું.

"શુજા! શુજા! તું આ શું બોલે છે, તું જાણે છે કે હું તારા પ્રત્યે હમેશથી પ્રિતિ રાખતો આવ્યો છું. મારો વિચાર તારા ઉપર ચઢાઇ કરવાનો હતોજ નહિ, અને શાહીસૈન્યને તો તેજ તારી તરફ બોલાવી લીધું. અને તેંજ તારા સુખનો નાશ કર્યો છે." કહી બાદશાહ અટકી ગયો પણ શુજા કાંઈ બોલ્યો નહિ ત્યારે પાછું શુજાને ઉદ્દેશી કહેવા લાગ્યો.

શુજા! શુજા!! તને યાદ હશે કે તેં મારી સાથે રહેવા કબુલત આપી હતી, પણ તારો તે સમય આવે પરવા સરખી પણ કરી

નહિ. તો પણ હું તારા પ્રત્યે પહેલા જેવોજ ભાવ રાખતો હતો. મેં આપણા પુજ્ય પિતાને સમજાવી તારા બંગાળાના સુબા ઉપરાંત મોંગીર, બહાર અને પટણાં જોડી દઇ તારૂં રાજ્ય વિશાળ બનાવી દીધું હતું. તો પણ તું ન સમજ્યો અને દારાની જાલમાં ફસાયો. તે તથા દારાએ મારી કતલ કરી અર્ધું અર્ધું રાજ્ય વહેંચી લેવાનો કરાર કર્યો, પણ છેવટે પરિણામમાં તેના કહેવા ઉપર ચાલવાથી ખરાબ થયો. આટલા ઉપરથીજ તું ન જંપ્યો, પણ મારા ઉપર દારાની ચઢાઇ થઇ, ત્યારે હું તે બાજુ રોકયો હતો, તેનો લાભ લઇ તેં એકદમ અલ્હાબાદ, બનારસ અને જોનપુર ઉપર હુમલો કર્યો. મેં તને આમ નહિ કરવા ઘણું સમજાવ્યો, પણ તે ન માન્યું આથી મારે ના છુટકે તારા ઉપર ચઢાઇ કરવી પડી."

શુજા ! શુજા ! ! તેં તો મારૂં સત્યાનાશ વાળી નાંખવાનું જ ધાર્યું હતું; પણ કુદરતને તે પસંદ નોહતું. શું તેં રાજા જશવંતસિંહને ભમાવી તેને વિશ્વાસઘાતી નોહતો બનાવ્યો ? શું તેણે અર્ધિ રાત્રિએ મારા સૈન્યમાં ધાંધલ મચાવી વિશ્વાસઘાત નોહતો કરાવ્યો ? પણ જો મારી જગ્યાએ બીજો હોત તો નાશ પામત. શું આ તારા કામો સારા હતા ? બોલ કેમ બોલતો નથી ?"

શુજા શાન્તજ હતો.–આલમગીરે આગળ કહ્યું.

"તેં હમણાં સુધી મારી સાથે દગો રમવામાં તથા મારો નાશ કરવામાં કોઈ પણ વાતની કસર રાખી નથી. છેવટે મારા શાહજાદાને કપટ જાલમાં ફસાવી મારા સૈન્યમાં ભંગાણ પાડવા સાથે વિના કારણે હજારો નિર્દોષ માણસોની કતલ કરાવી, અને આ ખુના મરકી અટકાવવા માટે મારે જાતે અત્રે આવવું પડ્યું. શાહજાદા મહમદ સુલતાનને તો આનો બદલો કેવો મળે છે, તે તું જોમશ, પણ હું તને પુછું છું કે તારો હવે વિચાર શો છે ?"

"આપણે એકજ પિતાના પુત્રો છીએ. આથી જેટલો આલમગીરનો હક છે તેટલોજ શુજાનો પણ છે."

"એટલે ? તું પણ દિલ્હીની ગાદી ઉપર બેસવા માંગે છે. શું કોઇ પણ વખતે એવું બન્યું છે, કે એક તખ્ત ઉપર બે જણ રાજ્ય કરતા હોય. મને તો લાગે છે કે હજી તારો તોફાન મચાવનાર વિચારો આવી હાલત થયા છતાં પણ નાશ પામ્યા નથી, પણ હું તારા પ્રત્યેના પુજ્ય ભાવના કારણે કહું છું, કે જો તારે રાજ્ય કરવું હોય તો કોઇ પણ સુબાનો ( પ્રાંતનો ) તને ગવર્નર બનાવવામાં

આવશે, પણ તે મારી સાથે વફાદારીની શરત સાથે. જો એમ નહિ તો જો તારે હજ કરવા જવું હોય તો તેમ કરવામાં આવશે. બોલ આ બે શરતોમાં તને કઇ શરત કબુલ છે. જો આ બે શરતોમાંથી તને એક પણ શરત કબુલ ન હોય તો પછી તારા માટે ગ્વાલીયરનો કિલ્લો છે! બોલ તારા ભાગ્યનો નિર્ણય તારા હાથમાં છે, કહે શું માંગે છે?" બાદશાહે જરા ક્રોધમાં આવી કહ્યું.

"હું હજ કરવા જવા માંગુ છું."

"મરહબા." કહેતાજ તેણ શુજાની બેડીઓ કાઢી નાંખવાનો હુકમ કર્યો, અને ઉભો થઇ તરત તેને વળગી પડયો. આલમગીરની આંખમાં આંસુ હતા.

"ભાઇ, ઔરંગ! મને માફ કર. મેં જો તારૂં કહ્યું માન્યુ હોત તો મારે આ હાલત જોવાનો પ્રસંગ ન આવત; પણ ભાગ્યમાં લખેલું કોણ મટાડી શકે છે! મને હમણાંજ મકકે જવાની રજા આપ. હવે હું અત્રે રહેવા માં તો નથી. કારણ મારા કર્મોના કારણે મને ઘણો પશ્ચાતાપ થાય છે."

"ભલે ખુશીથી." કહેતાં શહેનશાહ આલમગીરે પોતાના અમુક વિશ્વાસુ નોકરને મીરજા શુજાની સાથે જવાનો હુકમ કર્યો, અને દરેક પ્રકારની સામગ્રી તૈયાર કરી આપવા પોતાના ખજાનચીને હુકમ લખી આપ્યો. ટુંકમાં શુજા ત્યાંથી ચાલ્યો ગયો.

શુજાના જતા સર્વ ઉપર એક સન્નાટો છાઇ ગયો.

"મહમદ સુલતાનને બોલાવો" આલમગીરે કેટલોક સમય બેસી રહ્યા પછી હુકમ કર્યો. હુકમ થતાં શાહજાદા મહમદ સુલતાનને કેદીની હાલતમાં હાજર કર્યો. શાહજાદો શરમાઇ રહ્યો હતો. અને જો જમીન માર્ગ આપે તો તેમાં સમાઇ જાય, તેવું તે વિચારી રહ્યો હતો. તે આવ્યો. ને સલામ કરી તખ્તને બોસો આપી છેટે ઉભો રહ્યો. તેની આંખમાં આંસુ હતા.

"સુલતાન! હવે રડવાથી શું? ગુનોહ કરી પશ્ચાતાપ કરવો તેના કરતાં પહેલાંથી વિચાર કર્યો હોત તો! તારો ગુનોહ એવો મહાન છે, કે તારી ગરદન મારવામાં આવે તો પણ ઓછું છે." આલમગીરે કહ્યું.

"અલબત! મારો ગુનોહ નામદાર શહેનશાહ ઘણો મોટો છે. હું કબુલ કરૂં છું કે મારો વાંક થયો છે. મને તેની શિક્ષા મળવી જોઇએ, આથી નામદાર શહેનશાહનું નામ જગતના ઇતિહાસોમાં

મહાન ન્યાયી તરીકે લખાશે ને જગત કેહશે કે મહાન શહેનશાહ આરંગઝેબ ન્યાયી હતો. ન્યાય આગળ તેણે પોતાના પુત્રનો પણ ખ્યાલ રાખ્યો નોહતો પણ—"

"કેમ અટકી ગયો? શું કેહવા માંગે છે?" આલમગીરે સુલતાનને અટકી જતાં પ્રશ્ન કર્યો.

"હું મરવાથી ડરતો નથી. જગતમાં જે પેદા થાય છે, તે એકને એક દિવસે જરૂર મરવાના છે. આજે મારી વારી છે તો કાલે બીજાની, પણ મને દિલગીરી મારી બદનામીની છે. એક બહાદુર પિતાનો પુત્ર બહાદુરીની મોત ન મળતાં એક બળવાખોરની મોતે મરે છે. જગત કહેશે કે સુલતાને પોતાના પિતાથી બગાવત કરી અને માર્યો ગયો." કેહતાં શાહજાદાએ પોતાના બન્ને હાથ પોતાનાં નેત્રો ઉપર મુકી દીધા.

"શું પહેલાં આનો વિચાર નોહતો કર્યો."

"કર્યો હતો. જાણતો હતો. કે આ માર્ગમાં મને સફળતા નથી. હું જરૂર કેદીની હાલતમાં પકડાઇશ, અને કતલ થઇશ. જગતમાં બાગી બળવાખોરના નામથી ઓળખાઇશ."

"જ્યારે આવું સમજતો હતો, તો પછી તે કામ શા માટે કર્યું."

"લાચારી."

"કેવી લાચારી? તમોને કોણે લાચાર બનાવ્યા હતા. તમો જાણતા હતા, કે તે માર્ગમાં કંટકો છે, તો પછી તે માર્ગે કેમ ગયા."

"લાચાર છું, નામદાર. લાચાર છું. તે વાત હું આપને જણાવવા લાચાર છું! કારણ એ એક ભેદ છે. દરેક માણસ પોતાની એક વાત તો હમેશ માટે ગુપ્ત રાખે છે. હું આપની રૂબરૂ તે કેહવા નથી માંગતો."

"ત્યારે કોણ કેહશે."

"આ આપનો વફાદાર ગુલામ" અબ્દુલ્લાએ ઉભા થઇ કહ્યું. શાહજાદાએ તેની સામાં તાકીને જોયું.

"શું તમો તે વાત જાણો છો?"

"હા. નામદાર."

"હું તમોને હુકમ કરૂં છું, કે તમારે તે વાતમાં જરા પણ સંતાડયા વગર જે હોય તે કેહવી. હું તે સાંભળવા માંગું છું."

"નામદાર! યુદ્ધના સમયે જે સફેદ ઝંડી ઉડાવતો ઉડાવતો

સુવાન આવ્યો હતો. તે પુરૂષ નહિં પણ સ્ત્રી હતી, અને તે ખાસ શાહજાદી અખ્તરજહાંની સાહેલી હુસ્નબાનુ હતી. તે શાહજાદી અખ્તરજહાં તરફથી એક કાગલ લાવી હતી, કારણ શાહજાદા તથા શાહજાદી અરસપરસ પ્રેમી છે. એક બીજાને ચાહે છે. આ વાત મને કિલ્લામાં મળી હતી."

"ત્યારે તો આમાં ત્રણે ગુનેહગાર છે. ત્રણે જણને કાયદા પ્રમાણે કતલ કરી નાંખવા જોઇએ" આલમગીરે ગુસ્સામાં આવી કહ્યું.

"નામદાર. આપ ત્રણેને ગુનેહગાર ગણો છો, પણ તેઓ ત્રણે નિર્દોષ છે" અબ્દુલ્લાએ નવોજ પ્રકાશ નાંખ્યો.

"કેવી રીતે? શું સુલતાને બગાવત નથી કરી? શું અખ્તર જહાંએ પત્ર લખી સુલતાનને નથી બેહકાવ્યો? શું હુસ્નબાનુ પત્ર નથી લાવી?"

"તે સર્વે સત્ય! પણ હું તેમ હોવા છતાં પણ તેઓ ત્રણે નિર્દોષ છે. એમ દ્રઢતા સાથે કહું છું"

"સુલતાન આ શું કહે છે? બધું સત્ય છે?" આલમગીરે શાહજાદાને ઉદ્દેશીને કહ્યું."

"હા. સર્વે સત્ય છે. પણ અખ્તરજહાં અને હુસ્નબાનું બીન ગુનેહગાર છે. ગુનેહગાર તો હુંજ છું, કારણ મેં તેમ ન કર્યું હોત તો તેઓ કદાપિ પણ ગુનેહગાર તરીકે આપની નજરે આવત નહિ. માટે આની શિક્ષા મને એકલાનેજ મળવી જોઇએ તેમ ઇસ્લામ સ્ત્રીની કતલ નહિ કરવાનું ફરમાન છે. આશા છે કે આપ ઇસ્લામના હુકમને માન આપી તેમને શિક્ષા ન કરતાં મનેજ શિક્ષા કરશો; કારણ ગુનેહગાર હું એકલોજ છું."

"અબ્દુલ્લા. તમો શાહજાદાને નિર્દોષ કહો છો; અને પોતે શાહજાદો પોતાને દોષિત કહે છે, એમાં મારે શું માનવું?" આલમગીરે અબ્દુલ્લાને ઉદ્દેશી કહ્યું.

"નામવર અખિલ જગત જાણે છે કે ભ્રમરને જ્ઞાન હોય છે કે કમળમાં જતાં કેદ થવાય છે, પણ ત્યાં જાય છે અને કેદ થાય છે. મણીધર જાણે છે, કે મુરલી વગાડનાર મદારી મને પકડવા આવ્યો છે. તે મદારીને જુએ છે, પણ તેની કોઇ પણ જાતની દરકાર કર્યા વગર મુરલીના સુરે દીવાનો બને છે, છેવટે સ્વતંત્રતા વેચી પરતંત્ર થાય છે. મૃગો પણ વિણાના સુરે પારધીની બીક રાખતા નથી, અને પતંગો દિપક ઉપર યાહોમ કરી શા માટે પોતાના પ્રાણની આહુતી

આપતા હશે ? તે આપ સમજી શકો છો. આમાં વાંક કોનો જાણવો ? સર્વે નિર્દોષ છે, પણ માત્ર એક લાગણીને વશ થઇ તે પ્રત્યે પ્રેરાય છે. તે શકિતનું નામ નિર્મળ પ્રેમ છે. શાહજાદાના સંબંધમાં પણ આવુંજ બન્યું છે. ખરી રીતે તો—

"પ્રેમ માટે પ્રાણની દરકાર ના વીરલા કરે;
પ્રેમ હીણાં પ્રાણીઓ અવતાર હા મિથ્યા ધરે,"

અર્થાત પ્રેમના માટે શાહજાદા મહમદ સુલતાને જે કર્યું છે. તે મહાન વીરલાનું કામ છે, કાચા પોચાના ભાર નથી કે સામે મૃત્યુ હોય, અને એક ટેક રાખવા તેના મુખમાં જાય ! ! એ તો વીરલા અને બહાદુરોના કામો છે; અને આવી બહાદુરીને કર્તવ્ય-વાનને સજા કરવી તે મારા મત પ્રમાણે પાપ છે; કારણ તેઓ તેમ કરવા લાચાર હોય છે." અબ્દુલ્લાએ શાહજાદાનો પક્ષ લેતા કહ્યું.

"તમો આવી રીતે શાહજાદાનો પક્ષ શા માટે કરતા હશો તે મારાથી સમજાતું નથી"

"શહેનશાહ ગરીબપરવર ! જાણો છો કે શાહજાદા જેવો બહાદુર અને નીડર હોશિયાર માણસ આપણાં રાજ્યમાં આપને એક પણ મળે એમ નથી, અને જો તેમની કતલ કરવામાં આવે તો આપણી એક જબરી શકિતનો નાશ થાય, અને આપણાં શત્રુઓ રાજી થાય એ સ્વાભાવિક છે, એટલા માટે હું શાહજાદા મહમદ સુલતાનનો પક્ષ કરૂં છું."

"પણ સુલતાનનો વાંક મોટો છે, તેને સજાતો થવીજ જોઇએ"

"અલબત, પણ કેદ કે મોત વગર ગમે તે સજા થાય તો અમો સર્વે આપ નામદારનો અંતઃકરણ પુર્વક ઉપકાર માનશું. આખા સૈન્યનો એક પણ નાનામાં નાનો સિપાઈ પણ શાહજાદા સુલતાનને કતલ કે કેદ જોવા ખુશ નથી. આશા છે કે આપ આખા સૈન્યના મન નારાજ નહિ કરો."

"હાં એક શરતે સર્વેના ગુનાહ માફ થઇ શકે છે" આલમગીરે કહ્યું.

"જહાંપનાહ ! હું આપની જે શરત હોય તે જાણ્યા વગર કબુલ કરૂં છું" શાહજાદાએ હિંમત સાથે કહ્યું

"સુલતાન તમારી બહાદૂરીજ મને લાચાર બનાવે છે આથીજ હું તમોને માફ કરૂં છું. પણ તેના બદલામાં તેમને અન્ય સજા કરૂં છું, અને તે એકે ચિતોડનો રાજા બાગી થઇ ગયો છે, અને

લુટારા મરેલા લોકો ભક્ત કરી રહ્યાં છે, આથી તમો સૈન્ય લઇને જાવો અને તેમણે ઉંચા કરેલા મસ્તકોને પાછા નીચા નમાવો. જો તે તાબેદારી કબુલ કરે તો ઠીક નહિ તો તેનું આખું રાજ્ય ખાલસા કરી નાંખો. જો આમાં તમો ફતેહમંદ થાવ તો અખ્તરજહાંની શાદી પણ તમારી સાથે કરી આપવામાં આવશે" આલમગીરે યુક્તિમય સજા ફરમાવી દીધી.

" હજુરે આલી. આપના હુકમથી ગુલામ ચિતોડ જવા માટે તૈયાર છે; અને આપ જોશો કે મેં ચિતોડ ફતેહ કર્યું છે, અને બળવાખોરોના મસ્તકો આપના કદમોમાં નમેલા છે" શાહજાદાએ ખુશી થતાં કહ્યું

" જાવો તમો આઝાદ છો "

ત્યાર પછી શાહજાદાની બેડીઓ કાઢી નાંખવામાં આવી. કે તરત શાહજાદાએ શાહી તખ્તને ચુમ્બન કરી અને સલામ કરી ચાલ્યો ગયો. અને આલમગીર પણ પોતાના આરામગૃહમાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૭ મું.

### તરૂણીના તરંગ.

પહેલા પ્રકરણમાં શીકાર રમવા આવેલી કમલાદેવી જે મૃગિયાને કાળસમ એકજ બાણે વીંધી નાંખવા આવી હતી, તે એક અજાણ્યા મુસ્લિમ યુવાનના નેન બાણે ઘાયલ થઇ ચિતોડ ગઇ હતી. તેની સાથના રજપુતો તે યુવાનના સંબંધમાં જે વિચાર કરતા તેથી જુદાજ પ્રકારના વિચારો કમલાદેવીના કોમળ અંતરપટ ઉપર ચીતરાતા હતા.

લગભગમાંથી સાંજ પડવા આવી છે. ચિતોડના રાજ્ય મહેલમાંથી આવતો નોબતનો અવાજ, ચિતોડના આશાના પુર્ણી દેવી મંદીરમાંથી આવતો ઘંટનાદ તથા શંખ ધ્વનિ, ચારે બાજુ થઇ રહેલો કોલાહલ અને વૃક્ષલતાઓમાંથી આવતો પક્ષીઓનો મધુર કલોલ સ્વર ચિતોડગઢના ખાસ કમલ વાટિકામાં કમલા દેવી એક હોજના કીનારે બેસી સાંભળી રહી હતી, પણ તેનુ લક્ષતે પ્રત્યે નોહતું. તે કોઇ અન્ય વિચારમાં તલિન હોય તેમ સ્વભાવિક રીતે લાગતું હતું. તેણે હોજના પાણીમાં પોતાનું તતિબિંબ જોઇ છુટેલી લટ સમી કરતાં નિશ્વાસ નાંખ્યો અને વિચાર કરવા લાગી.

"હાય ! મેં હમણાં સુધી આનો પત્તો સરખો પણ ન મેળવ્યો, કે મારા પ્રાણ બચાવનાર પ્રાણાધાર કોણ હતો. શા ! તેની બહાદુરી ! વિકાળ અને ભયંકર સિંહને એકજ લાપોટમાં ધુલ ચાટતો કરી નાંખી અને તે પાછો સામો થાય તે પહેલા તો પોતાના બન્ને પંજા વડે તેનું ઉદર ચીરી નાંખ્યું ! આટલું મહાન વીરને દિપાવનાર કર્યા છતાં જાણે કાંઈ બન્યુંજ ન હોય, તેમ મારા પ્રત્યે કેવી મીઠડી નજરે જોઇ રહ્યો હતો. મેં તેના સંબંધમાં ઘણી તપાસ કરાવી પણ નિરાશા વગર અન્ય કાંઇ પ્રાપ્ત થયું નહિ. હે ! પ્રભુ તે કોણ હશે."

"હું કેટલી સ્વાર્થાંધ ! કે મેં તેના ઉપકારનો બદલો સરખો પણ ન આપ્યો. એટલુંજ નહિં પણ તેનો પરિચય પણ મેળવી શકી નહિ. જો તેમ થયું હોત તો આટલી મુંઝવણ ન રહત !"

"મને લાગે છે કે કોઇ મોગલ હોવો જોઇએ નહિ તો આવું કામદેવને લજાવનાર સ્વરૂપ ! અને બહાદુરી ક્યાંથી હોય ! હિંદમાં બહાદુરમાં બહાદુર કોમ રજપુતોની ગણાય છે; પણ તેમનાથી પણ મોગલો બહાદુર છે. જેવાં તેઓ બહાદુર છે, તેવા સ્વરૂપવાન છે. જેટલા તે રંગરસીયા છે તેટલાજ નહિ પણ તેથી પણ વધુ રણ રંગીલા મોગલોના વીરત્વને પરાક્રમ ! દાના દુશ્મનોય વખાણે એવા છે; કારણ બાળ વર્ષનો બાબર બાળક સેનાધિપતિ હતો. પંદર વર્ષની વય થતાંમાં તો બે વાર સમરકંદ જીત્યું હતું, અને બે વાર ગુમાવ્યું હતું. બાર વરસનો નાનકડો યુવાન હુમાયુ પાણીપતમાં અભિમન્યુ પેઠે ઘુમતો હતો. 'ગઢ તો ચિતોડ ગઢ ઓર સબ ગઢૈયા" એ આ ચિતોડગઢ છવીસ વર્ષની વયમાં અકબરશાહે લીધું હતું. આલમગીર હાલ રણમાં રમી રહ્યો છે. તેણે અઢાર વર્ષની વયમાંજ યુદ્ધો આરંભ્યા. પોતાની બહાદુરી અને શુરવિરતાની છાપ આખા હિંદમાં બેસાડી દીધી. હાલ તે દિલ્લીનો બાદશાહ છે; અને પોતાના વડિલની માફક ચિતોડ સર કરવા માંગે છે." ચિતોડનું નામ આવતાં કમલાના ગુલાબી ગાલ તપેલા તાંબાની પેઠે ચમકવા લાગ્યા. પાછી તે વિચાર કરવા લાગી.

"મોગલો રંગરસીયા તો ખરાજ ! સળંગ લીલમ અને માણેકમાંથી કોરેલી પ્યાલીમાં તેઓ પીએ છે. તેમની ચોપાટ ! તેના ખાના રંગબેરંગી સોગઠીઓ નહિ પણ નવરંગ વસ્ત્રાલંકારે શણગારેલી રૂપવતી વાંદીઓ પાસાના દાવે ઘુમે છે. અહા ! કાશ્મીરનાં પરિમહેલને ચશ્મેશાહીને દિલ સરોવરનાં કમલોમાં એ શૃંગારતિલકો

અદ્દભુત શિકારા તરાવે છે. જગતને સ્વપ્નામાં પણ ન આવે તેવું મોગલો મહાલે છે; પણ રણ સંગ્રામના અવસરે રાજમહેલોમાં નહિ રણ વચ્ચે ઉભા રહે છે, આઘેથી કે પાછળથી પડકારતા નથી, પણ મોખરે આવી. શત્રુઓના કાળજા રેંસી નાંખે છે. સત્ય ! મોગલો જેટલા રસ રંગીલા તેથી પણ વધુ એ રણ રસીયા છે.

"સખી ! રસ રંગીલા અને રણ રસીયા કોણ ?" કમલાની સખી ચંપાકળીએ કમલાના ખભા ઉપર હાથ મુકતા કહ્યું.

આવી રીતે અચાનક ચંપાના આગમનથી કમલા ઘભરાઇ ગઇ, પણ આવનાર વ્યક્તિ અન્ય કોઈ નહિ પણ પોતાની વિશ્વાસુ સખી છે, તે જાણી ગભરાટ નાશ પામ્યા. તેણે આળસ ખાતાં કહ્યું "કાંઇ નહિ."

"લે, મારાથી પણ પરદો ! મેં તારી કઇ વાત કોઇને કહી છે ? શું હું અવિશ્વાસ પાત્ર છું કમળા ! કે તું મારાથી સંતાડે છે." ચંપાકળીએ સહેજ દિલગીર થતાં કહ્યું.

"બેન ! તું ઉદાસ શા માટે થાય છે. એ તો હું મોગલોના સંબંધમાં વિચાર કરી રહી હતી."

"તેઓ ચિતોડગઢ જીતવા આવનાર છે તેના."

"ના."

"ત્યારે ?"

"મને લાગે છે, કે આપણા કરતાં મોગલો વધુ બહાદુર છે, એટલુંજ નહિ પણ વધુ રંગીલા પણ છે; અને એટલાજ માટે ઘણી રજપુત રમણીઓએ મોગલોના ઘરને દિપાવ્યાં છે."

"અને તમારો—"

"ચંપા બસ કર, તું બહુ બોલે છે. ઘડી ઘડીમાં તેજ વાત લાવે છે. જો પિતાશ્રીના આગળ આ વાત જાય તો આપણા કેવા હાલ થાય, તેઓ તો હાલ મોગલોના શત્રુ બની બેઠા છે, અને રજપુતોનું સંગઠન કરી મોગલોને હરાવી હિંદમાંથી કાઢી મુકવા માગે છે."

"બેન આમાં તારો શો અભિપ્રાય છે."

"ચંપા મને તો આમાં કાંઇ સમજ પડતી નથી." કમલાએ નિશ્વાસ નાંખતા કહ્યું.

"મને તો લાગે છે કે આપણીજ જીત થશે."

"પ્રભુ કરે ને તેમ થાવો."

" થાવો શું ? યશોજ. પણ બેન મને તાજુબીતો આ વાતની થાય છે, કે જ્યારથી પેલા મુસલમાને તને ઉગારી લીધી, ત્યાર પછી તો તું હમેશ કાંઇને કાંઈ વિચારમાંજ જણાય છે; અને ઘણા ભાગે એકાન્તને વધુ કેમ પસંદ કરે છે; તારા આવા તદ્દન બદલાઇ ગએલા ભાવથી તેં સર્વેને મોટા વિચારમાં નાંખી દીધા છે. સર્વે જણ તારા સંબંધમાં જ્યારે ત્યારે પ્રશ્નો પુછયા કરે છે, કે કમળાને શું થઇ ગયું છે ? કે તે પેહલાંની પેઠે ન કોઇની સાથે બોલે છે, ન કોઈની સાથે રમે છે, અને એક તોફાની કમળા આમ ડાહી ડમરી કેમ બની ગઇ હશે ?" કેહતાં ચંપાએ કમળાના ગાલ ઉપર પ્રેમમાં હલકી લાપોટ લગાવી દીધી.

" બેન તું કયાં નથી જાણતી. " કહી કમળાએ નિશ્વાસ નાંખ્યો. તેની આંખમાં આંસુ આવી ગયાં.

" પ્રિય સખી ! તું રડે છે શા માટે ?" કેહતાં ચંપા કમળાને વળગી પડી. તેની આંખમાં પણ આંસુ આવી ગયાં.

" પ્રિય સખી ચંપા ! તું જાણે છે. મારા પિતાશ્રી મારાં લગ્ન એવા માણસ સાથે કરવા માંગે છે, કે જેના પ્રત્યે મને સહેજ પણ પ્રેમ નથી. તેના સાથે મારા લગ્ન થાય, તે કરતાં તો હું મૃત્યુને ભેટવાનું વધુ પસંદ કરૂં છું. મારૂં મન જે પ્રત્યે ખેંચાય છે, તેને મેં એકજવાર જોયો છે, તે કોણ છે ? તે પણ હું જાણતી નથી."

" કોણ પેલો સિંહના મુખમાંથી બચાવનાર ! "

" પ્રિય સખી ! જાણતી હોવા છતાં અજાણ શા માટે બને છે; પણ મુજ હતભાગીણીને તે પણ મળવો મુસ્કેલ છે; કારણ પિતા કોઇપણ કાળે આ વાત પસંદ કરશે નહિ. આથી તો મેં આ યુદ્ધમાં ભાગ લેવાનું નક્કી કર્યું છે, કે જેથી સર્વે વાતનો નિવેડો આવી જાય. " કહી ચંપાના ખોળામાં પોતાનું મસ્તક રાખી કુંવરી કમલાદેવી રડવા લાગી.

" બેન ! તું રડ નહિ. પ્રભુ સર્વે સારાજ વાના કરશે. "

" શું કરશે ! તેની મને સમજ પડતી નથી. "

" બેન કહે છે કે સાધુ લોકો ભવિષ્ય જાણે છે. કાલે આપણા ગામમાં એક વિચિત્ર સાધુ આવ્યો છે; તે કોઈની પાસેથી ભિક્ષા લેતો નથી. તેનો સ્વર પણ મધુર છે, સાથે ઘણો સ્વરૂપવાન છે. મને તાજુબી થાય છે કે આવો દેવ સમાન રૂપ ધરાવનાર સંસાર ત્યાગી સાધુ શા માટે બન્યો હશે. તેનો સંસાર ઉપરથી કયા કારણે

ભાવ ઉડી ગયો હશે ! શું એને બોલાવી લાવું ?"

"નહિ, નહિ. મેં મારૂં ભાગ્ય નક્કી કર્યું છે. હું યુદ્ધમાં જાઇશ અને પછી......"આટલા સુધી તે બોલવા લાગી કે બગીચાની બહાર માર્ગ ઉપર એક સાધુ ગાતો હતો તેના તરફ તેનું લક્ષ ગયું. તે ગાઇ રહ્યો હતો કેઃ—

"આવત મોરી ગલીયન મેં ગિરિધારી !
આવત મોરી ગલીયન મેં ગિરિધારી !"

બન્ને સખીઓ જે બાજુથી અવાજ આવતો હતો, તે તરફ એકી ટસે જોઇ રહીઓ. ગાન આગળ વધ્યું.

મ્હેં તો છુપ રહી લાજકી મારી,
આવત મોરી ગલીયન મેં ગિરિધારી!
મ્હેં તો છુપ રહી......લાજકી...મારી...આવત૦

કમળાને લાગ્યું કે જાણે મારાજ અંતરપટનું ચિત્ર ન હોય. તેણે પોતાની અશ્રુથી ભીંજાયલી આંખ લુંછી નાંખી, અને સહેજ ટટાર થઇ. ચંપાના ખભા ઉપર પોતાનું મસ્તક ટેકવી સાંભળવા લાગી.

વૃંદાવન મેં મીલ ગએ મોહન,
છુપ રહી રાધે જ્યું પ્યારી !—આવત૦

કમળાદેવીએ નિશ્વાસ નાંખ્યો. સાથે નયનોમાંથી બે આંસુના બિંદુ પણ સરી પડયાં.

"બેન ! આ સાધુને બોલાવી લાવું ?" ચંપાએ કહ્યું.

"તે આવી શું કરશે ! "

"આપણે આપણું ભાગ્ય દેખાડીશું ! "

"શું તેને આપણાં ભાગ્ય દેખાડવાથી મારા મનની વાંચ્છના પુર્ણ થશે ! કોણ જાણે મારા ભાગ્યમાં શું લખેલું હશે. ત્હેં કેમ જાણ્યું કે સાધુ સત્ય કહેશે ? "

"બેન સંસાર ત્યાગીઓને જુઠું બોલવામાં શો લાભ ! તેઓ તો જેવું હોય છે, તે સત્યજ વદી દે છે. જો ને મહારાજાના સંબંધમાં જે સાધુએ ભવિષ્ય ભાખ્યું હતું તેવુંજ સિદ્ધ થતું જાય છે; તેણે કીધું હતું કે શહેનશાહ શાહજહાંના પછી ગાદી માટે મોટો ઝઘડો થશે. દરેક ભાઇ રાજ્યગાદીનો હકદાર થવા માંગશે. પરંતુ જે ગાદી માટે વધુ બેપરવા હશે, તેને દિલ્હીનું તખ્ત મળશે. આખર થયું પણ તેજ. તે ગાદી ઉપર આવતાં ચિતોડ સ્વતંત્ર થશે; તેમાં મહારાજાનો ખાસ વિશ્વાસુ માણસ લાચારીએ દિલ્હી પતિના પુત્રને

જે ચિતોડ તાબે કરવા આવશે, તેને મળી જશે. પણ તે ચિતોડની ટેક રાખવા બનતું કરશે. "

"કોણ હશે તે હતભાગી ?" કમળાએ ચંપાને વચમાં અટકાવી પ્રશ્ન કર્યો.

"તે બેન જો પેલા સાધુને બોલાવી પુછીએ તો વખતે માલમ પડે."

"હા. ત્યારે જા. બોલાવી લાવ" કમળાએ ઉત્સુક થઈ કહ્યું.

ચંપા તરત ઉભી થઇ દોડતી દોડતી સાધુને બોલાવી લાવી. સાધુ સ્વરૂપવાન સાથે યુવાન હતો; અને આવી વયમાં કયા કારણે સંસારનો ત્યાગ કરી વનવાસી થયો હશે ? તે પ્રશ્ન સ્વાભાવિક રીતે થતો હતો.

ચંપા આગળ આગળ ચાલી. સાધુને પોતાની પાછળ ચાલ્યા આવવા ઇશારાથી કેહેતી કુંવરી પાસે લઈ આવી. કુંવરીએ બન્ને હસ્ત જોડી નમસ્કાર કર્યા.

"તારી સર્વે આશા ફળો અને સુખી થાવો." આવનાર સાધુએ આશિર્વાદ આપ્યા.

"મહારાજ તમારૂં બોલવું ફળો; પણ મારી સખી એક વાતના કારણે અહરનિશ ચિન્તામાં રહ્યા કરે છે, અને પોતાની આશા ફળશે કે કેમ તેની શંકા રહ્યા કરે છે. હું તેને ઘણી સમજાવું છું, પણ માનતી નથી. ઘણી વાર તો એકાન્ત મળતાં રડે છે." ચંપાએ કહ્યું.

"એવું તે શું દુઃખ છે ?" સાધુએ પ્રશ્ન કર્યો.

"મહાત્મા ! તે વાત કોઇને પણ કહી શકાય તેમ નથી."

"ત્યારે તો તે ઘણી ગુપ્ત વાત લાગે છે." કેહતાં તેણે કુંવરી સામાં જોયું, અને બન્નેની ચાર આંખો થતાં અરસ્પરસ કોઇ સમયે જોયા ન હોય તેમ લાગવા માંડયું. કયાં જોયા હશે ? કયારે જોયા હશે ? એવા પ્રશ્નો બન્નેના અંતરમાં ઉદભવ્યા. બન્ને આંખ ચોર્યા વગર વિચાર કરવા લાગ્યા. આમ બન્ને જણાં અરસ્પરસ ઓળખવા માટે એક એકનું મુખ નિહાલી નિહાલી પોતપોતાની યાદશકિતને તાજી કરવા લાગ્યા, પણ ચંપાએ પ્રશ્ન કર્યો કે "મહાત્મા મારી સખીની આશા ફળશે ?" ચંપાના આ પ્રશ્નથી સાધુએ ચમકીને ચંપા સામું જોયું.

"બેન, તારી સખી ઘણી ભાગ્યશાળી લાગે છે, પણ હાં તારી સખીનું નામ શું ?"

" તમે નથી ઓળખતા. તે મહારાજ ચીતોડાધિશની રાજકુંવરી કમળાદેવી. "

" શું કમળાદેવી " સાધુ તાજુબીમાં ગરકાવ થતાં એકદમ બોલી ગયો.

" હા. "

" ત્યારે તો તેમના ભાગ્યની વાત શી કહેવી. શું કુંવરીની હસ્તરેખા હું જોઇ શકું છું. " સાધુએ કહ્યું.

" અલબત. પ્રિય સખી બતાવ તારો હાથ. "

કમળાએ કોણ જાણે કઈ શકિતએ પોતાનો કોમળ હસ્ત સાધુ તરફ લંબાવ્યો. સાધુ પોતાના જમણા હાથમાં તેને ઝીલી લઇ રેખા જોવા લાગ્યો. ઘડીમાં સાધુ કમળા સ્વરૂપવાન મુખડા સામાં તો ઘડીકમાં હસ્તરેખા સામાં જોતો હતો કે પાછો ચંપાએ પ્રશ્ન કર્યો " મહાત્મા ! મારી પ્રિય સખીની હસ્તરેખા ઉપરથી શું માલમ પડે છે ? "

" તારી સખી એક મોટી ચિન્તામાં અહરનિશ રહે છે, અને તેના મનમાં સ્વાભાવિક રીતે શંકા થાય છે, કે પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે કે કેમ ? "

" હા. મહાત્મા બરાબર; તો શું—"

" પણ મનુષ્યના ભાગ્યમાં જે કાંઇ લખેલું હોય છે, તે કદાપિ પણ અટકી શકતું નથી બનીનેજ રહે છે. વિધિએ લખેલા લેખ કદાપિ મિથ્યા થયા છે કે થશે ? માટે તેના માટે ચિન્તા રાખવી નકામી છે. "

" એ તો હું ઘણું સમજાવું છું, પણ તેની મારી સખીને સહેજ પણ અસર થતી નથી. "

" તે વાતજ એવી છે. "

" શી. "

" અત્રે કોઈ છે તો નથી. "

" ના. અમો બન્ને સખી વગર અત્રે કોઇ નથી, કહો શું કહેવા માંગો છો. ? "

" કહો. ખુશીથી કહો કોઇ પણ વાત છુપાવશો નહિ. અમોએ તમોને આટલા માટેજ બોલાવ્યા છે. "

" ત્યારે સાંભળો, તારી સખી એક યુવાનના પ્રેમમાં ઘાયલ થએલી છે, અને તેને પોતાના અંતઃકરણ પુર્વક ચાહે છે, પણ તેને

પાછી અન્ય શંકા છે, કે તે જેને ચાહે છે, તે પણ પોતાને ચાહે છે કે કેમ ? તો જેમ તારી સખી તેના વગર બેતાબ છે; તેટલોજ તે તારી સખી વગર આકુળવ્યાકુળ થાય છે, એટલુંજ નહિ પણ તે અમુક સમયથી ગુપ્ત વેશે ચિતોડમાં પણ આવેલો હોય તેમ નક્ષત્રના ઉપરથી માલમ પડે છે, કારણ આ ચોઘડીયામાં બન્ને પ્રેમીઓની મુલાકાત થાય એવું જ્યોતિષ કહે છે. ”

“ શું તે ચિતોડમાં છે; પણ હાં તે છે કોણ ? ” ચંપાએ પ્રશ્ન કર્યો.

“ દિલ્લી પતિનો પુત્ર સુલતાન. ”

“ શું શત્રુનો પુત્ર. ”

“ હા. તેમાં ગભરાય છે કેમ ? ”

“ તે તો ચિતોડ ઉપર હુમલો કરવા કયારનો દિલ્લીથી નીકળી ચુકયો છે; હજી તો તેનું સૈન્ય કોણ જાણે કયાં હશે. તે અત્ર શી રીતે આવી શકે. શું તે એટલો બહાદુર છે, કે રજપુતોની જરા પણ બીક રાખતો નહિ હોય. ” ચંપાએ શંકા બતાવી.

“ તેની ખાતરી માટે તારી સખીને પુછો ” સાધુએ મંદહાસ્ય કરતાં કમળા હશારો કરતાં કહ્યું.

“ કેમ ! પ્રિય સખી. સત્ય છે ? ”

“ હા. ” કહેતાં કમળાએ નિશ્વાસ નાંખ્યો. તેની આંખમાં આંસુ હતાં. ”

“ ત્યારે મારી પ્રિય સખીની આશા પૂર્ણ થશે ?” ચંપાએ મુદ્દાનો પ્રશ્ન કર્યો.

“ ચંપા, ચંપા, તને શું થઇ ગયું છે. મારે તે વાત નથી જાણવી, છતાં વારે વારે આવા પ્રશ્ન શા માટે કરે છે.” કમળાએ સહેજ ગુસ્સે તાં કહ્યું.

“ ગુસ્સે ન થાઓ ! હું સારી પેઠે સમજુ છું, કે તમારા આ નકારમાં પણ હકાર સમાયલો છે; અને આથીજ જે તમારા ના કહેવા છતાં તમારા પ્રત્યેનો પ્રેમ મને તેમ કરવા લાચાર બનાવે છે” ચંપાએ મંદહાસ્ય કરતાં

“ હવે મુજ દુઃખીયારીને વધુ ન સતાવ. મારા ભાગમાં જે કાંઇ લખેલું હશે તે થયા વગર રેહનાર નથી. મને પસ્તાવો થાય છે, કે હું એક મહારાજાની પુત્રી છું પણ લાચાર છું. મારા કરતાં તો ગરીબ ઝુપડીમાં રેહનાર સારી છે, કે તે પોતાની મરજી અનુસાર

ધારેલો પતિ કરી શકે છે; પણ હું મારી ઇચ્છા પ્રમાણે કાંઇ કરી શકતી નથી. મારી ઇચ્છા વિરુદ્ધ પિતા તરફથી હુકમ કરવામાં આવે છે. હાય ! હું શું કરૂં ?" પોતાની લાચારી બતાવતાં કમળાએ કહ્યું.

"સુંદરી ! આમાં દિલગીર થવાનું કાંઇપણ કારણ નથી. જો હું તમોને શાહજાદો સુલતાન મેળવી આપું તો ?" સાધુએ નવિનજ પ્રશ્ન કર્યો.

"મહાત્મા. ત્યારે તો આપને અનહદ ઉપકાર માનું." કમળાથી બોલાઇ ગયું પણ પાછો કાંઈ વિચાર આવતાં પસ્તાવવા લાગી,

"કયાં છે એ! મારી સખીના ચિતડાનો ચોર ?" ચંપાએ આનંદમાં આવતાં કહ્યું.

"આ તારી પ્રિય સખીનો પ્રેમ સેવક તમારા સામોજ છે" સાધુએ કફની કાઢી દુર ફેંકતાં કહ્યું. કમળા તથા ચંપા દિંગમૂઢ માફક શાહજાદો સુલતાન સાધુના વેશમાં ચિતોડ સંબંધી બાતમીયો મેળવવા તથા શિકાર વખતે વાગેલા પ્રેમ બાણનું ઔષધ ખોળવા આવ્યો હતો તેને જોઇ રહી.

"કોણ પ્રિયે સુલતાન !" કેહતાં કમળા દેવી શાહજાદા સુલતાનને વળગી પડી. પ્રેમ લાગણી તથા કામાગ્નિના કારણે તેની આંખમાંથી બોર બોર જેવાં આંસુ વેહવા લાગ્યાં. કમળા દેવીને રડતી જોઇ શાહજાદા સુલતાનથી પણ શાન્ત રહી શકાયું નહિ. તેની આંખમાંથી પણ આંસુ વેહવા લાગ્યાં. કેટલાય સમય સુધી આ બન્ને પ્રેમીઓ રડતા રહ્યો. જ્યારે રડી રડી દિલનો ભાર ઓછો થયો ત્યારે કમળાએ છેલ્લીવાર દ્રઢ આલિંગન આપ્યા પછી છુટા પડીને કહ્યું.

પ્રિય ! સુલતાન હું તમોને ચાહું છું, પણ બીજી મહારાણાઓની કુંવરીઓની માફક ધર્મ પત્નિ બનવા અશક્ત છું."

"કારણ ? પ્રિય સુંદરી !! શું તમારા કોમળ અંતરમાં મારો પ્રેમ નથી. શું હું તમોને ચાહતો નથી !

"હું તમોને મારા અંતઃકરણ પુર્વક ચાહું છું; હું તમોને મારા પતિદેવ સમાન માનું છું; તમો પણ મારા પ્રેમના કારણે આવા ગુપ્ત વેશે જોખમ ખેડી આવ્યા છો ! ત્યારે આવા સાચા પ્રેમીને ચાહવાનું કોને મન ન થાય, પણ લાચાર છું, કારણ મારા પિતા આ સંબંધ જોવા કદાપી રાજી થશે નહિ. તેઓ તો આપના પ્રાણના પ્યાસા છે, અને જો હું મારા પિતાના વિચાર વિરૂધ વર્તું તો..."

"હૃદય દેવી દિલદાર ! કેમ અટકી ગયાં ?" શાહજાદાએ કમળા દેવીનો હસ્ત ગ્રહતાં પ્રશ્ન કર્યો.

"પ્રિય સુલતાન! શું કહું!

"શું કહેતાં અટકી ગયાં. એવી કઇ ગુપ્ત વાત છે. સુંદરી."

"હું આપને એક પ્રશ્ન પુછું છું તેનો પેહલાં ઉત્તર આપો. કહો કોઇ પ્રેમી પોતાની પ્રેમદાને કલંકિની જોવા માંગશે?"

"નહિ. કદાપિ નહિ. દિલદાર!"

"ત્યારે શું જન સમાજની નજરે હલકી જોવા ઇચ્છશે!"

"તે પણ નહિ."

"ત્યારે જો હું મારી મરજીથી આપની સાથે વરૂં તો હું દેશ દ્રોહી ગણાઉં. તમો જાણો છો કે તમારા વડીલોના રાજ્ય મહેલો, ઘણી રજપુત રમણીઓએ દિપાવ્યા છે, પણ તે તેમના વડિલોની ઇચ્છાથી. તથા પોતાની ખુશીથી. બન્નેની ખુશીથી તે સર્વ બન્યું છે; પણ મુજ હતભાગણીના સંબંધમાં તેમ નથી. હું તમને વરી ચુકી છું. મારો સંબંધ હવે કોઇની પણ સાથે થશે નહિ. જ્યારે મને લાગશે કે મારી આશા ફળીભૂત થાય તેમ નથી, તો હું યુદ્ધમાં મારા પ્રાણ અર્પીશ, અને જો બચી ગઇ તથા સાથે મારા પિતાએ પોતાની હટધર્મિ ન મુકી, તો આખું જીવન મારા સુલતાનના માટે કુંવારા પણામાં કાપી નાંખીશ."

"દિલારામ, કહે હું તારા માટે શું કરૂં?" કેહતાં શાહજાદાએ કમળા દેવીને પોતાની તરફ ખેંચી. એકાદુ ચુમ્બન લઇ લે કે ચંપાએ આવીને કહ્યું કે "પ્રિય સખી! સાવધાન થાઓ મહારાણી તમને મળવા અત્રે આવે છે."

"મહારાણી કયાં છે!" કમળાએ ચમકીને કહ્યું, અને એક નિશ્વાસ નાંખી શાહજાદા સુલતાન સામાં જોવા લાગી અને કેટલાક સમય પછી બોલી.

પ્રિય સુલતાન! જાઓ, પ્રણામ! જો ભાગ્યમાં હશે, તો પછી મળીશું, પણ હાં, હું તમારી પાસે મારા પ્રેમના બદલામાં માંગી લઉં છું, કે તમો અપઘડી ચિતોડ મુકી ચાલ્યા જાઓ, કારણ તમારી જાણ થતાં મારા પિતા કદાપિ પણ જીવતા મુકશે નહિ."

"પણ હું મૃત્યુથી બ્હીતો નથી. જગત જોશે કે એક પ્રેમી પોતાની પ્રેમદા પર કુરબાન થઇ ગયો."

"નહિ. નહિ. દિવાના ન બનો. તમારા ખાતર નહિ તો મારી ખાતર આટલું કરો. હું તમારા ચરણે પડું છું. પ્રિય સુલતાન, જાઓ. ચાલ્યા જાઓ."

"હવે ક્યારે મળશો ?"

"યુદ્ધના મેદાનમાં !"

"યુદ્ધના મેદાનમાં ? ! !"

"હા. તે પણ સામ સામાં તલવારો લઇને."

"શું તમો મારી સામાં યુદ્ધ કરવા આવશો ?"

"હા. કારણ જો તેમ નહિ કરૂં તો જગત મને દેશદ્રોહી ગણશે, અને મને તે પસંદ નથી." એટલામાં પાછી ચંપાએ આવીને કહ્યું "પ્રિય સખી ! મહારાણી બગીચાના મુખ્યદ્વાર પાસે આવી પહોંચ્યાં છે."

"હેં! શું ? માતુશ્રી આવી પહોંચ્યાં."

"હા. પ્રિય સખી ! સાવધાન થાઓ."

"પ્રિય ! સુલતાન તમે આ પાછલા બારણે ચાલ્યા જાઓ." કહેતાં તે પોતાની માતાની સામાં જવા તૈયાર થઇ. સુલતાન પણ તેના પ્રત્યે મોહક નજર નાંખી જોઈ રહ્યો, અને તે જેવી નજર આગળથી દુર થઇ કે શાહજાદો એક નિશ્વાસ નાંખી પાછલા બારણે કમળા દેવીની સખી ચંપા સાથે ચાલ્યો ગયો.

* * *

મહમદ સુલતાન આ વખતે સાધુ ન હતો પણ એક સૈનિક હતો. સૈનિક તે પણ મોગલ સૈનિક. તે એક પાણીદાર સફેદ ઘોડા ઉપર સવાર થઈ રાજ્ય માર્ગ ઉપર જાણે પોતાનું શહેર દિલ્લી ન હોય તેમ ઘોડાને ધીમો ધીમો ચલાવતો, આજુબાજુ નિહાળતો નિહાળતો રાજ્ય મહાલય તરફ જતો હતો. જનસમાજની નજર તેના ઉપર જમી રહી હતી, પણ તેની સહેજ પણ પરવા કર્યા વગર મંદહાસ્ય કરતો કરતો આગળ વધી રહ્યો હતો.



# પ્રકરણ ૧૮ મું.

## સંગઠની રજપુત સૈન્ય.

ચિતોડપતિ રાજા જશવંતસિંહ, આલમગીરના અંદર અંદરના કંકાસનો લાભ લઈ સ્વતંત્ર થઇ ગયો હતો, અને પોતાની આજુ બાજુના રજપુતો ઉપરાંત અન્ય હિંદુઓને આલમગીર સામે ઉશ્કેર્યા હતા "મ્લેચ્છોને હિંદમાંથી કાઢી મુકવા જોઇએ. હિંદુસ્તાન હિંદુઓનું છે. તેજ તેનાં ખરા માલિક છે. અન્ય કોમોને અત્રે રાજ્ય તો શું, પણ વસવાનોએ હક નથી" આવા પ્રકારનો પ્રોપેગેંડા કરી આલમગીર સામે આખા હિંદુ સમાજને રાજા જશવંતે ઉશ્કેરી મુક્યું હતું. અને તેઓ મરવા મારવા માટે તૈયાર થઈ ગયા હતા.

કેટલાય હિંદુ રાજાઓ આલમગીરના તાબે હતા, તેમની સાથે વફાદાર રહેવાની પ્રતીજ્ઞા લીધી હતી. તો પણ તેઓ હિંદુસ્તાનમાં મુસલમાનો કરતાં હિંદુઓનું—પોતાનું રાજ્ય—વધુ પસંદ કરતા હતા. આજ કારણે જ્યારે મુસલમાન બાદશાહોમાં નબળાઇ આવતી, ત્યારે ત્યારે આ વચન પાલક ! હિંદુ રાજાઓને વચન તોડતાં કોઇ પણ પ્રકારની નીતિ અટકાવી શકતી નહોતી. તે નર રત્નો માંહેના ચિતોડના સ્વતંત્ર થઇ બેઠેલા રાજા જસવંતસિંગ પણ હતો.

ચિતોડ એક મોટું શહેર હોવા સાથે તેમાં દેવસ્થાનો પણ ઘણાં છે. તેમાં ઠામે ઠામે શિવાલયો તથા ઠાકોરદ્વારો જોવામાં આવે છે. તેમાં સહુથી મોટું મંદિર કૃષ્ણગઢનું છે. તે મશહુર તથા જોવા લાયક છે. તેની કારીગરી તથા મીનાકારીનું કોતર કામ જોઇ મુસાફરો દંગજ રહી જાય છે. આ મંદિરની પુર્વમાં બસો ફુટના અંતરે એક પાઠશાળા છે. તેમાં શહેરના અમીર તથા ગરીબ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે; અને તેમાં મોટા મોટા વિદ્વાનો નોકર છે. અત્રેજ નાના મોટા હિંદુ સાધુઓ આવીને થોભે છે. બેચાર દિવસ રોકાઇ ઠાકોરજીના દર્શન કરી ચાલ્યા જાય છે. તેના ઉત્તરે ઘણું મજબુત તથા પત્થરની બાંધેલી આલીશાન કેદખાનાની ઇમારત છે. તેની જમણી બાજુ રાણીના મહેલો આવેલા છે. અને તે મહેલો સાથે મળેલો એક વિશાળ બગીચો છે. આ બગીચાનું નામ રામબાગ છે. તેની સામેની બાજુએ કેટલીય ઇમારતો છે. તેમાં રાણો દરબાર ભરે છે; તથા કેટલાક અમલદારો ત્યાં રહે છે.

બરાબર ત્રણ વાગી ગયા છે. રાજા જશવંતસિંહ દરબાર ભરીને બેઠો છે; તેની સામાં અને આજુબાજુ મોટા મોટા બહાદુર રણઘેલા રજપુતો બેઠેલા છે. રાજાના તખ્તની જમણી બાજુએ મંત્રી બહાદુર સરદારસિંગ બેઠેલો છે; અને ડાબી બાજુ એક નાનો તથા સુંદર અન્ય તખ્ત છે. તેના ઉપર એક અપ્સરાને લજાવે તેવી સૌંદર્યદેવી બેઠી છે. તે રાજાની કુંવરી છે. તેની વય લગભગ અઢાર વર્ષની હશે. તેના ગોરા ગોરા ગાલો, લોહીના આછા રંગના કારણે એવાતો દેખાય છે, કે તેને જોઇ ગુલાબ શરમાઇ જતો હતો. મોટાં મોટાં અને રસભર્યા નેત્રોમાં લાલ લાલ દોરા મૃગનયનને હંફાવી રહ્યા છે. તેના લાંબા લાંબા તથા ઘુઘરીયાળા વાલ મસ્ત બની સતાવે નહિ, તેના માટે તેમને કંઠ આગળથી એક રત્નજડીત લાલપટાથી બાંધી લેવામાં આવ્યા છે. માથા ઉપર હલકા ગુલાબી રંગની સાડી અને યોવનપ્રદેશના ઉભરાતા અગ્ર ભાગને સંતાડવા લીલા રંગની ચોલી તસતસીને પહેરેલી છે. જાણે કોઇ સ્વર્ગની દેવાંગના પૃથ્વીપટ ઉપર ન ઉતરી આવી હોય ! તેવું સ્વાભાવિક રીતે દેખાય છે.

રાજા જશવંતસિંહ કાંઇ કહેવા માંગતો હતો, કે બે મુસલમાન સવારોએ અંદર આવવાની રજા માંગી. તેમને તરત બોલાવવામાં આવ્યા. બન્ને મુસલમાનો આવતાંજ સલામ કરીને ઉભા રહી ગયા.

" તમો કોણ છો ? અને કયાંથી આવો છો ? " રાજાએ પ્રશ્ન કર્યો.

" અમો શું કહીએ. માત્ર આફતના માર્યા લાહોરથી અત્રે આવ્યા છીએ "

" એટલે ? "

" શું આપ અમોને ઓળખી શકતા નથી ? "

" નહિ. તમારૂં નામ શું ? "

" મારૂં નામ હુસેન મીરઝા અને આ બીજો મારો સાથી એહમદબેગ છે. "

" અહો ! તમો મીરઝા શુજાના સેનાધિપતિ ! કહો મીરઝા શુજા મઝામાં તો છેને. તેને કાંઇ મદદની જરૂર છે ? "

" પહેલાં મદદની જરૂર હતી. હવે તો આલમગીરે તેને હરાવી કેદ કરી લીધો છે. અને ટુંકમાં ચિતોડ ઉપર ચઢી આવનાર છે. "

" તેની મને ખબર મળી ચુકી છે; તે કારણે મેં એક મોકું

હિંદુ સંગઠન કર્યું છે, જેથી આલમગીરને છઠ્ઠીનું દુધ મુખમાં ન ન લાવી દઉં, તો મારૂં નામ જશવંતસિંહ નહિ." કેહતાં રાણો પોતાની બન્ને મૂછો મરડવા લાગ્યો. વલ ઉપર વલ ચઢાવવા લાગ્યો, જાણે શુરાતનના જોશમાં હમણાં પોતાની મૂંછો ઉખેડી નાખશે.

"સંપૂર્ણ તૈયારી વગર બાદશાહી સૈન્યને હરાવવું સ્વપ્ન સમાન છે; અને ચિતોડ ઉપર તેનો બહાદુર પુત્ર સુલતાન ચઢીને આવે છે, તે વાત મહારાજાથી અજાણી નહિ હોય." હુસેન મીરઝાએ ચેતવણીના રૂપમાં કહ્યું.

"શું સુલતાન આવે છે ?"

"હા. અને ઘણા ભાગે ત્રણ દિવસમાં આવી જશે."

"સત્ય છે. તેનું મૃત્યુજ તેને આ બાજુ ખેંચી લાવે છે. તે ભૂલી જાય છે કે આ ચિતોડનો રાણો છે. જ્યાં સુધી મારા પ્રાણમાં પ્રાણ છે; ત્યાં સુધી કોઇપણ કાંઇ કરી શકતું નથી, પણ સુલતાનને મેં જોયો નથી. તે કેવો છે ?"

"મહારાજ એક અઢાર વર્ષનો યુવક છે; પણ ઘણોજ બહાદુર તથા મોટા મોટા મહારથીઓના કાળજા રેંસી નાખે તેવો છે, સાથે ઘણો સ્વરૂપવાન છે. અથી જો તેને સૈનિક વીરનર ના બદલે કામદેવનો અવતાર કહેવામાં આવે તો પણ અસત્ય કહી શકાય તેમ નથી."

"તાજુબી; અજાયબી ! આટલી નાની વયનો છોકરો આવો બહાદુર હોઇ શકેજ નહિ;"

"રાણા સાહેબ મેં જે કહ્યું તે શબ્દે શબ્દ સત્ય છે."

"હશે ! જોઇ લઇશું ! તેની ગમે તેટલી બહાદુરી હશે, પણ આ રાણાની તલવાર આગળ કાંઇ પણ હિસાબમાં નથી. પણ ઔરંગઝેબ શું સમજે છે ? શું તેણે રજપુતોને બાયલા કે અશક્ત માની લીધા છે, કે સિંહની સામાં; જેના દુધના દાંત પણ પડયા નથી, તેવાને મુકાબલો કરવા મોકલે છે; પણ તેને ખબર નહિ હોય કે મારા બહાદુર વિરલાઓ તેમના છાંયડાના પણ કકડે કકડા કરી નાંખશે." રાણાએ જુસ્સામાં આવીને કહ્યું.

"ત્યારે અબઘડી શત્રુઓના સંહારનો હુકમ આપવામાં આવે તો ઘણું ઉત્તમ થશે; કારણ આપણને સમાચાર મળેલા છે કે શત્રુ સૈન્ય ટુંકમાંજ આપણી સરહદ ઉપર આવી જશે.' સેનાધિપતિએ કહ્યું.

"મેં તે વાતનો વિચાર કરી લીધો છે તે એ છે કે રામસિંગ દસ હજારનું સૈન્ય લઇ સરહદના કિલ્લાનો બચાવ કરે, જયસિંગ દસ હજારના સૈન્ય સાથે કિલ્લામાં રહે, અને તેનું રક્ષણ કરવામાં દરેક પ્રકારની તૈયારીઓમાં લાગી જાય. તે ઉપરાંત બળદેવસિંગ પંદર હજારનું સૈન્ય લઈ દરેક પળે તૈયાર રહે, કે જ્યારે મદદની જરૂર પડે ત્યારે મદદ કરે." રાણાએ કહ્યું.

"પિતાશ્રી! મને પણ હુકમ આપો કે હું પણ રામસિંગની સાથે સરહદના કિલ્લા ઉપર જઈ શત્રુ સૈન્યનો મુકાબલો કરૂં." રાણા પાસે બેઠેલી તેની કુંવરી કમળા દેવીએ ઉભા થઈ કહ્યું.

"તમારા પ્રાણને દુઃખ આપવાની આવશ્યકતા નથી. તમારા માટે પ્રાણ પાથરનાર ઘણા છે." રાણાએ કહ્યું.

"જો તેમ નહિ તો કિલ્લાના રક્ષકનું કામ તો મને સોંપવુંજ જોઇએ" કમળાએ દૃઢતાથી કહ્યું.

"સારૂં આમાં કોઇપણ જાતનો વાંધો નથી ઉદેસિંગ અને તમે બન્ને આ કામ સારી પેઠે કરી શકશો"

ત્યાર પછી રાણો કુંવરી કમળા દેવી સાથે જવા માંગતો હતો કે એક બીજા મુસલમાન સૈનિકે આવવાની રજા માંગી તેને તરત બોલાવવામાં આવ્યો તે આવી રાણાને વિનય પુર્વક સલામ કરીને ઉભો રહ્યો

"તું કોણ છે અને કયાંથી આવે છે?" રાણાએ કહ્યું.

"હું શેહનશાહ આલમગીરના પુત્ર મહમદ સુલતાનના તરફથી તમોને એક સંદેસ" તે "અન્ય કાંઇ નહિ, પણ શાહજાદા મહમદ સુલતાને કહેવડાવ્યું છે કે "તમે મોગલો સામાં માથું ઉઠાવી વફાદારીનો સંબંધ તોડી ઉછરંખલ થઈ ગયા છો, અને એક મહાન મોગલ રાજ્ય સામાં તૈયાર થયા છો તે મોટામાં મોટી ભુલ કરી છે છતાં હજી પણ સમય છે; કરેલા કામની માફી માગી શરણે આવશો તો શહેનશાહ તમારી તરફ ઘણા માનની નજરે જોશે, એટલુંજ નહિ પણ એક મિત્ર તરીકે તમને ગણશે, પણ જો તમે તમારી હઠીલાઇ મુકશો નહિ, તો પછી તલવારથી તેમને ફેંસલો કરવો પડશે" આવનાર સૈનિકે કહ્યું

"હા, અમો પણ તેનો ફેંસલો તલવાર વડેજ કરવા માંગીએ છીએ. તું એક દુત તરીકે આવેલો હોવાથીજ તને અત્રેથી જીવતો

જવા દેવામાં આવે છે. નહિતો હમણાંજ તારૂં મસ્તક અલગ કરી બતાવી દેવામાં આવત કે બહાદુર રજપુતોની તલવારમાં કેટલું પાણી છે." રાણાએ ગુસ્સામાં કહ્યું.

"મહારાણા ! મુસલમાનો સારી પેઠે જાણે છે, કે હિંદુઓની તલવારમાં કેટલું પાણી છે. તે આપના કેહવાની જરૂર નથી. હું અત્રે માત્ર આપ શું કહો છો તેજ સાંભળવા માંગું છું."

"જા, તારા શાહજાદાને કહી દે, કે સિંહ સામા શિયાલ થઈ મુકાબલો કરવા આવ્યે છે; પણ જો તારા પ્રાણ વ્હાલા હોયતો જેવી રીતે પાછો ચાલ્યો જા. તારી પુંઠ પકડવામાં નહિ આવે નહિ તો મારા બહાદુર રજપુતો, મરેહાઓ તથા બીજા હિંદુઓ એકને પણ જીવતો જવા દેશે નહિ. જેથી કોઇ પણ દિલ્લીમાં જઇ તમારા મરણની ખબરે નહી આપી શકે. આ હિંદુસ્તાન હિંદુઓનું છે; માટે અત્રે કોઇ પણ મુસલમાન રાજ્ય કરી શકશે નહિ. રાજ્ય કરવાનો હિંદમાં અમારેજ જન્મસિદ્ધ હક છે. હિંદુઓ મુસલમાનોને પોતાનાં ગુલામ બનાવશે, અથવા હિંદુસ્તાનમાંથી બહાર કાઢી મુકશે. જા, તારા સુલતાનને કહી દે. કે હવે હિંદુઓ સંગઠન કરી એક થયા છે અને થતા જાય છે, માટે તેમનો મુકાબલો કરવો, તે જાણી જોઇ મૃત્યુના મુખમાં હોમાવવા બરાબર છે" રાણાએ ગર્વ કરતાં કહ્યું.

"સંગઠન ! સંગઠન ! હિંદુ સંગઠન ! ! ! મુસલમાનોને સહેજ પણ નુકશાન કરી શકતું નથી. ઉલ્ટું તે હિંદુઓના હકમાં કાતિલ નાશકારક હથિયાર બન્યું છે. ઇતિહાસ તેની સાબેતી આપી રહ્યો છે. આ માર્ગે કદાપી પણ આશા પૂર્ણ થએલી જોવા પામશો નહિ" બાદશાહી દુતે દ્રઢતા સાથે કહ્યું.

"અલબત ! એજ સરળ માર્ગ છે, અત્યાર સુધી મુસલમાનો જાણે છે કે અમોએ તેમને અમારી પુત્રિઓ અને બેનો આપી જમાઇ તથા બનેવી બનાવ્યા, તે કાંઇ મુસલમાનોની બીકના કારણે નહિ, તેમની તલવારની ધાસ્તીને લઇને નહિ, પણ તેમાં પણ અમારી સ્વદેશ ભકિત સમાએલી છે; તે એકે અમો અમારી અબળા જણાતી પુત્રિઓ તથા બેનો વડે તમને નબળા બનાવીએ. તમારા રાજ્યમાં અમારો મોટો હિસ્સો થાય, અને આથી અમારી સત્તા વધે. તેથી ધારીએ ત્યારે તમો મુસલમાનોનો નાશ કરી શકીએ, પણ અફસોસ ! જે પુત્રિઓ તથા બેનો અમારી હતી તે મલેચ્છોના ઘરમાં જતાં તેમની બની ગઇઓ. જે હેતુએ, જે ઇચ્છાએ અમારા હૃદયના કટકા તેમને

સોપ્યા હતા, તે સર્વે તે ભુલી ગઇઓ, અને તેમના—મુસલમાનોના હૃદયો શાન્ત કરવા લાગીઓ. આશા તો એ હતી કે તેણીઓ મુસલમાનોના હૃદયોના કટકા કરી નાંખશે. તેમાં આગ સળગાવી મુકશે, અને મુસલમાનોની સત્તાને છિન્ન ભિન્ન કરી નાંખશે, અને તે માર્ગે હિંદુ રાજ્ય સ્થાપી શકીશું; પણ અનુભવે તે માન્યતા અમારી ખોટી પાડી છે. માટે હવે તો માત્ર હિંદુ સંગઠન કરી મુસલમાનોને ગુલામ બનાવીશું અથવા હિંદમાંથી કાઢી મુકીશું. અને તેની આ ચહેલ છે” રાણાએ સંગઠનના હેતુઓ સમજાવતાં કહ્યું.

“પણ તમારૂં હિંદુઓનું સંગઠન પણ ઐતિહાસિક નજરે નકામું સાબીત થયું છે રાણાજી આ તમારી માન્યતા પણ પેહલી માન્યતા જેવીજ છે. તમો જાણતા હશો, કે મુસલમાનો વેપાર અર્થે હિંદુસ્તાનમાં આવવા લાગ્યા હતા; અને દક્ષિણ હિંદ તેમાં લંકા અને સિંધમાં મુસલમાનોની વસ્તી વધવા લાગી હતી, તે વખતે પણ હિંદુઓ મુસલમાનોને પોતાની પુત્રિઓ તથા બેનો આપતા હતા, પણ તેમનો હેતુ આપે જણાવ્યો તેવો નં હતો. તેઓ મુસલમાનોને પોતાની કન્યાઓ આપવામાં પોતાની મોટાઇ સમજતા હતા. તેમના હૃદયમા આવી કુટિલ નીતિ ન હતી; અર્થાત આવા કારણો તથા ઇસ્લામ ધર્મની સચ્ચાઇ જોઇ ઘણા હિંદુઓ મુસલમાન થવા લાગ્યા હતા. ધર્માંધ સિંધના દાહિર રાજાથી એ સહન ન થઇ શકયું, આથી તે લુટારા રાજાએ રાક્ષસી અને પાપમય વર્તણુંક ચલાવી, ત્યારે તેનો બદલો આપવા તેના અઘટિત કાર્યની શિક્ષા આપવા મુસલમાનો આવ્યા ત્યારે હિંદુઓએ પહેલ વહેલું સંગઠન કર્યું હતું ઇ. સ. ૬૭૫ માં.

ત્યારે હિંદુસ્તાનમાં માત્ર હિંદુઓનુંજ રાજ્ય હતું. દરેક જગ્યાએ મુર્તિ પુજાનાજ ઘંટ વાગી રહ્યા હતા. ઇસ્લામ અને મુસલમાનનું નામ લેનાર પણ કોઇ ન હતું. ત્યારે દાહિરના પાપી અને અમાનુષીક રાક્ષસી કામની શિક્ષા કરવા માત્ર સત્તર વર્ષનો જુવાન મહાન ગાઝી મુજાહેદ કામીલ **મોહમદ બિન કાસમ (ર)** જ્યારે ઇસ્લામની નુરાની ધ્વજા ફરકાવતો આવ્યો, કે તરત આખા હિંદમાં હોહાકાર મચી ગયો. દાહિરે દુરદુરના રાજાઓને મદદે બોલાવ્યા પરિણામમાં હજારો સંખ્યાના મુસલમાનોને પીસી નાંખવા કરોડો હિંદુઓના ટોળે ટોળાં મળી આવી પોંહચ્યા હતા, પણ જ્યારે મુઠીભર મુસલમાનોનો મુકાબલો થયો, ત્યારે મુસલમાનોની તલવાર આગળ હિંદુઓ

ભાજી મુળાની માફક કપાઈ કપાઇ ધુળ ચાટતા બની ગયા હતા. આ સ્થિતિ જોતાં સંગઠનીઓનો પલાયન થવાનો વિચાર કોઇ દહિંરે તેમને પાણી ચઢાવ્યું; પણ કોના સામાં સંગઠન કરે છે, તે વિસરી ગએલા હોવાથી રહ્યા સહ્યા ઘણા બહાદુરી સાથે કપાઇ મર્યા ગયા. છેવટે મેદાન ઇસ્લામીઓ મુસલમાનોના હાથમાં આવ્યું હતું. મુસલમાનોની ફતેહ થઇ હતી. હિંદુ સંગઠનીઓની સેનાની ઘણી મોટી સંખ્યા મુસલમાનોના હાથે નાશ પામી હતી, અને જે બચી રહ્યા હતા, તેમણે ગચ્છન્તિ કરી બાળકો ભેગા થઇ દમ લીધો હતો. મુસલમાનોનો તે દીવસે પેહેલ વેહલો નિશાન હિંદ ઉપર ફરકતું થયું હતું. તેમણે લગભગ ચારસે વર્ષ હિંદુઓ કરતા પણ સારી રીતે રાજ્ય કર્યું હતું, તેમના તબ્લિગ તથા હિદાયત બોધ, ભાષણો દ્વારા હજારો હિંદુઓ મુસલમાન બની ગયા હતા."

"એક વખત સંગઠની હિંદુઓ હર્યા તેથી શું?" રાણાએ બેપરવાઇથી કહ્યું.

"નહિ ત્યાર પછી હિંદુ રાજાઓએ ઇ. સ. સ. ૯૯૨ માં સંગઠન કર્યું, અને સિંધમાંથી જે મુસલમાનો હિંદુ સ્ત્રીઓ સાથે સાથે શાદી વગેરે કરી, અત્રેનાજ× નિવાસી બની ગયા હતા. તેમને કાઢી મુકવાનો ઠરાવ કર્યો. તેઓ મુસલમાનોને યવન કેહતા. યવન એટલે મહાન બળવાન બહાદુર, અને તે યવનો બહાદુરોને હરાવવા માટે મોટી તૈયારીનીજ આવશ્યકતા હોય તે સ્વાભાવિક છે. અર્થાત એક મહાન સંગઠન કરવામાં આવ્યું. અને સિંધના મુસલમાનો ઉપર પિશાચી વર્તણુંક ચલાવવામાં આવી. તેમના ઉપર ન વર્ણવી શકાય તેવા સીતમો વરસાવવામાં આવ્યા. પાડોશના ઇસ્લામી રાજ્યોએ કેટલોક સમય તો આ તરફ લક્ષ ન આપ્યું, પણ જ્યારે સિતમો હદથી વધવા લાગ્યા ત્યારે મેહમુદ ગીજનવીથી ન રહી શકાયું. પોતાના હમદીન ભાઇઓ, બ્હેનો અને પુત્ર પુત્રિઓનું અસહ્ય દુઃખ તેનાથી સહન ન થયું, આથી ઇ. સ. ૧૦૦૧માં હિંદુસ્તાન ઉપર ચઢઇ કરી. જ્યારે મેહમુદ ગીજનવીનું સૈન્ય હિંદની સરહદ ઉપર આવ્યું કે આખું હિંદ ખલભળી ઉઠ્યું. રાજા જયપાલે સંગઠનની ઘોષણા કરી. આખા હિંદના રાજાઓને એકઠા કર્યા. આમાં તો શંકાને સ્થાનજ નથી, કે રાજા જયપાલે સંગઠનના નામે એકઠા કરેલા રાજાઓમાં ઘણા રાજાઓ બહાદુર તથા શુરા હતા.

× જુવો પ્રોફેસર દાવરનું અમદાવાદ ખાતે આપેલું ભાષણ.

તેમનામાં પોતાના ધર્મની સંપુર્ણ લાગણી ઉપરાંત બુદ્ધિ પણ ભરપુર હતી. આથી તેમણે કોમીપ્રેમની એવી ઇમારત ઉભી કરી કે કોઇપણ વખતે આવું ગંજાવર સૈન્ય ભેગું થયું હોય તેમ કોઇપણ જુદા ઇતિહાસમાં પણ દાખલો મળતો નથી. અર્થાત સેંકડો રાજા મહારાજાએ તેની ધ્વજા નીચે મુસલમાનોને હરાવવા એકઠા થયા હતા."

"મોટી મોટી હોંસો તથા કિલ્લાઓ બાંધી તેઓ ઘેરથી લલનાઓના હાથે વિજય માળાઓ પહેરી નીકળ્યા હતા; પણ સ્ત્રીઓના હાથે વિજય મેળવાતો હશે! જ્યારે મુકાબલો કરવા હિંદુ બહાદુરો બાંકી બાંકી પાઘડીઓ, નીચા નીચા અંગરખા અને લાંબી લાંબી ધોતલીઓ ઉપર રંગબેરંગી પટકા બાંધી, હાથમાં તીર કમાન લઇ. જયપાલની જયનો પોકાર મચાવતા મુકાબલામાં આવ્યા, ત્યારે મુસ્લિમ બહાદુરોને વિચાર થઈ આવ્યો કે આ તો મરદો છે કે કોમળા ગભાળાઓ! પણ જ્યારે મુકાબલો થયો ત્યારે મુસલમાનોની શંકા તરત નાશ પામી, અને તેમની ખાતરી થઇ કે રજપુતો ઘણા બહાદુર અને પ્રાણ ઉપર રમનારા છે. જ્યારે સુલતાનના સૈન્યે જોયું કે બાણો મારવામાં રજપુતો કમાલ કરે છે, ત્યારે તેમણે ઢાલો આગળ ધરી તેમના સામાં ધસવા લાગ્યા. અને ઠેઠ લગોલગ પોહચી ગયા, કે તરત તલવારો ચમકવા લાગી. લાચારીએ હિંદુઓને પણ તલવારો કાઢવી પડી, અને ઘમસાણ યુદ્ધ થયું; પરંતુ સંગઠનીઓ નાસવા લાગ્યા. ઉદાર સુલતાને જયપાલને તેનુ રાજ્ય પાછું સોંપ્યુ, પરંતુ તેનાથી આટલો મોટો સંગઠન કરવા છતાં કાંઈ ન થયું ત્યારે જેમ હિંદુ સ્ત્રીઓ કાંઈ નહિ કરી શકીએ એ માન્યતાએ આગમાં પડી બળી મરે છે. સતી થાય છે; તેમ જયપાલ પણ આગમાં બળી મરી સતો થયો." બાદશાહી દુતે બીજા સંગઠનનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"રાજા જયપાલ બળી મુઓ એ એક હિચકારૂં કામ છે, નપુશકો અને સ્ત્રીઓ આમ કેરી શકે. બહાદુરો નહિ, અને આવા નામરદું કરેલું હિંદુ સંગઠન નકામું જાય, તો તેમાં કાંઈ પણ વાતની તાજુબી નથી. તેથી શું?" રાણાએ જયપાલને ધિક્કારતા કહ્યું..

"ત્યારે હિંદુઓના ત્રીજા સંગઠનનો પણ ઇતિહાસ સાંભળો. જયપાલ કોમળાંગીઓની માફક સતો થયો, ત્યારપછી તેનો પુત્ર અનગપાલ ગાદી ઉપર આવ્યો, પરંતુ પોતાનો પિતા મુસલમાનોનાજ કારણે સ્ત્રીઓની પેઠે સતો થયો, તેના માટે ઘણું લાગી આવતું

હતું. આથી હિંદુ સંગઠનનું ગાંડપણ સુજ્યું, અને મુસલમાનો જાણે નહિ તેમ ગુપ્ત રીતે આખા હિંદમાં મુસલમાનોની વિરૂદ્ધ આગ લગાવી દીધી. તેના માટે મોટા મોટા પંડિતો તથા ઘણા માણુસોને રોકવામાં આવ્યા હતા. જ્યારે તેને ખાતરી થઇ કે આખું હિંદ મરવા માટે તૈયાર થઇ ગયું છે, ત્યારે તેણે હિંદુઓની મૃત્યું પામવાની આશાને પૂર્ણ કરવા સુલતાન સાથે કરેલા કરારોની પરવા ન કરતાં વચન ભંગ થઇ વિશ્વાસઘાત કરી સામો થયો હતો."

"આ વખતે હિંદુ સંગઠનનો એટલો મોટો મહીમા વધી ગયો હતો, કે વિધવા સ્ત્રીઓએ સંગ્રહ કરેલું દ્રવ્ય તથા અન્ય સ્ત્રીઓએ પોતાના દાગીના સંગઠનની બહાદુરોને આપી દીધા હતા, કે જેથી યવનો ( મુસલમાનો ) ને હિંદમાંથી કાઢી મુકવામાં આવે. આ વખતે હિંદમાંથી દરેક પ્રકારના ધાર્મિક યુદ્ધનો અંત આવ્યો હતો. અને આખા હિંદ પાસે માત્ર આજ સવાલ હતો કે "મુસલમાનોને હિંદમાંથી હાંકી મુકો."

"આનો અમલ થયો ઇ. સ. ૧૦૦૮ માં. રાજા અનંગપાલે હિંદુ સંગઠનની ધ્વજા ફરકાવી, ત્યારે તેની ધ્વજા નીચે ઉજ્જૈન, કનોજ દિલ્લી, અજમેર; કાલીન્જર, વગેરેના બહાદુર રાજાઓ આવી ગયા હતા, અર્થાત આખા હિંદના પુરૂષો મૃત્યુ પામવા એકઠા થઇ ગયા હતા. આ સંગઠની બહાદુરો ઘંટા તથા ત્રાંસાં વગાડતા વગાડતા ઠેઠ પેશાવરની સરહદે જઇ થોભ્યા. આ સંગઠનમાં જંગલી ગણાતી કોમોએ પણ ભાગ લીધો હતો, તે ઉપરથી સમજુ અને બુદ્ધિશાળીએ એ ખાસ લક્ષ આપવાની આવશ્યકતા છે, કે આ સંગઠન કેવા પ્રકારનું હશે, તેમની સંખ્યા કરોડો ઉપર હતી."

"હિંદુ સંગઠની બહાદુરોએ સુલતાનનાં સરહદી થાણાં ઉપર હુમલો કર્યો, અને ત્રણ ચાર હજાર મુસલમાનોની નિર્દય પણે કતલ કરી નાંખી. મેહમુદ ગીઝનવી આ જુલમ શી રીતે સહન કરી શકે? તરત તેમના હુમલાનો જવાબ આપવા સખ્ત હુમલો કર્યો, પણ હિંદુસંગઠનીઓની સરખામણીમાં ઇસ્લામના ગાઝીઓની સંખ્યા લોટમાં મીઠા સમાન હતી. તોપણ સવારથી સાંજ સુધી બહાદુરી સાથે મુકાબલો કર્યો, અને એક ઇંચ પણ આગળ વધવા દીધા નહિ. જ્યારે ઇસ્લામી ગાઝીઓ "અલ્લાહો અકબર" નો નારો કરી ધસારો કરતા, ત્યારે "હર હર મહાદેવ" ના અવાજને ઝાંખો પાડી સંગઠની-ઓને રેંસી નાખતા, પણ તરત સંગઠની તાજું સૈન્ય પાછું મુકાબ-

હાથમાં આવી જતું હતું. ટુંકમાં એક દિવસ પરિણામનો આવે છે: ગાઝીઓ ઠરાવ કરી લે છે, કે કાંતો આ સંગઠનીઓને પાછા જ્યાંથી આવ્યા છે, ત્યાં ધકેલી મુકવા કે આપણે શહીદ થઇ જવું."

"સવારની નમાઝ અદા કરી "અલ્લાહો અકબર" નો નારો લગાવી છેવટનો ફેંસલો કરવા મુસલમાનો તૈયાર થઇ ગયા. સંગઠનીઓ તૈયારજ હતા. ભારે ઘમસાણ યુદ્ધ ચાલ્યું. આ વખતે ગાઝીઓની સંખ્યા ૫૦૦૦ ત્યારે સંગઠનીઓની સંખ્યા ૫૦૦૦૦ હતી. ઘણા રાજાઓ પોતાના માણસોને કપાઇ કપાઇને મરી જવા માટે હિમત સાથે ધકેલી રહ્યા હતા; ગાઝીઓ નાસીપાસ થાય તેવી સ્થિતિ હતી, કે એક તાજુ સૈન્ય "અલ્લાહો અકબર" ના નારા સાથે સંગઠનીઓ ઉપર તુટી પડયું. આ હુમલો એવો કારમો થયો કે બહાદુર સંગઠનીઓનાં કાળજા રેંસાઇ ગયાં, અને બહાદુર સંગઠનીઓ પાછળ ચરણકમળ મુકવા લાગ્યા. સંગઠની બહાદુર બળવાન રાજાઓએ ઘણું પાણી ચઢાવ્યું, કે બહાદુર સંગઠનીઓના ચરણકમળ પાછા ન પડે, પણ બહાદુર અને વીર સંગઠનીઓ એવા તો નાઠા કે તન બદનની પણ ખબર ન રહી. ગાઝીઓ શિકારને નાસતો જોઇ તેમની પછાડી પડયા, અને હજારો વીર સંગઠનીઓની આશા પૂર્ણ કરી નાંખી. છેવટમાં મુસલમાનોની ફતેહ થઇ."

"સુલતાનને આ સંગઠની વીરલાઓએ હિંદનો કેટલોય ભાગ આપી દીધો. ત્યારે વધુમાં કનોજ પણ તાબે કરાવી દીધું. અર્થાત્ આ સંગઠની વિરલાઓએ પોતાના પાપે હિંદુસ્તાનનો મોટો ભાગ મુસલમાનોને આપી દીધો.

"આ નિષ્ફળતાના કારણે સંગઠનીઓની હાલત હાર્યા જુગારી જેવી થઇ ગઇ. આ હાર તેમના હૃદયમાં કંટક સમાન ભોકાવવા લાગી. આથી આના સંબંધમાં સંગઠનીઓએ તેમની એક સભા ભરી, અને બદલો લેવા તથા નાક ઉપર આવેલી કાળાશ દુર કરવા, બીજીવાર સંગઠન કરવાનો વિચાર કર્યો. કે કોઇપણ રીતે મુસલમાનોને "હિંદુસ્તાન હિંદુઓનું છે. મુસલમાનોનું શું ? માટે કાઢી મુકો" પણ આ વીરલા હાર સુરા સંગઠનીઓ જાણે આ વાત બનીજ નથી કે, હિંદના અસલ હકદાર તો તમે જેમને દેશમાંથી પહાડોમાં હાંકી કાઢયા, જેમની કતલ ચલાવી; તે અનાર્યો છે. અર્થાત રજપુતો હાર્યા જુગારી બન્યા હતા."

" દરેક રાજા સંગઠનાંધ બન્યો હતે. તેમાં તેમની નીતિ, વિવેક, સહિષ્ણુતા, સંપ, દયા વગેરે શું ? તે સંગઠનાંધન કારણે કાંઇ સુજતું નહતું. તેમાં કનોજનો રાજા રાજપાલ જાણતો હતો, કે આ સંગઠન બુદ્ધિ વિરૂધ હોવા સાથે દેશને મહાન નુકશાન કરતા છે; આથી બીજા સંગઠનાંધ રાજાઓને સમજાવ્યા કે ભાઇઓ સુલ-તાન એક ખાનદાની શરીફ તથા બહાદુર વીરલો છે. શું તમે તેની બહાદુરી, ઉદારતા, દયાળુપણું, વગેરે નથી જોયું. તેની ઉદારતાનો આમ ગેરઉપયોગ કરવો તે માનવતાના નામને લાંછન લગાડવા બરાબર છે. આ મનુષ્યના કામો ન કહેવાય. આવું ઉછરંખ્ખલપણું છેવટે આપણનેજ નુકસાન કરશે. "

" રાજા રાજપાલના આવા નીતિમય વચનોથી સર્વે સંગઠ-નાંધ રાજા ક્રોધમાં આવી ગયા. પરિણામમાં સંગઠનાંધ રાજાઓએ દગો કરી પીશાચ લીલા ચલાવી નીતિવાન રાજપાલની કતલ કરી નાંખી; અને આ બાયલાપણાના કાર્ય માટે ખુશીઓ મનાવવામાં આવી. મીજલસો ભરવામાં આવી. જાણે હવે સંગઠનાંધતામાં સંપૂર્ણ શકિત આવી ગઈ ! પણ તેમને ખબર નોહતી કે સુલતાન પોતાના મિત્ર રાજપાલનો બદલો લીધા વગર રહેશે નહિ. "

" જ્યારે સુલતાનને ખબર થઇ કે સંગઠનીઓએ સંગઠનાંધ બની કનોજના રાજા રાજપાલ ઉપર હુમલો કર્યો છે; અને જો તેને મદદ નહિ કરવામાં આવે, તો કતલ કરી નાંખશે. ત્યારે તરત મિત્રની વહારે તૈયાર થઇ ગયો, અને તલવાર હવામાં હલવતા સેગન ખાધા કે " જો તે કાફરો મારા મિત્રને જરાપણ નુકશાન પહોંચા-ડશે, તો તેનો બદલો લીધા વગર કદાપિ પણ જંપીને બેસનાર નથી. " તેજ વખતે લશ્કરને તૈયાર થવાનો હુકમ આપ્યો, અને બાર હજાર યોદ્ધાનું સૈન્ય લઇ કુચ ઉપર કુચ કરી હિંદમાં આવી પહોંચ્યો, ત્યારે તેને ખબર મળ્યા કે " આપના મિત્ર રાજા રાજ પાલને ઘણી નિર્દય રીતે કતલ કરી નાંખવામાં આવ્યો છે. " આ સમાચાર સાંભળતાંજ સુલતાનને મહાન આઘાત પહોંચ્યો, અને એક મિત્રે મારા ખાતર પ્રાણ ગુમાવ્યો, તો તેના બદલામાં જેમ પરશુરામે પૃથ્વીને એકવીસવાર ક્ષત્રિઓ વીનાની બનાવી દીધી હતી. તેમ હું મારા મિત્રના લોહીના એક એક ટીંપાના બદલે દસ દસ માણસોને લોહીમાં બોળીશ. " આવી ભીષ્મથી પણ વધે તેવી પ્રતિજ્ઞા લઇ આગળ વધ્યો. યમુના કાંઠે સંગઠનીઓ મસ્ત કરવા

એકઠા થયા હતા. તેમને સંગઠનનો એવો નીશો ચઢ્યો હતો કે જાણે પોતે અજીત નહોય ! તેમ લલકારતા હતા કે " યવન ( બહાદુર ) મુસલમાનોને પીસી નાંખો. "

" પણ જ્યારે ઇસ્લામના ગાઝીઓનો મુકાબલો થયો, ત્યારે ભાજી મુલાની માફક બહાદુર સંગઠનીઓ કપાવા લાગ્ય : એટલુંજ નહિ, પણ અવી સ્થિતિ જોતાં બહાદુર સંગઠનીઓ વંજો માપવા લાગ્યા. મેદાન ખાલી થતાં ઇસ્લામી ગાઝીઓ આગળ વધ્યા ત્યાં સંગઠની વીરનર કાલીનજરના મહારાજાધિરાજ પોતાનું બહાદુર સૈન્ય લઇ મુકાબલો કરવા ઉભો હતો; બન્ને સૈન્યો સામસામાં થતાં પ્રાણની દરકાર કર્યા વગર સામસામા કતલ કરવા લાગ્યા. યુદ્ધ લંબાતું જોઇ સુલતાને પોતાના ઘોડાને કુદાવી સંગઠની મહારાજાધિરાજને લલકારીને કહ્યું કે " હે બાયલા ! બીચારા સૈન્યને શા માટે કપાવી મારે છે; બહાદુર હોય તો આવ અને આ સુલતાનની તલવારનો કેવો સ્વાદ છે તે ચાખ " કહેતાં હુમલો કર્યો; પરંતુ વીરનર સંગઠની બહાદુરે મુકાબલો કરવાના બદલે 'ઉડન્ન છુ 'નો માર્ગ પકડયો, પણ સુલતાન તેને તલવારનો સ્વાદ ચખાડયા વગર જવાદે તેવો નહતો. તેને તરત પકડી પાડયો અને કતલ કરી નાંખ્યો. "

" પોતાના મિત્રના ખુનના બદલામાં આટલું કર્યાં છતાં પણ હજી બાકી છે; તેમ સમજી સોમનાથ ઉપર હુમલો કર્યો, ત્યાં આગળ ઘણા સંગઠની વિરલાઓ ભેગા થયા હતા. તેમનું તે હેડકવાડર હતું. ત્યાં આગળ પણ મહાન યુદ્ધ થયું, પરિણામમાં સંગઠનીઓ હાથ જોડી પગે પડી કહેવા લાગ્યા કે "હે ! સુલતાન અમારા દેવ સોમનાથની મુર્તિને તોડી ન નાંખો એને તો રહેવા દેજો. તમે માંગો તેટલું ધન તેના બદલામાં આપવા અમે તૈયાર છીએ" સુલતાને કહ્યું નહિ હું મુર્તિ વેચનાર નથી' કહી તે મુર્તિ ઉપર અંકજ લા કરી કટકે કટકા કરી નાંખ્યા, પરંતુ તાજુબી તો આ વાતની થઇ કે મુર્તિનો અંદરથી અસંખ્ય મુલ્યવાન ધન સુલતાનને મળ્યું અને મુર્તિ નહિ ભાંગતાં ધન આપવાની સંગઠનીઓની વાતનો ભેદ ઉઘડી ગયો."

" સુલતાને પોતાના હિંદુ મિત્રના ખુનનો બદલો આવી રીતે લીધો અને સંગઠની વિરલાઓને એવી દેહશત પેશી ગઇ કે દોઢસો વર્ષ સંગઠનનું નામ સરખું પણ લીધુ નહિ, "

ગાઝી સુલતાનના સ્વર્ગવાસ પછી કેટલાક વર્ષે પાછા સંગઠન કરવા હિંદના વિરલા માત્ર કપાઇ મરવા મુસલમાનો ઉપર જુલમો વરસાવવા લાગ્યા. તેમના રાજ્યો છીનવી લેવા લાગ્યા. તેમને તેમની જમીનમાંથી કાઢી મુકવા, તથા કતલ કરવા લાગ્યા, હિંદુ સંગઠનીઓનો જુલમ હદથી વધી ગયો. આ વાતની જ્યારે સુલતાન શાહબુદ્દિન ગોરીને સમાચાર મળ્યા, તો તે સંગઠનાંધોને તેમના જુલમનો બદલો આપવા હિંદમાં આવ્યો........"

હમણાં સુધી તો બાદશાહી દુતના ભાષણને સર્વે કોઇ સાંભળી રહ્યા હતા જેમ જેમ બાદશાહી દુત બોલતો જતો તેમ તેમ હિંદુઓના લોહી ઉકળતાં જતાં હતાં; પણ સાથે તેમને ખરી સ્થિતિનું ભાન થતાં, તેમનામાં નિરાશાનો વાસ વસવા લાગતો હતો. આ સ્થિતિ જોતાં ચિતોડપતિથી ન રહી શકાયું. તેને જાણ્યું કે જો આને વધુ બોલવા દેવામાં આવશે, તો હિંદુઓમાં મહામેહનતે પ્રગટ કરેલો જુસ્સો નાશ પામશે, અને વખતે મુસલમાનોને હરાવવાની હિંમત નાશ પામશે. તેથી તેને અટકાવી તલવાર કાઢી જાણે મહાન ક્રોધમાં આવી ગયો હોય, તેમ ગાદી ઉપરથી ઉભા થતાંજ બોલ્યો " શું જુવો છો. બહાદુરો આ મલેચ્છ તમારા વડીલોની કેવી બેઇજ્જતી કરી રહ્યો છે. કાપી નાંખો, તે અપમાનનો આજ બદલો છો. "
પોતાના મહારાજાએ તલવાર કાઢી ત્યાંતો સર્વે બહાદુર હિંદુઓએ તલવારો કાઢી રાજદુત ઉપર હુમલો કર્યો. રાજદુત પણ એક મુસલમાન હતો, તે પણ તરત સાવધાન થઇ માત્ર પોતાનો બચાવ કરવા સર્વની અંદર જેમ બકરાંઓ ઉપર સિંહ તુટી પડયો. ને પોતાની પાસે કોઇને આવવા દેતો નહિ. અને કોઇ વીરલો હિંમત કરી આવતો કે ત્યાંજ તેના બે કટકા થઇ જતા હતા. વિરનર મુસ્લિમ ગાઝી સમજતો હતો, કે આટલા બધાનો મુકાબલો કરવો, તેમાં હું ગમે તેટલો બહાદુર હોઇશ, તો પણ મારો જઇશ, માટે મારે મુકાબલા સાથે બચાવ કરવાની આવશ્યકતા છે. આથી તેણે બારણા તરફ નજર નાંખી અને જેમ બાણમાંથી તીર છુટે તેમ એક છલંગ મારી બારણા પાસે જઇ પહોંચ્યો અને માર્ગમાં જે મળે તેને કતલ કરતો પોતાના અશ્વ પાસે જઇ એકજ છલંગે તેના ઉપર બેસી ઘોડાને મારી મુકયો.

રાણાએ ઘણા ધમ પછાડા કર્યા, પણ બહાદુર મુસ્લિમ તેમને ધુળ ચાટતા કરી નીતિ વિરૂદ્ધ ચાલનારા જાલિમોના પંજામાંથી

આબાદ બચી ગયો, આ રાજદુત અન્ય કોઇ નહિ પણ શાહજાદો મહમદ સુલતાન પોતેજ હતે.

રાણાએ તેને પકડવા કેટલાક સવારો મોકલ્યા, અને પોતાના મહેલમાં ક્રોધમાંને ક્રોધમાં કમળાને લઇ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ચિતોડનું ભવિષ્ય.

---

રાજ્ય દરબારમાં ચિતોને બચાવવાના પ્રબંધો રાણો રચી રહ્યા હતો, ત્યારે રાણી રાજમહેલમાં રાજ્ય કુળના જોશીને બોલાવી ચિતો-ડનું શું થશે? તે પેહલાંથી જાણી લેવા રાજ્ય જોશીને પ્રશ્નો પુછી રહી હતી.

"મહારાજ! તમારે અબ ઘડી જે થવાનું હોય, જે જે બનાવો બનવાના હોય, તે વગર શંકાએ જણાવવા. આ યુદ્ધનું પરિણામ શુભ હોય કે અશુભ ગમે તે હોય તે સર્વે સાંભળવા હું તૈયાર છું."

"રાણીબા ! તમો મને આ સંબંધમાં લાચાર ન બનાવો, કારણ એ વઢે તો એમાં એક તો હારવાનોજ.

"ત્યારે કોની હાર થશે ?"

"તે જાણી આપ શું કરશો ?"

"તે મારે જાણવું છે."

"સત્ય રીતે તો આપણા પ્રતાપી મહારાણીએ હિંદુઓનું સંગઠન કરી સર્વેને એક બનાવી લીધા છે: તે ત્યાં સુધી કે પહાડોમાં વસતા જંગલીઓ પણ આપણી મદદે આવવા લાગ્યા છે, સાથે આપણે જેને અશુદ્ધ શુદ્ર માનીએ છીએ, આપણાં ધર્મશાસ્ત્રો તેમનો છાંયડો લેવાની પણ મનાઇ કરે છે, જ્યારે હલકા અસ્પૃશ્ય શુદ્રો પણ તૈયાર થઇ ગયા છે, તો પછી આપણા જેવા ઉંચ કોટીના માણસો તૈયાર થઇ જાય, પોતાની જન્મભૂમિને મલેચ્છોના તાબામાં ન જવા દેવા માટે જેટલું કરે તેટલું ઓછું છે; અર્થાત આપણી તૈયારીઓ જોતાં તો સ્વાભા-વિક રીતે લાગે છે કે આપણી ફતેહજ છે પણ—"

"કેમ અટકી ગયા ?"

તેવો મલેચ્છ હોવા છતાં આર્યો ઉપર સત્તા ચલાવી રહ્યા છે, તેમની સત્તા તોડવામાં કોઇ પણ પ્રકારનો વાંધો આવે નહિ, પણ મને તો લાગે છે કે આમ હોવા છતાં પણ આપણી સર્વે તૈયારીઓ માટીમાં મળી જાય તેવી ધાસ્તી લાગે છે."

"તે કઇ વાત છે કે જેના વડે આપણું કર્યું કારવ્યું માટીમાં મળી જાય તેમ છે?" રાણીએ દિલગીર સ્વરે પ્રશ્ન કર્યો.

"રાણીબા ઇ. સ. ૧૧૮૭માં જે બનાવ બન્યો હતો, તેવોજ બનાવ આ પ્રસંગે બને તેમ છે; તે વખતે મલેચ્છોની ઘણી નાની સંખ્યા હિંદુસ્તાનમાં હતી. સિંધ, ગુજરાત અને પંજાબમાં તેમનાં નાનાં નાનાં રાજ્યો હતાં. બાકી આખા હિંદ ઉપર આપણીજ સત્તા હતી. તે વખતે દરેક હિંદુ રાજા જગતમાંના મહાનમાં મહાન રાજ્યને પોતાની નજર આગળ હેચ સમજતો હતો. દિલ્હીમાં પૃથ્વીરાજ ચૌહાણ રાજ્ય કરતો હતો. તેનું સર્વે હિન્દુ રાજ્યમાં મોટું રાજ્ય ગણાતું હતું. પૃથ્વીરાજ કોમીવાદી અને સંગઠનની રાજા હતો. તેના કોમળ હૃદયમાં મલેચ્છો કંટકની સમાન ભોંકાતા હતા. તે એટલા સુધી કે તેમને જોવું તો શું, પણ નામ પણ લેવામાં પાપ સમજતો હતો. હિંદના આર્ય રાજાઓ તેના હુકમ પ્રમાણે ચાલવામાં પોતાની મોટાઇ સમજતા હતા. આથી તેઓ મલેચ્છોનો નાશ કરવા પહેલાંથી વિચાર રાખતા હતા, અને તેમના રાજ્યો છીનવી લઇ, કતલ કરી નાંખવા અથવા હિંદમાંથી કાઢી મુકવાના વિચારોના કારણે અખિલ હિંદમાં મુસલમાનોની કતલ ચલાવવામાં આવતી, તથા તેમના રાજ્યો જોર જુલમથી છીનવી લેવામાં આવ્યાં. પાપી મલેચ્છો આપણા શુરવિરોની તલવારોથી ભાજીમુળાની માફક કતલ થવા લાગ્યા. આપણી વીરતા આગળ તેમના મસ્તકો નમી જતા હતા" જોશી મહારાજે પૃથ્વીરાજના સમયના હિંદ સંગઠન ઉપર પ્રકાશ નાખતાં કહ્યું.

"આમ હોવા છતાં શા માટે મુસલમાનો વધુ થતા ગયા, અને તેમનું રાજ્ય વધુ જામતું ગયું?" રાણીએ પ્રશ્ન કર્યો.

"હું આપશ્રીને તેજ કહેવા માગું છું. જ્યારે આની ખબર શાહબુદ્દીન ગોરીને મળી કે આપણા મહાન શક્તિ ધરાવનાર મુસલમાનો ઉપર હિંદુઓ પોતાની તલવારોનું પાણી ઉતારી રહ્યા છે. ત્યારે તે મલેચ્છ સુલતાન પોતાના મલેચ્છ બંધુઓને બચાવવા ઉભો થઇ ગયો. બનવા કાળ તે સમયે સિંધની મહારાણી ગુપ્ત રીતે ને

સુલતાનના સાથે સંબંધ ધરાવતી હતી; અર્થાત સુલતાન રાણીથી મળી ગયો. આ પાપીએ આપણી મહારાણીને પોતાના તાબે બનાવી. તેટલા કારણે તો અખિલ હિંદના રાજા મહારાજાઓ લઢવા તૈયાર થઇ ગયા. તે બાજુ સુલતાને ગુજરાત ઉપર ચઢાઈ કરી, પણ માર્ગમાં પૃથ્વીરાજ પાટણ આગળ સામે થયો. તેમાં રજપુતોનું સૈન્ય ઘણું વિશાળ હતું, તો પણ સુલતાનનું સૈન્ય નાહનું હોવા છતાં મુકાબલો કરવા લાગ્યું, પણ ઝાઝી કીડીઓ સાંપને તાણે તો પછી તેની શી તાકત. આખર આપણી ફતેહ થઇ."

"ત્યારે તો તે સુલતાનને બરાબર શિક્ષા મળી ગઇ હશે? અને તે સિંધની રાણીની પણ સારી ગતિ થઇ હશે?" રાણીએ વચમાં કહ્યું

"જેવી રીતે! તે રાણીના પ્રતાપે સુલતાન હિંદમાં આવ્યો. તેમજ બીજી એક સ્ત્રીના કારણે તેજ સુલતાન દિલ્લીનો બાદશાહ બની ગયો." જોશીએ અન્ય સ્ત્રીને ઉદ્દેશતાં કહ્યું,

"તે પાપિણી કોણ હતી? કે જેના કારણે દિલ્લનુ રાજ રજપુતો ગુમાવી બેઠા." રાણીએ સહેજ ક્રોધમાં આવી કહ્યું.

"તેમાં માત્ર તે સ્ત્રીનોજ વાંક નહોતો; પણ જેટલો વાંક તે સ્ત્રીનો છે તેટલોજ વાંક તે રજપુતનો પણ છે."

"તે સ્ત્રી ને પુરૂષ કોણ?"

"સંયુકતા અને તેના પ્રેમમાં પડનાર પૃથ્વીરાજ."

"પરંતુ પૃથ્વીરાજની તો સંયુક્તા ભત્રિજી થાય. હાય! હાય! જ્યારે ભત્રિજીના પ્રેમમાં પડે તો પછી શીવ કેમ ન કોપે. સુર્યનારાયણ કેમ સહન કરે! આ તો મહા પાતક કાર્ય કહેવાય, નરાધમ પૃથ્વીરાજને આટલું પણ ન સુજ્યું, કે હું જેની સાથે રંગરાગ અને વિલાસ ભોગવવા માંગું છું તે તો મારી ભત્રિજી થાય છે!"

"પણ કામાન્ધ માણસને કાંઇ સુજતું નથી. શું તમોને ખબર નથી., કે કામાન્ધપણામાં શિવ, શંકર, ચંદ્ર વગેરે દેવે શું કર્યું હતું?" જ્યારે આવા દેવો કામના સત્તા બળે કરી ધર્મ અને નીતિ અનીતિનો ખ્યાલ ન રાખી શકયા તો પછી પૃથ્વીરાજ કોણ માત્ર!" જોશીએ દાખલો આપી બચાવ કરતાં કહ્યું.

"પણ હાં, પછી શું થયું? સંગઠની હિંદુઓએ દિલ્લી શી રીતે ગુમાવી? તથા સંયુકતાના પિતા જયચંદ તો પૃથ્વીરાજનો શત્રુ હતો, તો પછી તેને કેવી રીતે મેળવી શકયો?" રાણીએ કારણો દર્શાવતાં પ્રશ્ન કર્યો.

"સુલતાનની સાથે ફતેહ મેળવ્યા પછી પૃથ્વીરાજ અભિમાનમાં મસ્ત હાથીની માફક ડોલવા લાગ્યો. તે પોતાની નજરમાં કોઇને પણ ગણકારતો નહિ. આટલુંજ હોત તો સારૂં, પણ જગતમાં મારા જેવો કોઈ નથી. તેવું સમજવા લાગ્યો. તેનું આ અભિમાન એટલા સુધી વધી ગયું કે તેને પોતાનું પણ ભાન રહ્યું નહિ. એશ આરામ તથા દારૂ વિગેરેના વ્યસનમાં ફસાયો. પ્રજાની કોઈ પણ દાદ કે ફરિયાદ સરખી પણ સાંભળવી તો દુર રહી અને ઇન્સાફ નામનો પણ મળવો મુશ્કેલ થઇ ગયો. તે માત્ર પોતાનાજ વખાણ સાંભળવા માંગતો. જો કે તેના દરબારમાં એક ચંદ કરીને ભાટ હતો. તે પૃથ્વીરાજનો માનીતો ભાટ થઇ પડયો હતો; કારણ તે તેની ચાપલુસી તથા વખાણ કરવામાં આગળ પાછળ કાંઇ પણ જોતો ન હતો. એક ભાટ પૃથ્વીરાજ ને માત્ર ખોટા વખાણ કરી કરીને તેને બરબાદીને કાંઠે લઇ જતો હતો. તે જોઈ બીજા સરદારો નારાજ હતા. તેને કોઇ પ્રકારે દુર કરવા માંગતા હતા, છતાં કાંઇ પણ કરી શકતા ન હતા."

"શું ? દરેક પળે તે ભાટડો પૃથ્વીરાજની પાસેજ રહેતો હતો ?"

"હા. રાજા પોતાની ગુપ્ત વાત પણ તેને કહેતો હતો. એક સમયે પૃથ્વીરાજ પોતાના મહેલમાં બેઠો હતો. દિપકો તથા મશાલોથી આખો મહેલ ઝગમગી રહ્યો હતો. કેટલીય સ્વરૂપવાન લલનાઓ અદબ વાળી કે હાથ જોડી પૃથ્વીરાજનો હુકમ સાંભળવા તૈયાર ઉભી હતી, અને તે ભાટડો પણ એક બાજુ બેસી લલનાઓના સૌન્દર્યની બહાર લુંટી રહ્યો હતો. તેવામાં પૃથ્વીરાજે એક સ્વરૂપવાન લલના જેની વય આસરે પંદર સોલ વર્ષની હશે તેની સામાં જોયું. કે તરતા તે ઘણાંજ નાંઝ ચંદાઝ સાથે લટકતી ચાલે આગળ વધી અને લોટા જેવા એક વાસણમાંથી શરાબ કાઢી વાટકો ભરી આપ્યો. જે આસરે અર્ધો શેર હશે, તે પૃથ્વીરાજ ગગડાવી ગયો; અને બોલ્યો કે—

ઝાહિદ શરાબ નાબકી તારીફ કુચ્છ ન પુછ;
અકસીર હે જો હલક કે નીચે ઉતર ગઇ.

તેવામાં ચંદ ભાટડે સંયુકતાના વખાણમાં એક કવિત સંભળાવ્યું. જેમાં સંયુકતાને અપ્સરાથી પણ અધિક સૌન્દર્યદેવી સમાન દર્શાવી હતી. પછી શું પુછવાનું હતું. તરત તેની ભત્રિજી સાથે રંગરાગ

મહાલવાની અભિલાષા વધુ જાગૃત થઇ ગઇ અને ચંદ ભાટડાને કહેવા લાગ્યો કે—

"હા. ચંદ! મારે તારી સાથે એક ઘણીજ જરૂરી વાત કરવી છે. મારો ઘણા દિવસથી વિચાર હતો કે તને તે વાત કહું કે જેને હું લાંબા સમયથી સંતાડી રહ્યો છું."

"મહારાજ સેવક હાજર છે" ચંદે ભાટપણાને અનુસરી બન્ને હાથ જોડી નમસ્કાર કરતાં કહ્યું.

"સૌંદર્ય દેવીઓ તમે જાઓ." પૃથ્વીરાજે લલનાઓને ઉદ્દેશી કહ્યું. તરત પરસ્તાન સમાન દેખાવ વિસર્જન પામ્યો અને ચંદ ભાટ તથા પૃથ્વીરાજ બન્ને રહી ગયા.

ચંદ શું સંયુકતા એટલી બધી સૌન્દર્યવાન છે, કે જેટલી તમે તારીફ કરો છો?"

"મહારાજ તમારા આ આજ્ઞાંકિત સેવકના સેવકે એક પણ શબ્દ ખોટો કહ્યો નથી; પણ જે મેં કહ્યું તે તો તેના સૌન્દર્ય આગળ કોઈ પણ હિસાબમાં નથી. તેના સૌન્દર્યનાં વખાણ તો અખિલ હિંદમાં થઇ રહ્યાં છે." ચંદે મસ્તક નમાવી કહ્યું.

"પણ જયચંદ તો મારા પ્રાણનો પ્યાસો છે. મારો મોટામાં મોટો શત્રુ છે. તો પછી તે કેવી રીતે બને. કે સંયુકતા મારા રંગ-ભુવનને શોભાવે- જ્યારે એક બાજુ આમ છે. ત્યારે બીજી બાજુ તે મારી ભત્રિજી છે, તો પણ તેના પ્રેમમાં હું દિવાનો છું, પણ લોક લાજે કાંઇ કહી શકતો નથી. માત્ર તમારા આગળ આજે મારૂં અંતઃકરણ ઉઘાડ્યું છે." પૃથ્વીરાજે કહ્યું.

"એમાં તો કોઇ પણ પ્રકારની શંકા નથી, કે જયચંદ આપનો કટ્ટો શત્રુ છે, પણ સંયુક્તા એટલી બધી સૌંદર્યવાન છે, કે સ્વર્ગમાં પણ તેની જોડ મળવી મુશ્કેલ છે, સાથે આપ શ્રીમાન પણ કામદેવ સમાન રૂપના ભંડાર છો. સાથે બહાદુરીમાં અજોડ હોવાના કારણે ઇંદ્ર દેવ પણ ઈંદ્રાસન ઉપર બેસી તમારા વખાણ કરે છે. તો પછી જયચંદ પોતાની પુત્રિ શ્રીમાન નરેશ્વરને આપવા કદાપિ પણ આના-કાની કરશે નહિ." ચંદે ભાટાઈ કરતાં કહ્યું.

"આના માટે શો ઉપાય કરવો?" પૃથ્વીરાજે દિલગીર થતાં કહ્યું.

"મહારાજા ધિરાજ! આપ દિલગીર શા માટે થાઓ છો. મને લાગે છે કે તે પણ આપના નામની જપમાલા જપતી હશે, માટે કોઇ

સ્ત્રીની સાથે તમારૂં ચિત્ર મોકલો. એટલે તે ચિત્રમાં આપનું રૂપ જોઇ જરૂર મોહિત નહિ થઇ હોય તો થઇ જશે." ચંદે ધિરજ આપતાં કહ્યું.

"સારૂં ત્યારે ચંદ! વૃદ્ધ માતાને બોલાવો."

જ્યારે પૃથ્વીરાજે આમ કહ્યું, કે તરત ચંદ ભાટ ત્યાંથી ચાલ્યો ગયો, અને તરત એક વૃદ્ધ સ્ત્રીને બોલાવીને હાજર થયો. આ વૃદ્ધ સ્ત્રી એક ભયંકર સ્ત્રી હતી, અને મોટી મોટી કુટણીઓને પાણી પાય તેવી હતી. તે જયચંદને ત્યાં પણ અમુક સમય રહેલી હતી.

"વૃદ્ધ માતા જુવો આજે તમને ખાસ જરૂરી કામ સોંપું છું." પૃથ્વીરાજે કહ્યું.

"મારે આવી લાંબી લાંબી મલિન પ્રેમની વાતો સાંભળવી નથી. ટુંકમાં પતાવી નાંખો." ચિતોડનું ભવિષ્ય જાણવા માટે ઉત્સુક થએલી રાણીએ જોશીને ઉદ્દેશીને કહ્યું.

"માફ કરશો. વાત ઉપર વાત નીકળતાં આ સર્વે કહી દેવાયું."

"ચાલો હશે. પછી શું થયું. ટુંકમાંજ જણાવો."

"ત્યાર પછી પૃથ્વીરાજે મોકલેલ કુલટાએ જઇ ચિત્ર આપ્યું, અને તેણે એવી એવી વાતો કરી કે સંયુક્તા મોહિત થઇ ગઇ. સંયુક્તા યુવાન થએલી હોવાથી જયચંદે સ્વયંવર રચ્યો. તેમાંથી પૃથ્વીરાજ તેને દગો કરી લુંટારાની માફક ઉપાડી લાવ્યો."

"અરે! રે! કોઇની પુત્રિ કે બેનને ઉપાડી લાવવી તે પાપીઓનું કાર્ય કહેવાય. શું સીતાને જેમ રાવણ ઉપાડી ગયો હતો તેમ તો નહિ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"હા. તેમ. તેનેજ મળતું."

"આ તે રાજા કે રાક્ષસ!"

"પણ બા! આટલાથીજ પત્યું હોત તો ઠીક હતું, પણ તેની સાથે એવા રંગ રાગમાં પડયો કે રાત્રિ દિવસ મહેલમાંજ પડી રહેતો. એ ભલો, ખાટ ભલી, શરાબ ભલો ને જંયુક્તા ભલી."

"પ્રભુ! પ્રભુ! વિષયાંધ!" રાણીએ બન્ને આંખો ઉપર હસ્ત મુકતાં કહ્યું.

"વિનાશ કાલે વિપરિત બુદ્ધિ થાય છે, તેમ પૃથ્વીરાજની પણ થઈ હતી. સાથે આ બન્ને સ્ત્રીઓના કારણે હિંદમાં મ્લેચ્છો આવ્યા, અથવા તેમણે તેડાવ્યા, કારણ સુલતાન પોતાનું વેર વાળવા તરત આવ્યો, અને યુદ્ધમાં પૃથ્વીરાજની હાર થઇને કતલ થયો."

"અને સંયુક્તાનું શું થયું ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"થવાનું શું હતું ! પૃથ્વીરાજ તેને ઉપાડી લાવેલો હોવાથી તેના મા બાપની નાક તો કપાઇ હતી. તેમની આબરૂમાં તો કાળો ડાઘ પડયો હતો. તેથી ત્યાં તો જઇ શકે તેમ ન હતી, સાથે પૃથ્વીરાજ તેને ઉપાડી લાવેલો હોવાથી તેના મૃત્યું પછી અપમાન દાયક શબ્દો સાંભળવા પડે, તેટલા માટે દુઃખની મારી પૃ...રાજ સાથે બળી મુઇ."

"પણ જોશીરાજ ! તેમનો આ ચિતોડ સાથે શો સંબંધ."

"રાણી બા. જેમ આ બન્નેના કારણે મુસલમાનોની ફતેહ થઇ, તેમ આ યુદ્ધમાં પણ એક સ્ત્રીના કારણે ચિતોડ મુસલમાનોના હાથમાં જશે."

"તેવી અધમ કોણ હશે ? બતાવો ? હું હમણાંજ તેને કતલ કરવાનો હુકમ આપી દઉં." રાણીએ ક્રોધમાં આવી કહ્યું.

"તે કોણ હશે. તે કહેવું મુશ્કેલ છે, પણ આટલું જણાય છે કે તે ખાસ રાજકુટુંબનીજ સ્ત્રી હશે."

"હેં ! શું ? રાજ્ય કુટુંબની ! અને તે પણ ચિતોડના રાજ્ય કુટુંબની !!" રાણીએ તાજુબ થતાં કહ્યું

"હા. ભવિષ્ય તો આમજ કહે છે" એટલામાં એક દાસીએ આવીને કહ્યું કે "રાણાજી, મહારાજા ધીરાજ મહેલ તરફ આવે છે." કે તરત જોશીને પાછલા બારણેથી વિદાય કરવાનું કહી રાણી સજ થઈ બેસી ગઇ કે તરત રાણો આવ્યો. રાણાને જોતાંજ રાણી ઉભી થઇ ગઇ અને કહ્યું.

"પ્રાણનાથ ! આટલી બધી વાર ! હું તમારી વાટડી જોઇ બેસી રહી છું."

"શું કરૂં, મલેચ્છોના કારણે મારો આનંદ નાશ પામ્યો છે." રાણાએ કહ્યું.

"મલેચ્છ ! કોણ મલેચ્છ."

"તેજ ઔરંગઝેબ."

"શું છે. ખેરીયત તો છે."

"હમણાં સુધી કાંઇ ચિન્તા નથી; પણ તેણે પોતાના પુત્ર મહમદ સુલતાનને મને હરાવવા મોકલ્યો છે."

"પછી શું થશે." રાણીએ ગભરાઇને પુછયું.

"થશે શું ? આવશે ને માર્યો જશે."

"મેં સાંભળ્યું કે આખા આર્યવૃતના રાજાઓ તેના તાબે થઇ ગયા છે."

"સર્વેએ ગુલામી કબુલ કરી; પણ તે બાહ્ય દેખાવ છે; પણ હું તે લુટારૂઓની ગુલામી કબુલ કરી મારા ક્ષત્રિ નામને કલંકિત કરવા નથી માંગતો. મારા બહાદુરો એવા છે, કે તેના છાંયડાના પણ કકડે કકડા કરી નાંખશે."

"મેં સાંભળ્યું કે તેની પાસે સૈન્ય પુષ્કલ છે; તથા સરદારો પણ ઘણાંજ બહાદુર છે."

"હા. તે સત્ય છે, કારણ તે બાદશાહ છે. આથી તેનું સૈન્ય વિશાળ છે; એટલુંજ નહિ પણ અનુભવી તથા તજરૂબેકાર છે; પરંતુ જ્યારે મારા સૈનિકોનો મુકાબલો થશે, ત્યારે સર્વે બહાદુરી ભૂલી જશે."

"તમે કોઇ પણ પ્રકારનો બંદોબસ્ત કર્યો છે.'!

"હા. મેં હુકમ કર્યો કે સરહદી કિલ્લાનું રક્ષણ રામસિંગ કરે અને ચિતોડનું રક્ષણ જયસિંગ તથા કમળા કરે."

"કમળા ચિતોડનું રક્ષણ શું કરશે, તે તો હજી બાળક છે."

"નહિ માનાજી! હું બરાબર બચાવ કરીશ. મારા દેશની સેવા હું મારો જીવન ઉપદેશ સમજું છું." રાજકુંવરી કમળાએ કહ્યું.

"હું ના નથી કહેતી, પણ આ સ્ત્રીઓનું કામ નથી. તેમાં તેમણે ભાગ ન લેવો જોઇએ; પછી જેવી મહારાજની મરજી."

"શું તમો નથી જાણતા કે મેં મારી કમળાનો વિદ્યાભ્યાસ ઉપરાંત સૈનિક પણ બનાવી છે, અને તે કામમાં એટલી પ્રવિણ બની ગઈ છે, કે મોટા મોટા સૈનિકોનો મુકાબલો તે કરી શકે તેમ છે."

"હા, તે હું જાણું છું, કે કમળા બહાદુર છે; પણ માત્ર મેં આટલા માટે વાંધો દર્શાવ્યો હતો કે તે બાળક છે. બીન અનુભવિ છે."

"ત્યારે આવા સમયમાં અનુભવ નહિ લે તો કયારે લેશે."

રાણાનો કમળા પ્રત્યે આગ્રહ જોઇ રાણી વધુ કાંઇ બોલી નહિ. એટલામાં એક દાસી જમવા માટે બોલાવવા આવતાં સર્વે જણ જમવાના ઓરડા તરફ ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૦ મું.

## આશામાં નિરાશા

સવારનો સોહામણો સમય છે. ચિતોડમાં ચારે બાજુ ખબર થઇ ગઇ છે, કે ઔરંગઝેબે પોતાના પુત્ર મહમદ સુલતાનને ચિતોડ સર કરવા મોકલ્યો છે; અને તે આજકાલમાં આવશે. ચિતોડમાં ચારે બાજુ બેચેની પ્રસરેલી છે. મોટી તૈયારીઓ થઈ રહી છે. લવારોને પાણી પીવાની પણ નવરાસ મળતી નથી રામસિંગ સરહદી કિલ્લા ઉપર પહોંચી ગયો છે. કમળા તથા જયસિંગ ચિતોડનું રક્ષણ કરવા જગ્યાએ જગ્યાએ મોરચા બાંધી રહ્યા છે. અર્થાત ચિતોડમાં દરેક માણસ પોતાના પ્રાણ તથા માલનું રક્ષણ કરવાની તૈયારીઓ કરી રહ્યો છે; કારણ તેમને આ વાતનું જ્ઞાન છે કે ઔરંગઝેબનું સૈન્ય જે તરફ જાય છે ત્યાં ફતેહ મેળવીનેજ આવે છે.

હાલ આપણે ચિતોડને આવી તૈયારીઓમાંજ મુકી રજપુતાનાના રણ પ્રત્યે નજર નાંખીએ. બપોરનો સમય છે. સૂર્ય પોતાની ગરમીથી પૃથ્વીપટને તપાવી રહ્યો છે; તે સમયે મથુરા તથા અલવરની વચમાં એક સૈન્ય કુચ કરતું માલમ પડે છે. તેની સંખ્યા ભાગ્યે પાંચ હજાર કરતાં વધુ હશે. તેના તે સૈન્ય ચિતોડને ફતેહ કરવા આવી રહ્યું છે. શાહજાદાના હાથમાં એક નિશાન છે, અને સૈન્યના અગ્ર ભાગમાં ચાલી રહ્યો છે. બરાબર ચાર વાગ્યાના સુમારે આ મોગલ સૈન્ય જયપુર અને નસીરાબાની વચ્ચેના મેદાનમાં આવતાં શાહજાદાએ પોતાના ઘોડાને રોકી સૈન્ય તરફ જોયું. તેના જોતાંજ આખું સૈન્ય થોભી ગયું.

“ચિતોડનો રાણો હવે કોઇ પણ રીતે માને તેમ લાગતું નથી. તેની સાથે યુદ્ધજ કરવું પડશે; મારી ઇચ્છા હતી કે સલાહ થઇ જાય અને નકામા નિર્દોષોના પ્રાણો ન જાય, પણ અફસોસ રાણાનાં મસ્તકમાં સંગઠનનું ભૂત એવું તો ભરાયું છે કે તે તો મુસલમાનોને હિંદમાંથી કાઢી મુકવા માંગે છે.” શાહજાદાએ પોતાની સામાં ઉભેલા અબ્દુલ્લાને કહ્યું.

“ત્યારે તો તેણે યુદ્ધ માટેની સંપૂર્ણ તૈયારીઓ કરી લીધી હશે.”

“હા. તે હું સર્વે નજરે જોઇને આવ્યો છું. દુત તરીકે અન્ય

કોઇને મોકલવાના બદલે હુંજ ગયો હતો. તેથી બે દિવસ હું ગેબ હતો. ત્યાં મેં કમળાદેવીની પણ મુલાકાત લીધી હતી, તથા રાણીને ભર દરબારમાં મળ્યો હતો."

"આ તમે સાહસ કર્યું તે સારૂં કર્યું નહિ; આવું સાહસ ખેડવું તે કોઈ પણ રીવ યોગ્ય ન ગણાય, એ તો સારૂં થયું કે કોઇ ઓળખી ન શકયું. અને જો ઓળખતતો શું પરિણામ આવત ? ગઝબજ થઈ જાત. ખુદા વાસ્તે હવેથી આપ આવું સાહસ ન ખેડતાં. અમો આપના સેવકો કયાં ઓછા છીએ, કે આપ આવા કામો કરો છો. ચાલો જે થયું તે સારૂં થયું; પણ ત્યાંની વરદાતતો કહો." અબ્દુલ્લાએ શાહજાદાને શિખામણ આપતાં કહ્યું.

"હા, કહું છું તે પેહલાં આજ મેદાનમાં છાવણી નાંખવાનો હુકમ કરી દો. કારણ આવો સગવડવાલો વિશાળ મેદાન અન્ય મળવો મુશ્કેલ છે." શાહજાદાના મુખમાંથી આ વચનો નીકળતાંજ અબ્દુલાએ ઝંડી હલાપી કે સર્વે સૈનિકોએ કમરો ખોલી અને જોત જોતામાં સ્થળે સ્થળે તંબુમાં ઉભા થઇ ગયા. સૈનિકો આમ તેમ ફરવા લાગ્યા. તેટલા સમયમાં શાહજાદાએ અબ્દુલ્લાને કમળા સાથેની મુલાકાતમાં શી વાતો થઇ તે ગુપ્ત રાખી; અને અન્ય સર્વે વારદાત કહી સંભળાવી, અને છેવટમાં કહ્યું કેઃ—" શત્રુઓનું સૈન્ય આપણાં સૈન્ય કરતાં ઘણુંજ મોટું છે; તેમ કિલ્લો મોરચાબંધી કરી મજબુત બનાવી દેવામાં આવ્યો છે."

"તેની આપ ચિન્તા ન રાખો. જોત જોતામાં કિલ્લો ખાલી કરાવી લઇશું."

"રજપુતો પણ બહાદુર કોમ છે."

"તેથી શું ? શું લાહોરના કિલ્લા કરતાં આ સરહદી કિલ્લો મજબુત છે."

"નહિ, પણ ત્યાં તો શહેનશાહ જાતે મોજુદ હતા."

"જો ત્યાં શહેનશાહ મોજુદ હતા, તો અત્રે આપ મોજુદ છો."

"પણ જો આ યુદ્ધમાં હાર થઈ તો મારી તો સર્વે આશા ઉપર પાણી ફરી જશે." શાહજાદાએ નિશ્વાસ નાંખી કહ્યું.

"શું આપ હમણાંથી હિંમત હારી જાવો છો." અબ્દુલ્લાએ તાજુબ થતાં કહ્યું.

"હું હિંમત હારતો નથી. હું એકલો સૈન્યનો મુકાબલો કરવા તૈયાર છું. જો શહેનશાહ માત્ર મને એકલાને યુદ્ધ કરવાનો હુકમ

કરતા તો તેની મને પરવા ન હતી. હું એકલો સૈન્યમાં ઘુસી ચિતોડના રાણાનું મસ્તક કાપી લેત. ભાઇ અબ્દુલ્લા! સત્યરીતે હું હિંમત હારવા કરતાં મૃત્યુને વધુ પસંદ કરૂં છું."

"સારૂં જોઇએ છીએ. કાલે શું થાય છે. હાલ તો આપ આરામ કરો. હું પણ આરામ કરવા જાઉં છું." કહી અબ્દુલ્લા સલામ કરી છુટો પડયો.

શાહજાદો તંબુમાં આવતાં પલંગ ઉપર પડયો; પણ નિંદ્રા આવી નહિ. તે વિચાર કરવા લાગ્યો કે "અહા! મારા ભાગ્યનો ફેંસલો યુદ્ધ ઉપર મુકવામાં આવ્યો છે. જો હું ચિતોડ ફતેહ કરૂં તોજ અખ્તરજહાંને મેળવી શકું છું. એટલે ચિતોડના બદલામાં અખ્તરજહાં મળશે. હે પ્રિયા! દિલરૂબા! તારો પ્રેમી તારા માટે શું કરવા તૈયાર થયો છે. તારા માટે શહેનશાહ સાથે બગાવત કરી, તારાજ માટે લાહોરના કિલ્લા ઉપર હુમલો કર્યો. તારાજ કારણે વતનથી બેવતન થઇ, માં, બાપ મિત્ર, સ્નેહિ સર્વેને મુકી સેંકડો માઇલ આ રેતીલા મેદાનમાં પડયો છું. તારાજ માટે હજારો માણસોની કુરબાની થઇ અને થશે, પણ અફસોસ! તને શી ખબર! તું અત્રે હોત તો જુવત કે તારો પ્રેમી તારા માટે શું શું કરવા તૈયાર છે; અને એક પ્રેમી પ્રેમદા માટે પોતાના પ્રાણને કેવા પ્રકારના જોખમમાં નાંખે છે, પણ હાય! તું કયાં!"

આવાજ વિચારોમાં શાહજાદો મહમદ સુલતાન નિંદ્રાધિન થઈ ગયો, અને નિંદ્રામાં પણ તેનાજ સ્વપ્ના જોવા લાગ્યો. હમણાં સંપૂર્ણ નિંદ્રા પણ લઇ શકયો ન હતો કે "અલ્લાહો અકબર "નો અવાજ કાન સાથે અથડાયો. સવાર થઇ હતી, અને નમાઝ માટે મોઅઝઝન બોલાવી રહયો હતો.

શાહજાદાની આંખ ઉઘડી ગઇ. તરત બેઠો થઈ ગયો. અને નમાઝની તૈયારી કરવા લાગ્યો. વોઝુ કરી જ્યાં સર્વે નમાઝ અદા કરવા ભેગા થયા હતા ત્યાં જઈ પોહચ્યો. શાહજાની વાટજ જોવાઇ રહી હતી. જ્યારે શાહજાદો આવી પોહચ્યો, કે ઇમામે સવારની બે રકાત ફરજ નમાઝ અદા કરી. ત્યારબાદ ફતેહ માટે દુઆ માંગવામાં આવી. કે શાહજાદો ધીમાં ધીમાં પોતાના તંબુ તરફ જવા લાગ્યો. તેની સાથે અબ્દુલ્લા પણ હતો.

"કહો સૈન્યની શી હાલત છે?" શાહજાદાએ પ્રશ્ન કર્યો.

"આખું સૈન્ય તૈયાર છે, માત્ર હુકમની વાર જુવે છે."

"હું હમણાં આવું છું; તમો સૈન્યમાં જાવો." આટલું કહી શાહજાદો પોતાના તંબુમાં જઇ હથીયાર સજી સૈન્યમાં આવ્યો. સૈનિકોએ ફોજી કાયદા પ્રમાણે સલામી આપી. શાહજાદાએ હસ્તા મુખે તેનો જવાબ આપ્યો, અને સૈન્યની વચ્ચે ઉભા રહી બોલવા લાગ્યો.

"હે ! મારા બહાદુર સૈનિકો ! અને મુલક ઉપર પ્રાણુ આપનાર જાંફેરોશો ! તમારી બહાદુરી ઉપર મને નાઝ છે: કારણુ તમારીજ મદદથી શહેનશાહે હિંદુસ્તાનના મોટામાં મોટા સરકશો અને બાગીઓને સજા કરી, અને હાલ તમારીજ બહાદુરીના કારણે લાહોરનો કિલ્લો સર થયો છે. હવે તમારી બહાદુરી ઉપર વિશ્વાસ રાખી શહેનશાહે મારી સરદારી હેઠલ તમોને ચિતોડ ઉપર મોકલ્યા છે. તમોને જ્ઞાન છે, કે લુટારા શિવાજીનું આજ મુખ્ય સ્થળ છે, અને તેનું સૈન્ય અત્રેજ આવી આસરો લે છે. મુકામ નાખે છે. રાજા જશવંતસિંહ તે લુટારાને મદદ કરે છે. આપણુને આનો વિચાર નથી, કે આપણને સુખ નથી મળતું, પણ વિચાર હોય તો તે માત્ર ગરીબ પ્રજાનો છે; કારણ કે લુટારા મરાઠાઓના હાથે પ્રજાવર્ગ લુટાય છે. તથા કતલ થાય છે; માત્ર આટલાજ માટે પ્રજાના દુઃખે દુઃખી થઇ શહેનશાહે મને આ બાજુ મોકલ્યો છે. કે તમો બાગી રાજાને સજા કરો અને મરેઠાઓને અત્રેથી હાંકી કાઢો. જેથી મુલકમા સુલેહ શાંન્તિ પ્રસરી જાય."

"હવે આ બાગી રાજા સાથે તેને મદદ કરતાંઓને દેખાડી આપો જગતમાં કોઇ ફતેહમંદ કોમ છે તો તે મુસ્લિમ છે અને બહાદુરીનો દાવો કરી શકે છે તો તે મુસલમાનોજ કરી શકે છે. આતો તમારા મત એક રમત છે," આટલું કહી શાહજાદો ચુપ થઇ ગયો. શાહજાદાને ખામોશ જોઇ આખા સૈન્યે "અલ્લાહો અકબર"નો નારો કર્યો. જેણે મેદાનમાંથી પર્વતોમાં અથડાઈ શત્રુઓના દિલોને હલાવી નાખ્યા.

આજ અવાજ લઇ ગાઝી મેહમુદ ગીઝનવી હિંદમાં આવ્યો હતો, અને હિંદને હલાવી મુકયું હતું, સાથે મૂર્તિપૂજકોને ખુદાના પરમ ભક્ત બનાવી દીધા હતા. આજ અવાજે ઇરાનીઓને ગભરાવી નાંખ્યા. આજ અવાજે રૂમીઓને દીવાના બનાવી દીધાં. અર્થાત આજ અવાજે જગતમાં કુફ્રને મટાડી ઇસ્લામનો નુર ચમકાવ્યો, પ્રકટાવ્યો; અને હકુમતનો તાજ આજ નામ લેનારને મસ્તકે મુકાયો.

સૈનિકોના "અલ્લાહો અકબર"ના ગગનભેદક અવાજ પછી અબ્દુલ્લાએ આગળ વધવાનો હુકમ કર્યો. પહેલાં તો સહેજ હિલચાલ માલમ પડી, પણ પછી તરત ઘોડાના પગોનો, હથિયાર વગેરેનો અવાજથી માલમ પડયું કે પૃથ્વી ધ્રુજી ઉઠી. રજપુતો આમની વાટ જોઇનેજ ઉભા હતા. મુસલમાનોને ફેર કરતાં જોઈ તેમણે અગ્નિનો વરસાદ વરસાવવો શરૂ કરી દીધો. મોગલ સૈન્યનો મોટો ભાગ કિલ્લાની ખાઇ આગળ આવી પહોંચ્યો. બરાબર સામસામા ગોલીઓના મારા ચાલુ રહ્યા, પણ કાંઈ પણ પરિણામ આવ્યું નહિ. અબ્દુલ્લાના સૈન્યનો મોટો ભાગ નાશ પામ્યો, કારણ તે સૈન્ય મેદાનમાં હતું અને રજપુત સૈન્ક કિલ્લામાં હતું. આ સ્થિતિ જોઇ શાહજાદાએ અબ્દુલ્લાને કહ્યું.

" અબ્દુલ્લા ! આપણું મોટું નુકશાન થઇ રહ્યું છે."

" ત્યારે શું કરવું, એતો બનીજ શકતું નથી કે આપણે પાછા હઠીએ."

"આથી તો મારી માન્યતા છે કે હું કિલ્લા ઉપર હુમલો કરૂં."

" તેથી પરિણામ શું આવશે. ત્યાં જતાં જતાં તો અર્ધું સૈન્ય નાશ પામશે."

" ત્યારે હમણાં નુકશાન નથી થઇ રહ્યું."

" થાય છે, પણ એટલું નથી કે હુમલો કરવાથી થશે."

" એક હુમલો કરી તો જોઉં શું થાય છે." શાહજાદાએ પોતાની મક્કમતા દર્શાવતાં કહ્યું.

" હું આપને રોકતો નથી, પણ પરિણામનો વિચાર કરી લેજો"

" જોઇ લેવાશે." કહેતાં શાહજાદાએ એક હજાર સૈનિકો વીણી લઇને અબ્દુલ્લાને કહ્યું કે "તમે આ બાજુથી હુમલો કરો હું પશ્ચિમ બાજુથી હુમલો કરીશ." કહેતાં પોતાના હજાર સૈનિકોને ધીમા ધીમા પાછળ હટાવવા લાગ્યો, અને પર્વતની બાજુમાં ગેબ થઇ ગયો. ટુંક સમયમાં તે પોતાનું સૈન્ય લઇ પશ્ચિમ બાજુ દેખાવા લાગ્યો. શાહજાદો તે સૈન્યને ત્યાંજ થોભાવી કિલ્લાને નિહાળવા લાગ્યો. અને તેને લાગ્યું કે ઉત્તર તરફથી હુમલો કરું નો સારૂં છે, કારણ તે બાજુ તદ્દન ખાલી છે, ત્યારપછી તેણે પોતાના લશ્કરને પર્વતની પાછળ બોલાવી લીધું, અને આગળ વધવાનો ઇશારો કર્યો. સૈન્ય પર્વતોની આડમાં આગળને આગળ ચાલ્યું ગયું. તે પછી તેણે સૈન્યને રોકી કહ્યું કે " તમો અત્રે થોભો કારણ કિલ્લો પાસેજ છે.

હું જરા જોઇ આવું કે હુમલો કઈ બાજુથી કરવો જોઇએ." આટલું કહી પશ્ચિમ બાજુ ચાલ્યો ગયો અને આમ વિચારમાંને વિચારમાં પોતાના સૈન્યથી ઘણો આગળ વધી ગયો. તે કિલ્લા તરફ જોઇ રહ્યો હતો, કે તેને પૂર્વ બાજુએ કાંઇ સંચાર માલમ પડયો આમ તેમ તાજુબીથી ચારે બાજુ જોવા લાગ્યો, પણ કાંઇ નહિ જણાતાં પાછો કિલ્લાને નિહાલવા લાગ્યો, કે એક તલવાર તેના મસ્તક ઉપર આવીને પડી. સમિપ હતું કે તલવારના એકજ વારે શાહજાદાનું કામ પૂર્ણ થઇ જાય, પણ શાહજાદો જ્યાં ઉભો હતો તે જગ્યા સાંકડી હતી આથી તલવારનો વાર એક શિલા સાથે અથડાઇને પછી શાહજાદાના મસ્તકમાં વાગવાથી ઘા નાનો પડયો. શાહજાદો તરત પલટીને જુવે છે તો હુસેન મીરઝા હુમલો કરી રહ્યો છે. શાહજાદો જોઇ ન શકયો, અને તલવાર ખેંચી હુસેન મીરઝા ઉપર વાર કર્યો. તે ઘણું બચાવવા ગયો પણ તલવાર માથા ઉપર આવીજ ગઇ હતી પણ હાથ વડે તલવાર રોકતાં મસ્તક ઉપર નાનો સરખો વાર થયો. હવે શાહજાદો બરાબર વાર કરતો હતો. હુસેન મીરઝાને લાગ્યું કે શાહજાદો મને મુકશે નહિ. મારૂં મૃત્યુજ થશે. એટલે તરત તેણે સીટી વગાડી. અવાજ થતાંજ ઘણાં સૈનિકોએ શાહજાદાને ઘેરી લીધો શાહજાદો તાજુબ થયો કે આ સૈનિકો આવ્યા કયાંથી ?

શાહજાદો બરાબર બહાદુરી સાથે શત્રુઓના હુમલાઓ રોકતો રોકતો ધીમાં ધીમાં તે બાજુ વધવા લાગ્યો, કે જે બાજુ પોતાનું સૈન્ય ઉભું રાખીને આવ્યો હતો. પરંતુ તેનું ધ્યાન શત્રુઓના હુમલા રોકવા તરફ હોવાથી માર્ગ ભુલી ગયો, અને બીજા માર્ગે ચઢી ગયો. તો પણ તે એવા સ્થળે પોહચી ગયો કે તેના સૈનિકો તેની વાટ જોઇ રહ્યા હતા. મોગલ સૈન્યે જોયું કે શાહજાદો શત્રુઓમાં ઘેરાઇ ગયો છે, કે તરત તેઓ શાહજાદાની મદદે જઇ પોહચ્યા.

હવે બન્ને બાજુ ઘમસાણ યુદ્ધ મચી ગયું. શાહજાદો હવે ઘણી બહાદુરી સાથે યુદ્ધ કરી રહ્યો છે. અને સમિપ હતું, કે હુસેનમીરઝા તથા તેના સૈનિકો હારી નાસી જાય. તેવા સમયમાં શાહજાદાના ઘોડાએ ઠોકર ખાધી અને શાહજાદો પછડાયો સાથેજ બેહોશ થઇ ગયો. હુસેનમીરઝાએ આ સમય જવા દીધો નહિ. તરત પોતાના સૈનિકોને લલકારીને કહ્યું કે "શું જુવો છો? બાંધી લો. આવો સમય હવે પછી મળશે નહિ." આ સાંભળતાં સૈનિકો તે તરફ

વધ્યા. સાથે શાહજાદાના પણ સૈનિકો વધ્યા. અત્રે પ્રાણ સટોસટીનું યુદ્ધ થયું. શાહજાદાના સૈનિકો ઇચ્છતા કે શાહજાદાને અમો લઇ જઇએ, ત્યારે હુસેનમીરઝાના સૈનિકોની તમન્ના હતી, કે તેને અમો કેદ કરીએ. જો કે શાહજાદાના સૈન્યમાં કોઇ અમલદાર ન હોવાનો લાભ લઇ હુસેનમીરઝા શાહજાદાને કેદ કરી પોતાના સૈનિકોને લઇ ત્યાંથી ચાલ્યો ગયો.

હવે સંધ્યાકાલ થવા આવ્યો હતો; પણ શાહજાદાનો પત્તો નહિ હોવાના કારણે અબદુલ્લાં, દાઉદ તલ્હા વગેરે સરદારો ઘણી ચિન્તામાં છે, કારણ સંધ્યા કાલ થવા આવ્યો પણ શાહજાદાએ ન હુમલો કર્યો. ન કોઇ વાતની ખબર આપી. બન્ને સૈન્યો વઢતા વઢતા થાકી ગયા છે, પણ પાછા હટવાનું નામ લેતા ન હતા.

સૈનિકોના ઉપર દયા લાવી સૂર્ય અસ્ત થઇ ગયો; અને હાલ આરામ કરો. થાક ખાવો. હું કાલે આવું ત્યારે વઢજો, અંધારામાં કોણ જોશે" કેહતો કેહતો ચાલ્યો ગયો. સૂર્ય અસ્ત થતાં બન્ને સેનાઓ પણ પોત પોતાના સ્થાને સ્થંભી ગઇ. મોઅઝઝને અજાન આપી. કે સર્વે મોજાહેદીન જાફરોશીની હાલતમાં પણ પોતાના પેદા કરનારની ઇબાદત માટે એકઠા થઇ ગયા, અને મગરિબની નમાઝ અદા કરી. સર્વે સૈનિકો આરામ લેવા પોત પોતાના સ્થળે ચાલ્યા ગયા. ત્યારે અબદુલ્લા, તલ્હા અને દાઉદ ત્રણે સરદારો એક તંબુમાં આવીને બેઠા કે અબદુલ્લાએ કહ્યું "મને તાજુબી થાય છે કે શાહજાદો ક્યાં ગેબ થઇ ગયો."

"પહેલાંની માફક કાંઇ વળી ધોકો ન આપ્યો હોય." તલ્હાએ શંકા દર્શાવતાં કહ્યું.

"નહિ, કારણ આ યુદ્ધમાં તેમની આશાઓ અવલંબી રહેલી છે." દાઉદે શંકાનું સમાધાન કરતાં કહ્યું.

"મારૂં તો માનવું છે કે ચિતોડના રાણાની કુંવરી કમળા પણ શાહજાદાના પ્યારમાં પડી છે; અને શાહજાદાના નામની જપમાળા જપ્યા કરે છે; અને આ પેહલાં શાહજાદા સાહેબ કમળાને ચિતોડમાં જઇ મળી પણ આવ્યા છે. સાથે દુત તરીકે પણ પોતેજ કામ કરી આવ્યા છે. લાહોરમાં અખ્તર હતી તો અત્રે કમળા છે, પછી શંકાને સ્થાન કેમ નહિ?" તલ્હાએ પોતાની શંકા સત્ય છે તેના પુરાવામાં કહ્યું.

"નહિ. નહિ. કમળાના માટે શાહજાદો અખ્તરને ત્યાગે તે બનવા સંભવ નથી. તેમ તે માનવા મારૂં અંતઃકરણ સાફ ના પાડે છે, મને તો લાગે છે કે પર્વતોમાં માર્ગ ભુલી ગયા હશે." અબ્દુલ્લાએ પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું.

"કયો મોટો પહાડ છે કે ભૂલા પડી જાય !" તલ્હાએ કટાક્ષમાં કહ્યું.

"તાજુબ થવા જેવું નથી."

"આ પ્રમાણે આ ત્રણે અફસરો વાતો કરી રહ્યા હતા કે શાહજાદાના સૈનિકોમાંથી એક ત્યાં આવ્યો તેને જોતાજ અબ્દુલ્લાએ પૂછ્યું. "કેમ ખેરીયત તો છે. શાહજાદો કયાં છે ?"

"હજુર શું અરજ કરૂં અમો લુટાઈ ગયા." સૈનિકે ઘભરાતા કહ્યું.

"શું છે જલ્દી કહો."

"શાહજાદા કેદ પકડાઇ ગયા."

"કેવી રીતે કેદ થયા ? જલ્દી કહો." દાઉદે બેતાબ થઇને કહ્યું.

અત્રે સૈનિકે જે બન્યું હતું તે સર્વે કહી સંભળાવ્યું. તે સાંભળતાં ત્રણે જણ તાજુબીમાં પડી ગયા. સૈનિકને રજા આપવામાં આવી. પછી ત્રણેએ ગુપચુપ કાંઇ મશવરો કર્યો અને પોત પોતાને સ્થાને ચાલ્યા ગયા.

\+ + + +

આ બાજુ મોગલ સૈન્ય આરામ લેવા લાગ્યું, ત્યારે સામી બાજુ રામસિંગ સરહદી કિલ્લામાં બેસી કેટલાક અફસરો સાથે વાર્તાલાપ કરી રહ્યો છે, કે એટલામાં હુસેનમીરઝા આવ્યો તેને જોતાંજ રામસિંગે પ્રશ્ન કર્યો.

"હુસેન તમો યુદ્ધના સમયે એવા અલોપ થયા કે કાંઇ પત્તોજ ન લાગ્યો."

"હું અલોપ નહોતો થયો, પણ તમારા કરતાં ઉત્તમ કાર્ય કરી આવ્યો છું." હુસેને છાતી કાઢતાં કહ્યું.

"તે કયું બહાદુરીનું કામ છે, કે તમો તેના ઉપર અભિમાન કરો છો. આજે મોગલોએ જે કામ કર્યું અને જેવી બહાદુરીથી લડ્યા તે જોતાં જો એવા પ્રસંગે અમારૂં સૈન્ય હોત તો બે કલાક કરતાં વધુ થોભી શકત નહિ."

"મારો ઉદ્દેશ્ય આ યુદ્ધથી નથી."

"ત્યારે ?"

"મેં આજે મહમદ સુલતાન ઔરંગઝેબના વલીઅહદને કેદ કર્યો છે."

"શું આપે શાહજાદાને કેદ કરી લીધા." રામસિંગે તાજુબીમાં કહ્યું."

"શું તમોને આમાં શંકા છે."

"શંકા તો શું ! મને વિશ્વાસ પણ આવતો નથી."

"સારૂં ત્યારે હમણાં ખાતરી કરી આપું છું." આટલું કહી તે બહાર ચાલ્યો ગયો, અને તરત શાહજાદાને બેડીઓ વગેરેમાં જકડેલો રામસિંગની આગળ લાવીને ઉભો કરી દીધો. શાહજાદાએ ચારે બાજુ ગુસ્સાની નજરે જોયું, પછી એક બાજુ જોવા લાગ્યો, સર્વત્ર શાન્તિ પ્રસરી ગઇ હતી.

"આજ શાહજાદો સુલતાન મહમદ છે." હુસેને કહ્યું.

"આપજ શાહજાદા મહમદ સુલતાન છો." રામસિંગે ડરતા ડરતા કહ્યું.

"હા, થોડા સમય પહેલાં શાહજાદો હતો, પણ હાલ તમારો કેદી છું."

"કેદ થવાથી શું ! આપની ઇજ્જત અત્રે એવીજ થશે જેવી આપના સૈન્યમાં થતી હતી."

"હું આપનો ઉપકાર માનું છું, પણ મને દિલગીરી એટલા માટે થાય છે, કે મારી સાથે દગો રમવામાં આવ્યો છે."

"દગો કેવો ? શું મેં આપને બહાદુરીથી કેદ નથી કર્યા ?" હુસેનમીરઝાએ કહ્યું.

"બસ ખામોશ. હું નામરદ અને નિમકહરામથી વાત કરવા પણ માંગતો નથી. જો તને બહાદુરીનોજ દાવો હોય તો મારા હાથ છુટા કરી દે." શાહજાદાએ ધિક્કાર સાથે કહ્યું.

"શાહજાદા સાહેબ મેં આપની બહાદુરી જોઇ છે. મને આપ એક અજોડ બહાદુર જણાયા છો, પરંતુ અફસોસ ! હું આપને મુકત કરી શકતો નથી." રામસિંગે નરમાશથી કહ્યું.

"હું આપને એમ નથી કેહતો કે મને મુકી દો, પણ આ દગલબાજે મારી સર્વે આશાઓ ઉપર પાણી ફેરવી દીધું. હાલ તો મારી આશા નિરાશામાં બદલાઇ ગઇ."

રામસિંગે સૈનિકોને ઇશારો કર્યો. સૈનિકો ઇશારો થતાં શાહજાદાને લઇને ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૨૧ મું.

## નિરાશામાં આશા.

રાત્રિના દસ વાગી ગયા છે. ચિતોડમાં સ્વાભાવિક રીતે સામાન્ય દીવસો કરતાં વધુ પ્રવૃત્તિ જોવામાં આવે છે, કારણ કે શહેનશાહ આલમગીરનું સૈન્ય સરહદ ઉપર આવી ગયું છે; ચિતોડના દરવાજા બંધ થઇ ગયા છે; માત્ર ઘણાં ભાગે મંદિરોના દરવાજા ઉઘાડા જોવામાં આવે છે; અને જન સમાજ પુજા પાઠ સાથે ફતેહ માટે કરગરી કરગરી પ્રાર્થના કરી રહ્યો છે. મોટા મંદિરમાં બીજા મંદિરો કરતાં વધુ રોશની જોવામાં આવે છે. તેનાં અનેક કારણોમાંનું એક કારણ એ પણ છે કે દુર-દુરથી સાધુ તથા સંન્યાસીઓ ઘણે ભાગે એજ મંદિરમાં આવીને ઉતરે છે; અત્યારે તેમાં ખાસ નવિનતા છે. ત્રણ સાધુઓ અહિંયાં ઉતરેલા છે, તેથી ભક્ત જનોની તથા સામાન્ય વર્ગની વધુ સંખ્યા જોવામાં આવે છે.

નવિન સાધુઓમાં બે સાધુ પાસે પાસ આસન જમાવી શાન્ત બેઠા છે, ત્યારે ત્રીજો સાધુ તેમનાથી થોડા અંતરે તેમની સામે બેઠો છે. તે આ બન્ને સાધુઓ જે કાંઇ કહે છે, તથા તેમને જે કોઇ વસ્તુની જરૂર પડે છે, તે સર્વે કામ તે કરે છે. બીજા સાધુઓથી આ નવિન સાધુઓ સ્વાભાવિક રીતે જુદા પડે છે. તેમાંનો એક સાધુ જેની વય ભાગ્યેજ અઢાર વર્ષની હશે. તે ઘણોજ સ્વરૂપવાન છે. તેના મુખ સૌંદર્યવાન ઉપર લગાડેલી ભભૂત અને રસીલી મોટી મોટી આંખો જોતાં સ્વાભાવિક રીતે દરેકનું મન તેના તરફ ખેંચાતું હતું. તેમાં ધર્મઘેલી હિંદુ લલનાઓ તો લળીલળી પાયે લાગતી, અને સાંમાં જોતાં જોતાં ચાલી જતી. સાધુ તેમની આવી મુગ્ધ સ્થિતિ જોઇ મનમાં હસતો. તેના લાંબા લાંબા વાળ સાથે હિંદુ રમણીઓ પોતાના વાળની સરખામણી કરતાં શરમાતી, લજવાતી. તેની પાસે બેઠેલો બીજો સાધુ સ્વરૂપવાન હતો, પણ પહેલાના મુકાબલામાં આવે તેમ નહોતો. બન્નેએ ભગવી કફની પહેરેલી હતી, અને કંઠમાં બબ્બે માળાઓ હતી

જ્યારે આ યોગીઓ ચિતોડમાં આવ્યા ત્યારથી મોટી ધુમ મચી ગઇ છે. આખા ચિતોડના અમીરો તથા ગરીબો તેમના દર્શન માટે આવે છે, અને કંઇકને કંઇ તેમને ભેટ આપે છે; પણ આ ત્રણે સાધુઓ પોતાની પાસે કાંઇ પણ ન રાખતાં ગરીબોને વહેંચી દે છે. ખુદ રાણો પણ બે વાર તેમના દર્શન કરી પાવન થયો હતો, અને કેટલાક હજાર રૂપીઆ નજરાણામાં ભેટ કર્યા હતા. તે સર્વે નાણું તેજ દીવસે આ સાધુઓએ ગરીબોને વહેંચી. આખા ચિતોડનું મન જીતી લીધું હતું. લોક લાગણી સાધુઓ પ્રત્યે ઢળેલી જોઇ રાણાએ વધુ ત્રણ ચાર દિવસ ચિતોડને પાવન કરવા વિનતી કરતાં સાધુએ તે કબુલ કર્યું હતું.

મોટી રાત સુધી આ સાધુઓના દર્શનનો પાર આવતો નહિ. રાત્રિના બાર વાગ્યા છે. જ્યારે બીજા જોગીઓ પોત પોતાના સ્થાને આરામ લેવા ચાલ્યા ગયા છે, ત્યારે આ સાધુઓ અત્યારે પણ જાગે છે. ચારે બાજુ શાન્તિ પ્રસરી ગઇ છે. આ સાધુઓએ આજુ બાજુ જોયું પણ કોઇ દેખાયું નહિ, ત્યારે વધુ સ્વરૂપવાન જોગીએ કહ્યું "આપણને અત્રે આવે આજે દસમો દિવસ છે, પણ કાંઇ પત્તો સરખો પણ લાગ્યો નહિ."

"મને તો લાગે છે, કે તે વાતની કોઇને ખબર નથી; નહિ તો આપણને બાતમી મળ્યા વગર ન રહત; અને જો છે તો તે વાત કોઇ જાણે નહિ તેવો પ્રબંધ રચવામાં આવેલો હોવો જોઇએ."

"મારૂં પણ એવુંજ માનવું છે."

આ પ્રમાણે આ જોગીઓ વાતો કરી રહ્યા હતા, કે એક સૈનિકે આવી દંડવત કરી કહ્યું: "મહારાજ, અમારી રાજદુલારી કુંવરી કમળા આપનાં દર્શનની અભિલાશા રાખે છે; માટે રજા આપો તો સેવામાં હાજર થાય."

"સાધુ પાસે આવવામાં કોઈ પણ પ્રકારની રજાની જરૂર નથી." સાધુનો આ જવાબ સાંભળતાં સૈનિક ચાલ્યો ગયો; કે તરત રાજદુલારી કમળાદેવી નાઝો અંદાઝ સાથે આવી, અને દંડવત કરી બન્ને હાથ જોડી ઉભી રહી. સાધુઓએ બેસવાનો ઇસારો કર્યો, કે તરત અદબ સાથે સામાં બેસી ગઇ. સાધુઓએ કમળાના સૌંદર્યને નિહાળી નિહાળી જોયું. તેમના મનમાં ખાતરી થઇ ગઇ કે કમળાના સૌંદર્યનાં વખાણ જે આપણે સાંભળ્યા હતા, તે બરાબર છે. તેવીજ

રીતે કમળાદેવી પણ સાધુઓનું સૌંદર્ય મુગ્ધપણે જોઇ રહી, પણ સાધુએ તેની આવી સ્થિતિ જોતાં પુછ્યું, "આજ રાજકુંવરીએ અમો ગરીબ સાધુઓ ઉપર ઉપકાર કર્યો છે."

"હું કેટલાક દિવસથી આપ• મહાત્માઓના દર્શન કરવા વિચાર રાખતી હતી; પરંતુ યુદ્ધના કારણે અવકાશ મળતો નહોતો. આજે તો મેં ઠરાવ કરી લીધો કે ગમે તેમ થાય પણ આપના દર્શન કરી પાવન થાવું. અર્થાત્ આપની દાસી ચરણમાં હાજર થઇ છે" કમળાએ નમ્રતાથી કહ્યું.

"યુદ્ધથી તમને શો સંબંધ !" સાધુએ તાજુબીથી કહ્યું.

"મહારાજ. આમાં નવાઈ જેવું કંઇ નથી, કારણ આ શહેરની રક્ષાની ફરજ મારા સીરે છે; તે માટે નવરાશ મળતી નથી."

"આ કાંઇ નવરાશ નહિ મળવાનું ખાસ કારણ નથી, કારણ મોરચા ઉપર સ્થળે સ્થળે તોપો તથા સૈન્ય કાયમ કર્યા પછી બીજું કાંઇ પણ કામ રહેતું નથી; હા; અલબત યુદ્ધ ચાલતું હોય તો આપનું કેહવું યોગ્ય થાત, પરંતુ મુદ્દાની વાત સંતાડવા બાબત અમારી સામે ચેષ્ઠા કરતા જોઇ અમને તાજુબી થાય છે."

"મહારાજ. તે એક ભેદ છે."

"તે અમો જાણીએ છીએ. આથીજ તમારી નકામી ચેષ્ઠા જોઈ અમોને હસવું આવે છે." સાધુએ બેપરવાઈથી મંદહાસ્ય કરતાં કહ્યું.

"મહારાજ ! તે સત્ય છે; પણ ભીંતને પણ કાન હોય છે."

"નહિ. નહિ. અમો નથી ઇચ્છતા કે તમો અમોને તમારો ભેદ કહો. ન કહોપરંતુ સાથે સંતાડવા નક્કામો પ્રયત્ન પણ ન કરો."

"મહારાજ મને લાગે છે કે આપ ત્રિકાળ જ્ઞાની છો. તેથી અમારા આગળ વાત સંતાડવી તે મુર્ખતા છે; જ્યારે તમો જાણો છો તો પછી મને કહેવામાં શો વાંધો છે. વાત એમ છે કે ઔરંગઝેબનો શાહજાદો મહમદ સુલતાન કેદ છે, અને તેને સંભાળવાનું કામ મારે જુમ્મે છે; હાલ તે ચિતોડમાં છે, પણ જાહેરમાં તો જણાવ્યું છે, કે ઈંદોર મોકલી દેવામાં આવ્યો છે." કમળાએ આજુ બાજુ જોતાં કહ્યું.

"અહો ! આમાં ભેદની શી વાત છે ! યુદ્ધમાં તો સામ સામાં કેદ થાય છે."

"પણ તેમાં ને આમાં ભેદ છે."

"શો?"

"શાહજાદો ઘણો બહાદુર છે, તેને છોડાવવા માટે મોટા મોટા પ્રયત્નો કરવામાં આવે છે; કારણ તે હમણાં મુક્ત થાય તો એકજ દિવસમાં કિલ્લો સર થઇ જાય; કારણ તે કોઇ શાહજાદી ઉપર આશક છે, અને ઔરંગઝેબે ઇકિરાર કર્યો છે કે જો ચિતોડ ફતેહ કરશે તો તે શાહજાદી સાથે શાદી કરી આપશે. આથી મહમદ સુલતાન ચિતોડ સર કરવામાં પોતાના પ્રાણની પણ દરકાર રાખશે નહિ. પ્રાણ કરતાં પ્રેમદા અધિક પ્રિય હોય છે; એક તો તે અજોડ બહાદુર છે, અને પ્રેમ તેને અધિકતર બહાદુર બનાવી દેશે." કમળાએ શાહજાદાને મુક્ત નહિ કરવાનું કારણ દર્શાવતાં કહ્યું.

"તમો જાણો છો એ શાહજાદી કોણ છે?" સાધુએ કમળાના મુખ સામાં જોઈ કહ્યું.

"મેં મારા પિતાના દરબારમાં હુસેન મીરઝાના મુખે સાભળ્યું છે કે તેનું નામ અખ્તરજહાં છે, અને તે મીરઝા શુજાની પુત્રી છે."

હુસેનમીરઝાનું નામ સાંભળતાંજ સાધુઓના મુખો ઉપર લાલાસ આવી ગઇ, પણ તેઓએ તરત થએલી અસર સંતાડતા કહ્યું "ઘણા ભાગે શાહજાદી પણ તેના માટે બેતાબ તો હશે."

"પરમેશ્વર જાણે; પણ જો હું અખ્તરજહાંની જગ્યાએ હોત તો જરૂર પ્રાણની દરકાર પણ રાખ્યા વગર તેને છોડાવી જાત. કમળાએ જુસ્સાથી કહ્યું." પણ પાછો કાંઇ વિચાર આવતાં શરમાઇ નીચું જોવા લાગી.

"શું તમે શાહજાદાને જોયો છે?"

"અલબત. તેમાં શંકા શી? તેણે મારા એકવાર પ્રાણ પણ બચાવ્યા હતા. ત્યારે હું તેને ઓળખતી નોહતી. તે પ્રસંગે તેના સંબંધમાં મારા અંતઃકરણમાં એક લાગણી ઉત્પન્ન થઇ હતી. ત્યાર પછી ખાસ એક પ્રસંગે ચિતોડમાં પણ મીલાપ થયો હતો, અને કેદ થઇ આવ્યા ત્યારે પણ જોયા. મારા પિતાનો તેમને કતલ કરી નાંખવાનો વિચાર રાખતા હતા, પરંતુ તેમના મારા ઉપરના ઉપકારે અને કોઇ ન સમજે તેવી લાગણીએ મેં બચાવી લીધા. મેં મારી દેખરેખ નીચે કેદમાં રાખ્યા છે." કમળાએ શરમાતાં શરમાતાં કહ્યું.

"આ કાર્ય તો ઉત્તમ કર્યું."

" હું તો ઇચ્છુ છું, કે સલાહ થઇ જાય, અને શાહજાદો પોતાની પ્રિયાને જઇ મળે ! કારણ મારૂં અંતઃકરણ શાહજાદાને સુખી જોવા માંગે છે. "

" જો એમ છે તો આપ એમને મુક્ત કરી શકો છો ?"

" તે કરવા લાચાર છું પણ......" કેહતાં રાજકુમારીએ નિશ્વાસ નાંખ્યો.

" કમળાદેવી તમો ચુપ કેમ થઇ ગયા. તમારા જે દિલમાં હોય તે કહો. હું તમારો મિત્ર છું. તમોને દરેક પ્રકારની મદદ આપવા તૈયાર છું. "

" મહારાજ ! શું કહું ? અલબત. શાહજાદા ઉપર મને દયા જરૂર આવે છે; અને તેમનું મુખકુંજ એવું છે કે શત્રુ પણ તેમના ઉપર તલવાર ચલાવી શકતો નથી. સત્ય રીતે તો જ્યારથી મેં શાહજાદાને જોયા છે, ત્યારથી તેમનો ખ્યાલ મારા દિલમાં અહરનિશ રહ્યા કરે છે " ઢળેલી આંખે કમળાએ કહ્યું.

" ત્યારે તો તમારે તેમના ઉપર દયા કરવી જોઇએ. "

" તે મારો ધર્મ છે; તેઓ કેદી છે; પણ તેમની દરેક પ્રકારની સગવડો સાચવવામાં આવે છે, પણ લાચાર છું, કે તેમને મુક્ત નથી કરી શકતી. કારણ તે અમારા દેશના શત્રુ તથા મારા પિતાના લોહીના તરસ્યા છે. "

કમળાના મુખ ઉપર નવિન નવિન ભાવો આવતા હતા. તે સંતાડવાના કારણે 'કાલે આપીશ' કહી ઉભી થઇને દંડવત કરી ચાલી ગઇ.

" આપણી મતલબ કમળાથીજ નીકળશે " પહેલા સાધુએ કહ્યું

"મને તો લાગે છે કે કમળા પણ શાહજાદાને ચાહે છે. આથી તેની પાસે કેદ છે, તે પણ સારૂંજ છે. " બીજા સાધુએ કહ્યું,

"હા, તેના બોલવા તથા હાવભાવ ઉપરથી તેમ માનવાને કારણ મળે છે. જો તે સત્ય હોય તો પણ તે પોતાના દેશની લાગણીને લીધે કાંઇ કરી શકશે નહિ. "

" જોઈ લેવાશે. આપણે હવે આપણું કામ કરવું જોઇએ. કારણ પત્તો તો લાગી ગયો છે. "

" બેશક, જે કરવું તે જલ્દી કરવું જોઇએ. " કેહતાં પહેલો સાધુ ઉભો થઇ ગયો. તેની સાથે બીજા બે સાધુઓ પણ ઉભા થઇ ગયા.

" તમો અત્રેજ રહો. અને દેખરેખ રાખો. અમો ન આવીએ ત્યાં સુધી અત્રેજ રેહજો, " બીજા સાધુએ નોકર તરીકે જણાતા સાધુને કહ્યું અને બન્ને સાધુ ઉત્તર બાજુ ચાલી નીકળ્યા.

આ બન્ને સાધુ આડા અવલા માર્ગોથી થઇ વસ્તીથી દુર નીકળી ગયા, અને એક સ્થળે ઉભા રહી આપણાં યુવાન સાધુએ ખીસામાંથી એક સીટી કાઢી અને જોરથી વગાડી. તેનો અવાજ ચારે બાજુ ગુંજી ગયો. થોડા સમય પછી તેવોજ સીટીનો અવાજ તેના ઉત્તરમાં ન હોય તેમ સંભળાયો, અને તરતજ તે યુવાન યોગીઓ આગળ ઉઘાડી તલવારો સાથે સો સવારો આવીને ઉભા રહી ગયા. તેમના સરદારે કહ્યું " શો હુકમ છે. "

" સારા સમાચાર છે. શાહજાદાનો પત્તો લાગી ગયો છે. "

" ત્યારે બતાવો અમો તેમને છોડાવી લાવીએ. "

" હમણાં સમય નથી. માત્ર બે કલાકજ રાત બાકી છે, પણ કાલે રાતના બાર વાગે પશ્ચિમ તરફના બુરંજ આગળ તમારા આ સવારોને લઇ ચાલ્યા આવજો; પણ ખબરદાર કોઇને પણ ખબર થાય નહિ. પછી સમય જોઇ સુચના કરવામાં આવશે; પરંતુ સાથે બીજા ચાર ઘોડા લેતા આવજો. "

" બહુ સારૂં તેમ થશે. "

" બોલો સરહદી કિલ્લાના શા હાલ છે. "

" દાઉદ તથા તલ્હા બરાબર યુદ્ધ કરી રહ્યા છે, પણ શાહજાદાની ગેરહાજરીથી તેમના દિલો તુટેલા છે. "

" જો ખુદાની મરજી છે તો કાલે શાહજાદો મુક્ત થઇ શકશે. હાલ તો નિરાશામા આશાએ દર્શન દીધા છે; સારૂં તમો જાવો, " યુવાન સાધુએ કહ્યું કે તરત તે સરદારે સલામ કરી અને જે બાજુથી આવ્યો હતો તે બાજુ પોતાના સાથીઓને લઇ ચાલ્યો ગયો અને સાધુઓ પણ ઉતાવળે ઉતાવળે પોતાના સ્થાન તરફ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૨૨ મું.



## વિટંબણાં.

સૂર્ય ક્ષીતિજમાંથી નીકળી ચુકયો છે; અને જગત જીવતા પૂર્વ તરફથી પશ્ચિમ તરફ ધીમાં ધીમાં પગલે આગળ વધી રહ્યો છે. આ વખતે ચિતોડના શાહી મહેલમાં એક નાના પણ સુંદર શોભાયમાન દિવાનખાનામાં રાજકુંવરી કમળા બેઠી બેઠી કાંઇ વિચાર કરી રહી છે. તે કોઇ અમુક ઠરાવ ઉપર આવવા માંગે છે; પણ કાંઇ નક્કી કરી શકતી નથી. વખતે વખતે તેના મુખમાંથી નિશ્વાસો પણ નીકળી જાય છે. તે દિલમાં વિચાર કરી રહી છે કે—" મારે શું કરવું ? કાંઇ સમજ પડતી નથી. શાહજાદાની વાત તો ઠીક પણ આ જોગીઓ પણ અજબ પ્રકારના લાગે છે; કેમકે તેમની સુંદરતા, કોમળતા વગેરે જણાવી રહ્યા છે કે તેઓ ઘણાં સુખાનંદમાં ઉછરેલા છે. તેમની વાતો આવી મધુર અને મીઠી માલમ પડે છે, કે બેઠી બેઠી આઠે પહોર સાંભળ્યા કરૂં. તેઓ શાહજાદાની વાત સાથે પ્રેમ ન હોય, તેમ વારે વારે તેજ વાત છોડી દે છે; એટલુંજ નહિ પણ તેઓ શાહજાદાને મળવા માંગતા હોય તેમ સ્વાભાવિક રીતે લાગે છે. મેં ઘણું ખોટું કર્યું, કે સર્વ વાત તેમને જણાવી દીધી. કાલેજ મહારાજા કહેતા હતા, કે શાહજાદાને કતલ કરી નાંખવો, તેમાં ઉત્તમતા છે; કારણ આથી ઔરંગઝેબની કમર તુટી જશે; પણ શું શાહજાદાને કતલ કરવાથી મુસલમાનો ચાલ્યા જશે ? ચિતોડ સ્વતંત્ર રહેશે ? અને કેમ જાણ્યું કે ઔરંગઝેબ પોતાના પુત્રના ખુનના બદલામાં કેટલાના ખુન કરશે ? કેમ જાણ્યું કે ઔરંગઝેબ ચિતોડમાં આવી કતલેઆમ નહિ ચલાવે. અરે ! શાહજાદાને કતલ કરવો તેતો જાણી જોઇ પોતાના પગમાં કુહાડી મારવા બરાબર છે. સાથે તેનો મારા ઉપર ઉપકાર છે. મારા પ્રાણ બચાવ્યા છે. શું એક ઉપકાર કરનારને કતલ થવા દેવો ? નહિ. તેવું નજ થવું જોઇએ. જો કે શાહજાદાના સંબંધમાં મારા હૃદયમાં માન છે. પ્રેમ છે. સાથે તે સ્વરૂપવાન છે. બહાદુર છે. તેવાને કતલ થવા દેવો તે અઘોરતા છે. પાપ છે. રાક્ષસ વૃતિ છે. પણ તે કોણ ? ચિતોડને સર કરનાર, દેશનો શત્રુ તથા મારા પિતાના પ્રાણનો પ્યાસો. શું ત્યારે મારે

મારા પિતાને તેના હાથે કતલ થવા દેવા ? સ્વતંત્ર ચિતોડ પરતંત્ર બનવા દઉં ? હાય ! હાય ! આ બેમાં શું સરસ ? કયો માર્ગ ઉત્તમ ? હે ! પ્રભુ તુંજ બતાવ કે મારે શું કરવું ? આ વિચારો અને મુંઝવણુની વિટમ્બણાં કેવી રીતે નાશ કરવી તે કાંઇ સમજાતું નથી. ”

આ પ્રમાણે રાજકુંવરી કમળા મોટી વિટમ્બણાંમાં હતી, કે તેની સાહેલી ચંપાએ પાછળથી આવી તેની આંખો ઉપર હાથ મુકી દીધા. ને બોલી “ બોલ સાહેલી કોણે આંખો દાબી છે. ”

“ જવાદે ચંપા, જવાદે. મને ન સતાવ. ”

“ કેમ શું છે ? આવી હાલત કેમ બની ગઇ ? તું ઉદાસ કેમ છે ? ” ચંપાએ હાથ લઇ લેતાં કહ્યું.

“ કાંઇ નહિ, કમળા હું બરાબર દસ બાર દિવસથી જોઇ રહી છું. જ્યારથી શાહજાદો કેદ પકડાયો છે, ત્યારથી તમે મોટી ચિન્તામાં હોવ તેમ સ્વાભાવિક રીતે લાગે છે. વાત શી છે ? તે કાંઇ સમજાતું નથી. ”

“ બેન, તું જાણે છે, તો પણ અજાણી થાય છે. ”

“ હું શું જાણું છું. ” ચંપાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

“ મને આ જોગીઓ વિચિત્ર લાગે છે. ”

“ શું તેમણે તમારા ઉપર મોહિની તો નથી કરી ને. ”

“ તને તો તુફાન અને મશ્કરીઓજ સુઝે છે, પણ જ્યારથી યુદ્ધ ચાલ્યું છે, ત્યારથી મારૂં મન અશાન્ત છે. ”

“ તેની ચિન્તા શી ? જો મુસલમાનો આવશે તો કાપી નાંખીશું. શાહજાદો તો આપણા કબજામાં છે. તો પછી તેઓ શું કરવાના છે. ” ચંપાએ મુંછો ઉપર હાથ નાંખતા કહ્યું.

“ નહિ. ચંપા નહિ. મુસલમાનો એવા કાંઇ પોચા નથી, કે તું ધારે છે તેમ થાય. જોતી નથી સરહદના કિલ્લા ઉપર રામસિંગે દસ પંદર દિવસ થયા પણ શું કર્યું છે ? કિલ્લાની અંદર એવો પેસી ગયો છે કે બહાર પણ નીકળી શકતો નથી. ”

“ શું કાંઇ પણ કર્યું નથી ? મુસલમાનોને આગળ વધવા દીધા નથી એ થોડું કામ છે ? ”

“ એ કાંઇ બહાદુરી નથી, કે કિલ્લાનો આસરો લઇ લડે. ”

“ પણ તમો મુસલમાનો સાથે હમદર્દી કેમ દેખાડો છો ? ”

“ હમદર્દી કેવી ? હું સાચી વાત કહું છું. ”

" ચાલો હશે, પણ તમે શાહજાદાને તમારા તાબામાં રાખ્યો છે કેમ ? તે તો કહો. " ચંપાએ લટકો કરતાં કહ્યું.

" વાહ ! મારા કરતાં વધુ વિશ્વાસ પાત્ર મહારાજા સમિપ અન્ય કોણ છે ? તું નથી જાણતી કે શાહજાદાને છુટો કરવો તે ચિતોડને હાથથી ગુમાવવા બરાબર છે. "

" ત્યારે તમે મહારાજા પાસે શાહજાદાની શીફારસ કરી તેમને કેમ કતલ થતા બચાવી લીધા. "

" શાહજાદાએ મારા પ્રાણ બચાવ્યા હતા. તેનો તે બદલો હતો. સાથે તે બહાદુર તથા સ્વરૂપવાન છે. "

" એમ ! ઉપકારનો બદલો અને બહાદુર ! એતો ઠીક ! પણ એમ કહોને કે હું તેને મારૂં દિલ આપી ચુકી છું. " મંદ હાસ્ય કરતાં ચંપાએ કહ્યું.

" એક મારા દેશના શત્રુને મારૂં દિલ આપું ? તે હવે બનવું સંભવિત છે ! હા અલબત સુલેહશાન્તિનો સમય હોત તો જેમ બીજી રજપુત કન્યાઓએ મુસલમાનોની સાથે પ્રેમ લગ્ન કર્યા છે, તેમ હું પણ કરત, પણ અફસોસ તે શત્રુ છે. એમ હોવાથી મારા દેશ માટે હું મારા પ્રેમનો ભોગ આપીશ. " કમળાએ નિશ્વાસ નાંખતા કહ્યું.

" બેન તમો તો વિચિત્ર વાત કહો છો, જે નથી બન્યું અને સાથે બનનાર પણ નથી એવી વાતો કરો છો. પ્રેમ એક એવી શક્તિ છે, કે તેની આગળ અન્ય સર્વે તુચ્છ સિદ્ધ થઇનેજ રહે છે.

" તે સર્વે સાચું પણ હું મારા દેશના શત્રુને મારૂં દિલ આપી શકતી નથી. "

" પણ જો આવો સૌંદર્યવાન શાહજાદો મને મળત, તો હું તેને મારા દિલમાં બેસાડત દિલમાં. " ચંપાએ પોતાના બન્ને હાથ છાતી ઉપર મુકતા કહ્યું.

" જો તારો આવો વિચાર હોય તો ચાલ હું તારો સંબંધ શાહજાદા સાથે જોડી દઉં. "

" શું તમો આ સત્ય કહો છો ? શું તમારા અંતઃકરણના ઉદ્દગારો છે ? " ચંપાએ કમળાના મુખ સામાં જોઇ કહ્યું,

" ચંપા ! ચંપા ! તું મને લાચાર ન બનાવ. સત્ય રીતે તો હું શાહજાદાને ચાહું છું, પણ મારો તે પ્રેમ નથી, કે તેના પ્રેમ માટે મારા દેશને શત્રુ બનાવું. " કરૂણ સ્વરે કમળા બોલી.

" પણ હાલ કેદમાં શાહજાદો કરે છે શું ? "

" કાંઇ નહિ. જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ નિરાંતે આરામ કરે છે."

" ચાલો ત્યારે આપણે તેની પાસે જઇએ," ચંપાએ કહ્યું.

" હું ત્યાં જવાનીજ હતી, પણ મારી વિટમ્બણાએ મને ભુલાવી દીધી. સારૂં થયું કે તેં યાદ અપાવી દીધું " કહેતાં કમળા ઉભી થઇ ચાલી નીકળી સાથે ચંપા પણ પાછળ પાછળ ચાલવા લાગી.

આ વખતે શાહજાદો મહમદ સુલતાન કમળા દેવીની વાટ જોઇનેજ બેસી રહ્યો હતો, કારણ તેનો હમેશના રિવાજ પ્રમાણે આવવાનો ટાઇમ થઇ ગયો હતો. એટલામાં કમળાદેવી સામી આવતી નજરે પડી. તેને જોતાં સહેજ આનંદી થયો.

" કેમ શાહજાદા કેમ છે ? " કમળાએ કટાક્ષમાં કહ્યું.

" મેં તમોને ઘણી વાર કહ્યું કે હવે મને શાહજાદો ન કહો, કારણ હવે તો હું તમારો કેદી છું. "

" પણ હું તમોને કેદી સમજતી નથી. ભલા કાંઈ કેદી જેવી તમારા પ્રત્યે ઓછી વર્તણુક ચલાવવામાં આવે છે. "

" પછી આમ મને ક્યાં સુધી પુરી રાખશો, કમળા. કમળા હું સાચું કહું છું, કે જો તમારો પ્રેમ મારા અંતઃકરણમાં નહોત, અને તમારી સ્નેહભરી વર્તણુક મારા પ્રત્યે નહોત તો પછી ગમે તેવો બંદોબસ્ત હોત તો પણ મને ચાલી જતાં કોઇપણ રોકનાર ન હોત. "

" શાહજાદા. તમો કોની સાથે પ્રેમ કરવા માગો છો ? હું તમારી શત્રુ છું તેનો વિચાર કર્યો છે. " કમળાએ કહ્યું.

" હા. હા. હું જાણું છું. કમળા દેવીનો હું કેદી છું, જેણે સિફારશ કરી મારા પ્રાણ બચાવ્યા છે. જેના અંતઃકરણમાં મારા માટે પ્રેમ છે; જેની મને સાબિતી મળેલી છે. તે મારા શત્રુ ! નહિ. નહિ. કદાપિ પણ નહિ બને." શાહજાદાએ બે પરવાઇથી કહ્યું.

"શું શાહજાદા તમો મને ચાહો છો ! પણ મને ચાહી શું કરશો ? શાહજાદા આ વાત દિલમાંથી કાઢી નાંખો. અલબત હું તમોને ચાહું છું તમારો પ્રેમ મારા અંતઃકરણમાં છે; પણ એ પ્રેમ એવો નથી કે જેના માટે હું મારા દેશને શત્રુ બનાવું."

" કમળા ! કમળા ! હું તમારી મુશ્કેલી સમજુ છું. આ ઉદગારો તમામ અંતઃકરણપુર્વક બોલાયલા નથી. " શાહજાદાએ કમળના મુખ સામાં જોઇ મંદહાસ્ય કરતા કહ્યું.

"શાહજાદા હું લાચાર છું. મારા જાણવામાં આવ્યું કે તમારા કુરઆનમાં સાફ હુકમ છે કે બીજા ધર્મવાલા જો ઇસ્લામમાં ન આવે તો તલવારથી કાપી નાંખવા. તો હું આવા જાલિમ ધર્મ માનનારની સાથે જોડાઇ જાલિમ બનવા નથી માંગતી." કમળાએ નવિનજ કારણ દર્શાવતા કહ્યું.

"કોણ કહે છે ?"

"અન્ય કોણ ! મારા પિતાના દરબારમાં એક પંડિત આવ્યો છે. તે ફારસી, ઉર્દુ, અરબી વગેરેનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે; તેને કુરઆનનો પણ સારો અભ્યાસ છે, તે કહે છે કે તલવારથી મુસલમાન બનાવવાનું તો છેજ, સાથે મંદિરો પણ તોડી નાંખવાનો પણ હુકમ છે."

"નહિ. નહિ. તે પંડીત નહિ પણ મુર્ખો લાગે છે; તેને કાંઇપણ આવડતું નથી. મનેતો તે એક ડંફાસ બાઝ અને પતરાજીખોર લાગે છે."

"ત્યારે શું તમારા કુરઆનમાં તેમ નથી ?" કમળાએ તાજુબ થતાં કહ્યું.

"નહિ; પરંતુ કુરઆને શરીફમાં સાફ ફરમાવવામાં આવ્યું છે કે "દીનમાં કોઇપણ પ્રકારની જબરાઈ નથી,૧ એટલુંજ નહિ પણ બીજાઓ સાથે યુદ્ધ કરવાની પણ મનાઈ કરવામાં આવી છે."

"ત્યારે અમારા ઉપર કેમ ચઢી આવ્યા છો ?" કમળાએ તાજુબ થતાં કહ્યું.

"કમળાદેવી. તમો જાણવા છતાં અજાણ્યા શા માટે બનો છો ? શું ચિતોડ મોગલોના તાબે નોહતું ? શું મરેહા લુટારા સરદારને ચિતોડ રાજ્યે મદદ નથી આપી ? શું તેનું નિવાસ સ્થાન ચિતોડ નથી ?"

"છે. પણ તેથી તમને શું ?"

"શું ? શું તે સિતમગર લુટારો કેજે તેને કોઈધિન નથી બતાવતું તેના હાથપગ કાપી નાંખે છે. તથા દેશમાં અશાન્તિ પ્રસારી મુકે છે. તેને આસરો આપવો ઉત્તમ કહેવાય. કમળા. એતો ઠીક પણ તમારા પિતાએ તાબેદારી મુકી સ્વતંત્ર થઇ અમારો મુકાબલો કરવા બીજા હિંદુઓને સંગઠનના નામે ભટકાવી અશાન્તિ નથી પ્રસારી ? તમોને તમારા પિતાનો દોષ નહિ લાગે તો ભલે. કુરઆન શરીમાં સાફ હુકમ છે કે "તમો કેમ જંગ કરતા નથી, તે લોકોથી જેમણે

(૧) સુરેબકર ર૬ ૩૪

પોતાના ઇકરારો (એહદ) કર્યા પછી તોડી નાખ્યા? ૨ શું તમારા પિતાએ પેહલાનો કરાર નથી તોડયો?"

"આ ઉપરાંત બીજા પણ કોઈ હુકમો છે?" કમળાએ ઉત્તર ન આપતાં બીજોજ પ્રશ્ન કર્યો.

"હા. કુરઆને શરીફમાં છે કે 'જે લોકો તમારાથી વઢે તમો પણ તેમનાથી દીનની હિમાયતમાં વઢો. અને ઝિયાદતી ન કરો. અલ્લાહ કોઇ પણ રીતે ઝિયાદતી કરનારને પસંદ કરતો નથી.' ૩ વળી બીજી જગ્યા ફરમાવ્યું છે કે 'પરવાનગી આપવામાં આવે છે, તે લોકોની જેનાથી યુદ્ધ થઈ રહ્યું છે; કે તઓ પણ યુદ્ધ કરે. તેટલા માટે કે તેઓ પિડિત છે; અને યાદ રાખો કે અલ્લાહ તેમને વિજય આપવા શક્તિમાન છે." ૪

"ત્યારે તો તમારા કુરઆને માત્ર તેમનીજ સાથે યુદ્ધ કરવાની રજા આપે છે, કે જે કોઇ પણ કારણ વગર મુસલમાનો ઉપર હુમલો કરે, અને પોતાના ઇકરારો, વચનો તોડી તોફાન અને અશાન્તિ પ્રસારે અને મુસલમાનોને ચેનથી ન રહેવાદે કેમ આમજને." કમળાએ કહ્યું.

"હા. સાથે ધર્મ કબુલ કરાવવાના સંબંધમાં છે કે "જો તારાથી હે! રસુલ કોઇ મુશરેકોમાંથી પનાહ માંગે તો તેને તરત આસરો આપો, અને તેને ત્યાં સુધી તારા આસરે રાખ કે તે સંતોષથી ખુદાના કલામને સાંભળી લે તથા સમજી લો પછી તેને તેની અમનની જગ્યાએ પોહચાડી દો. આ છુટ છાટ તે લોકોના હકમાં એટલા માટે જરૂરી છે કે તે લોકો ઇસ્લામની હકીકતથી વાકિફ નથી.

"ત્યારે તો એમ કે કોઇ વિધર્મી કુરઆન સાંભળવા માંગે તો તેને સંભળાવવો, અને સાંભળ્યા તથા સમજ્યા પછી મુસલમાન ન થાય તો તે તેને તેના સલામતીના સ્થળે પોહચાડી દેવો." કમળાએ કહ્યું.

"હા. જો તેમ નહિ તો આવો હુકમ હોત કે જ્યારે આવો વિધર્મી (કાફર) કાબુમાં આવે તો તેને તરત મુસલમાન બનાવી લો; પણ એવું તો કાંઇ પણ જોવામાં આવતું નથી."

"ત્યારે શું કુરઆનમાં નથી કે તે એહલે કીતાબ જે ન ખુદાને માને છે; ન આખેરત ઉપર ઇમાન લાવે છે, તેમ ન ખુદા અને

(૨) સુરે તોબા રકુ ૨. (૩) સુરે બકર રકુ ૨૪ (૪) સુરે હજ રકુ ૬.

તેના રસુલે હરામ કરેલી વસ્તુઓને હરામ ગણે છે; ન તે દયાનત અને સચ્ચાઇનાં માર્ગે ચાલે છે; તેમનાથી તમો વઢો તેત્યાં સુધી કે જલીલ થઇને પોતાના હાથે જઝીયો આપે. આ શું જુલમ નહિ તો શું ? કમળાએ સહેજ ક્રોધે ભરાઈ કહ્યું.

કમળાને ક્રોધે ભરાયલી જોઇ શાહજાદો હસવા લાગ્યો. અને હસ્તા હસ્તા કહ્યું કે " કમળા ! કમળા ! આ તો તમારા તે નાદાન પંડિતના કારસ્તાન લાગે છે. તેણે કોઈ અજ્ઞાનના મુખે સાંભળ્યું હશે ?

" શું તેવું નથી ?"

" નહિ. આના સંબંધમાં તેની આગળની આયત જોવાથી ભેદ ઉઘડી જાય છે; કે તેમાં મુસલમાન બનાવવાનો હુકમ તો શું પણ વર્ણન સરખું પણ નથી. તેના આગલા હુકમો જોતાં સાફ જણાય છે કે તેમાં તે એહલે કીતાબનું વર્ણન છે કે જેઓ જાહેર રીતે હરામ કામો કરી રહ્યા હતા. જેઓ માત્ર પાપી કામોમાંજ આનંદ માનતા હતા. જેમકે કોઇનો માલ હજમ કરવો. સામ સામાં વઢાવી મારવા વગેરે તો શું આવા બદમાશ લોકોને સજા કરવી ન જોઈએ ?" શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

" આવું તો થવુંજ જોઇએ, નહિ તો પાપ વધી જાય. ત્યારે શું તમારા ધર્મમાં જબરાઇથી ધર્મ ફેલાવવાનો હુકમજ નથી ?" કમળાએ શંકા દર્શાવતા પ્રશ્ન કર્યો.

" કમળા. આજે તમને શું થયું છે. તમને ચોખ્ખા શબ્દોમા કહું છું, તો પણ વિશ્વાસ કેમ નથી આવતો ? વળી બીજી જગ્યા કહ્યું છે કે ' હે ! પેગમ્બર એહલેકીતાબ અને અરબના જાહેલોને કહો કે શું તમો દીન ઇસ્લામમાં દાખલ થાવો છો. જો તે ઇસ્લામ કબુલ કરી લે તો હીદાયત પાઇ ગયા, અને જો મુખ ફેરવે તો માત્ર તમારૂં આટલુંજ કામ છે કે હુકમેઇલાહી પોહચાડી દો." આમાં આવું ફરમાવવામાં નથી આવ્યું કે તમારૂં આ પણ કામ છે કે તેમનાથી યુદ્ધ કરો. "

" હા. હા. મને ખાતરી થઇ કે ઇસ્લામમાં જબરાઇથી ઇસ્લામ ફેલાવવાનો હુકમ નથી, પણ શું બીજાના ધર્મ સ્થળો તોડી નાંખવાનો પણ હુકમ નથી. ? કહી દોને ના." કમળાએ લટકો કરતાં કહ્યું.

" અલબત નહિ. તે સુરેહજનો છઠ્ઠો રકુ જોવાથી સાફ માલમ પડે છે, કે કુરઆને મજીદમાં મસ્જીદોની હિફાજનને જરૂરી સમજી છે, એટલુંજ નહિ પણ તે બીજા ધર્મના ધાર્મિક સ્થાનોને જાલિમોના હાથોથી બચાવવાની તાકીદ કરી છે, અને એ વાતતો* જાહેર છે કે કુરઆનેમજીદે ધાર્મિક સ્થળો તોડનાર અને ધાર્મિક સ્વતંત્રતાના શત્રુઓ સામે એટલા માટે યુદ્ધ કરવાની રજા આપી છે, કે ધર્મ સમજવામાં કોઇપણ પ્રકારનો જોર કે જુલમ ન થવો જોઇએ. ઇસ્લામ જોકે સ્વાભાવિક ધર્મ છે. માણુસ કબુલ કરે તેવો ઉત્તમ ધર્મ છે. અર્થાત તેનો તો તેજ સમયે પ્રચાર થઇ શકે છે,કે જ્યારે દરેક પ્રકારનો અમન અમાન, સુલેહશાન્તિ પ્રસરેલી હોય, અને ઇસ્લામને સમજવા તથા વાકિફ થવાનો સમય લોકોને મળે. આટલાજ માટે ઇસ્લામ બીજાઓ કરતાં વધુ સુલેહ શાન્તિ ચાહનાર છે. તેજ કારણે જો જરૂર જણાય તો સુલેહશાન્તિ સ્થાપવા તલવારનો પણ ઉપયોગ કરવા હુકમ કરે છે; આજ કારણે ચિતોડ ઉપર ચઢાઇ કરવામાં આવી છે, કે દેશની સુલેહશાન્તિ નાશ થઇ અશાન્તિનો વાયુ ચારે બાજુ વાવા ન માંડે." શાહજાદાએ ચઢાઇનું કારણ દર્શાવતાં કહ્યું.

" મને જ્ઞાન નોહતું કે તમો જેટલા સ્વરૂપવાન છો, બહાદુર છો, તેટલાજ વિદ્વાન પણ છો !" કેમ બેન કમળા ! આતો સર્વે વાતે પારંગત થએલા લાગે છે." હમણાં સુધી શાન્ત રહી સાંભળી રહેલી ચંપાએ કહ્યું.

" ચંપા ચાલ ચાલ તને તો બીજનું કાંઇ સુજતુંજ નથી. અત્રેજ બાર વાગી ગયા. ચાલ તારી મરજી હશે તો ફરી આવશું" કેહતાં કમળા ઉભી થઇ જવા લાગી. શાહજાદાએ એક નિશ્વાસ નાંખ્યો. તે ચંપાએ જોઇ લીધું ને તેથી કમળાને ઉદ્દેશીને કહ્યું. " બેન જો. જો. તારા જવાથી શાહજાદા નિશ્વાસ નાંખે છે." પણ કમળાએ સાંભળ્યું ન સાંભળ્યું કરી આગળ વધી ગઇ. ચંપા પણ તેની પાછળ પાછળ શાહજાદાની રૂમમાંથી બહાર નીકળી ગઇ.



---

* સુરે તોબા રકુ ૧

## પ્રકરણ ૨૩ મું.

### ફતેહમંદ સાધુઓ.

કમળા અને ચંપા જેવા શાહજાદાની રૂમમાંથી બહાર નીકળવા જાય છે, કે તેમની સામાં કોઇ ત્રણુજણુ આવતા જણાયા. કમળા તે જોઇ થોભી ગઇ, અને કોણુ આવે છે તે જોવા લાગી; પણુ તરત તે ઓળખી ગઇ. તે આવનારા પેલા ત્રણુ નવિન સાધુઓ હતા. તેમને જોઇ કમળાએ કહ્યું.

" મહાત્માઓ તમે અહિંયાં કયાંથી ? "

" કમળાદેવી અમો તમોને એક ખાસ વાત કહેવા માંગીએ છીએ. અમોને એક બાતમી મળી છે કે શાહજાદાને મુક્ત કરવા મોગલોએ ભારે તૈયારી કરી છે ને હમણાંજ તેઓ શાહજાદાને લઇ જશે. આ ખબર તમને આપવાનો અમારો ધર્મ છે. એટલે તમારી શોધમાં અત્રે આવી ગયા છીએ, પણુ શાહજાદો કયાં છે ?" સ્વરૂપવાન જોગીએ કહ્યું.

" સામાં ઓરડામાં " કમળાએ સામી બાજુ ઇશારો કરતાં કહ્યું,

" શાહજાદાને ત્યાંથી બીજી જગ્યાએ ખસેડવાની જરૂર છે, કારણુ તેમના માણુસોને સર્વે પત્તો લાગી ગયો હોય તેમ લાગે છે. કમળા જો તમો આમાં સહેજ પણુ વિલંબ કરશો, તો શાહજાદાને ગુમાવી બેસશો. જે કરવું હોય તે જલ્દી કરો. શાહજાદાને કોઇ ગુપ્ત સ્થળે પહોંચાડીદો. "

" તમે આ વાત કેવી રીતે જાણી ? "

" તે વાત કહવાનો આ પ્રસંગ નથી. નિરાંતે આપ જાણી લેશો. " સાધુએ દ્રઢતાથી કહ્યું. સાધુ ઉપર કમળાને સ્હેજ પણુ શંકા થઇ નહિ, અને ઉતાવળી ઉતાવળી શાહજાદાવાળા ઓરડામાં દાખલ થઇ.સાથે ચંપા તથા ત્રણે સાધુઓ પણુ અંદર દાખલ થયા કે તરત પેહલા સાધુએ કહ્યું. " કમળાદેવી અને ચંપા તમો અમારાં કેદી છો. ખબરદાર જો એક પણુ શબ્દ બોલ્યા તો હમણાંજ આ કટારો તમારા હૃદયને ચીરી આરપાર થઇ જશે " સાધુઓએ કટાર કાઢી ચંપા તથા કમળાની છાતી ઉપર ધરી કહ્યું. શાહજાદો આ જોઇ રહયો હતો.

" તમો કોણ છો ? " શાહજાદાએ કહ્યું.

" તમારા દોસ્ત. "

" પણ તમારૂં નામ શું ? "

" નામ વગેરે જાણવાની અત્યારે જરૂર નથી. ઉભા થાવો. જાવો. બહાર અબ્દુલ્લા તમારી વાટ જોઇ રહયો છે. "

અબ્દુલ્લાનું નામ સાંભળતાંજ શાહજાદાને હિંમત આવી ગઇ. તરત ત્રીજા સાધુએ હથોડી તથા છીંણી વડે શાહજાદાની બેડીઓ કાપી નાંખી. ત્યાં બે સાધુઓએ દોરડા વતે કમળા તથા ચંપાને થાંભલા સાથે બાંધી લીધા.

" મહારાજ મને ખબર નહોતી કે તમે મુસલમાનોથી મળેલા છો. મને મોટો ધોકો દીધો છે. " કમળાએ કહ્યું.

" રાજકુંવરી વાતો કરવાનો સમય નથી. હું શાહજાદાને મુકત કરવા આવ્યો હતો, તે છોડવીને લઇ જાઉંછું. " સાધુએ કહ્યું.

" પણ તમે મારા સૈનિકોથી બચી શકશો નહિ. "

" રાજકુંવરી, હવે મને કોઇ પણ પ્રકારની ધાસ્તી નથી. શાહજાદાના સૈનિકો આવી ગયા છે, અને એ સમય સમિપ છે, કે તમો પણ અમારી માફક શાહજાદાના પ્રેમમાં દિવાના બનશો તથા શાહજાદાના બાહુપાશમાં કેદ થશો. " કહેતાં ચારે જણાં ત્યાંથી ચાલ્યા ગયા.

કેદખાનાના ઓરડામાંથી નીકળ્યા, પછી તેઓ પેહલાંથી બાંધી રાખેલી રાસ પકડી ચારે જણ ઉપર ચઢી ગયા. છેલ્લા માણસે તે રાસને ત્યાંથી છોડી નાંખી. અને તરત છતની બીજી બાજુ બાંધી પેહલાં શાહજાદો અને પછી સાધુઓ એક પછી એક કેદખાનાની છત ઉપરથી નીચે ઉતરવા લાગ્યા. છેલ્લો માણુસ રાસની અર્ધોઅર્ધ આવ્યો કે રાસ છુટી ગઇ, ને તેથી તે નીચે પછડાયો તેનો અવાજ થતાં પાસેનો પહેરેગીર જાગી ગયો. તેણે જોયું કે ચાર જણાં કેદખાનાની દીવાલ પાસે ઉભા છે. તેણે બીજાઓને જગાડવા માંડયા. તરત ત્રણે સાધુઓએ પોતાના સાધુના લુગડા ઉતારી દુર ફેંકી દીધા. જેથી તેઓ સૈનિકો બની ગયા.

" શાહજાદા સાહેબ ગજબ થઇ ગયો. પેહરેગીરોને ખબર થઇ ગઇ, માટે સાવધાન થઇ જાઓ. હવે સમય ચાલાકીનો છે. " કેહતાં શાહજાદાને એક તલવાર આપી. જાગૃત થયેલા પેહરેગીરોમાંના કેટલાક કેદખાનામાં જતાં શાહજાદાની જગ્યાએ કમળા તથા ચંપાને

જોતાં તાજુબ થઈ ગયા. તેમને બંધન મુક્ત કરી પોકાર મચાવવા લાગ્યા કે "શાહજાદો કેદમાંથી છુટી નાસી ગયો છે." આ ખબર પવનવેગે આખા ચિતોડમાં ફેલાઇ ગઇ. હવે દરેક માણસ શાહજાદાને પકડવા તૈયાર થયો. કમળાદેવી પણ સૈન્ય સાથે આવી પોંહચી. તેણીએ જોયું કે તલવાર ચાલી રહી છે. રજપુતો પ્રાણ ઉપર રમી રહ્યા છે, ત્યારે શાહજાદો ગઝબ કરી રહ્યો છે. જે બાજુ હુમલો કરે છે તે બાજુ દસ દસ બાર બારને કાપી નાંખે છે. કમળાને જોઇ સાધુએ કહ્યું "લો કમળા પણ સૈન્ય લઇ આવી પહોંચી, હવે બચવું મુશ્કિલ છે" આટલું કહી તેણે ખીસામાંથી સીટી કાઢી અને જોરથી વગાડી. સીટી વાગી પણ નોહતી રહી કે તરત સો ઘોડે સવારો ત્યાં આવી પહોંચ્યા.

કમળા સૈનિકોને હાકલ કરતી આગળ વધી. ઘમસાણ યુદ્ધ શરૂ થયું. સૈનિકો બરાબર કપાઇ કપાઇને પડી રહ્યા છે; પરંતુ શાહજાદો જે બાજુ જતો મેદાન સાફ થઈ જતો, અને સૈનિકોને કાપતો કાપતો કમળા પાસે જઇ પહોચ્યો અને કહેવા લાગ્યો. "પ્રિય કમળા! શા માટે ધભરાવો છો. તમારી કેદમાંજ રાખવો છે તો તમારી પુજા કરવા હાજર છું, આખું જીવન તમારો સેવક બનીને રહીશ." શાહજાદાએ લાગણી વસ થઈ કહ્યું.

"હું તમારા જેવા મલેચ્છને મારા હૃદયમાં સ્થાન નથી આપી શકતી." કમળાએ કોપાયમાન થઇ કહ્યું.

"ત્યારે મારૂં મસ્તક હાજર છે. લો કાપી લો." કહેતાં શાહજાદાએ મસ્તક નમાવી દીધું.

"બેશક, મસ્તક કાપીશ." કહેતાં આગળ વધી, અને તલવાર ઉંચી કરી મારવા જાય છે, કે પાછળથી એક સાધુએ હાથ પકડીને કહ્યું. "કમળા, સાવધાન. આખું જીવન પસ્તાશે. આ વખતે તો જવા દઉં છું. તારી યુવાની ઉપર મને દયા આવે છે. નહિ તો એકજ હાથમાં પુરી કરી નાંખત." તે પછી શાહજાદાને ઉદેશીને બોલ્યો. "શાહજાદા. આ શું કરો છો? મન ઉપર કાબુ રાખો. આ યુદ્ધનું મેદાન છે. વીર મુગલો કપાઇ રહ્યા છે, અને પાછા કેદ થવાની બ્હીક ઉભી થઇ રહી છે. અબ્દુલ્લા પણ ઝખમી થયા છે. શત્રુઓનો ધસારો મજબુત છે, માટે સાવચેતી સાથે પાછા હટો."

હવે આ લોકો ખસવા માંડયા. કમળાએ પણ આંખ આડા કાન કરી સુસ્તી સાથે લડવા માંડયું, અને જોગીઓ અબ્દુલ્લા,

શાહજાદો તથા બચેલા માણુસો સાફ નીકળી ગયા, કે કમળા પણ પોતાના સૈનિકોને આરામ કરવાનું કહી પોતાના મહેલમાં ચાલી ગઇ, અને લુગડા બદલી પલંગ ઉપર પડી પોતાના દિલમાં કેહવા લાગી કે "આ જોગીઓ કોણ હશે" અને આ વાક્ય તેના મુખમાંથી વારે ઘડીએ નીકળતું કે "શાહજાદાના પ્રેમમાં દીવાના બનશો, અને શાહજાદાના બાહુ પાશમાં કેદ થશો." તે મઝા લઇ લઇ વારે ઘડીએ એજ શબ્દો બોલતી હતી, પણ કાંઇ પણ સમજી શકતી ન હતી. તેને વિચાર થયો કે ચંપાને આ વાતનું જ્ઞાન હશે. આથી એક દાસીને ચંપાને બોલાવવા મોકલી. તે વિચારના કિલ્લા બાંધી રહી હતી, કે ચંપા આવી પહોંચી.

"ખેરીયત તો છે. હમણાં તો હું તમારી પાસેથી ગઇ છું, અને ફરી તરત કેમ બોલાવી ?" ચંપાએ આવતાંજ પ્રશ્ન કર્યો.

"બેસો એક જરૂરી કાર્ય માટે બોલાવી છે. . વખતે તને તે વાતનું જ્ઞાન હશે."

"મને જે કાંઇ ખબર હશે તે જરૂર જણાવીશ."

"તમો એ જોગીઓના સંબંધમાં કાંઇ જાણો છો ?"

"નહિ. તેમનાથી હું તદ્દન અજ્ઞાન છું."

"જુઓ મારાથી કોઇ વાત સંતાડશો નહિ; હું તમારી કોઇ પણ વાત ઉપર કદાપિ પણ નારાજ થઈ છું."

"કમળા બેન તમારા સમ. મને તેનું સહેજ પણ જ્ઞાન નથી."

"સારૂં. પણ મારી માન્યતા છે કે તે જોગી પુરૂષો નહિ, પણ યુવાન બાળાઓ હતી."

"તમે કેમ જાણ્યું કે તે બાળાઓ હતી કમળા."

'જ્યારે યુદ્ધમાં તેનો તથા મારો મુકાબલો થયો. ત્યારે તલવાર ઉઠાવતા એક જોગીનો કુરતો હટી ગયો કે તેણે હાથને રોકી તેને બરાબર કરવા ખેંચ્યું અને તેણે એટલી જલ્દી કામ કર્યું કે તેના સ્તનનો અગ્ર ભાગ જણાઇ ગયો. જ્યારે મેં તેની સામાં ધ્યાન પુર્વક જોયું ત્યારે તે શરમાઇ ગયો." કમળાએ અનુભવેલી વાત કહી.

"તમારી નજર ઘણી ચકોર છે."

"જો તે સ્ત્રીઓજ હતી, તો મારે કબુલ કરવું પડશે કે તેઓ ઘણી બહાદુર હતી."

"મને લાગે છે કે વખતે તે અખ્તરજહાં અને નુરબાનુ તો ન હોય."

"વખતે તેજ હશે."

"અને તે યુવાનને જોયો કે જે શાહજાદાની જોડે જોડ બરાબર યુદ્ધ કરી રહ્યો હતો."

"હા. જોયો હતો જેના મસ્તક ઉપર લાલ ટોપી હતી. ઘણો બહાદુરી સાથે વઢી રહ્યો હતો. તે પણુ એક સ્વરૂપવાન યુવાન હતો. તે કોણુ હતો ?" કમળાએ વધુ જાણુવા પ્રશ્ન કર્યો

"તે યુવાન અબ્દુલ્લા હતો."

"તું એને કયાંથી ઓળખે ?"

"તમો ક્રોધે તો નહિ ભરાવ." ગળગળી થઇ ચંપાએ કહ્યું.

"નહિ. કદાપિ નહિ. જો તું સાચે સાચું કહી દઇશ તો હું ખુશ થઇશ."

"હું મારા બંધુ સરદાર રામસિંગની સાથે સરહદી કિલ્લા ઉપર ગઇ હતી. જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે હું બુરજ ઉપર બેસી યુદ્ધ જોઇ રહી હતી. ત્યારે તેજ અબ્દુલ્લા જે બાજુ જતો દસ બારને મૃત્યુના મુખમાં હોમી દેતો. તેની બહાદુરી તથા સ્વરૂપ જોઇ મને કામ બાણુ વાગ્યા. હ્રદય વિંધાઇ ગયું. આજે વીસમો દહાડો છે કે હું તેને ચિતોડમાં મળી હતી." આટલું કેહતાં તે કમળાના ચરણોમાં ઢળી પડી અને રડવા લાગી.

"ચંપા. ચંપા. ન રડ માણુસ પોતાના દિલ આગળ લાચાર છે. તારો કાંઈ વાંક નથી. ચાલ ઉભી થા. ન રડ. તે છે તો સ્વરૂપવાન. સત્ય રીતે ચંપા તું ભાગ્યશાળી છે."

"પણુ મારાથી મોટા ભાગ્યવાન તમે." ચંપાએ આંસુ લુછતાં મંદ હાસ્ય કરતાં કહ્યું.

"તે કેવી રીતે ?"

"એ રીતે કે શાહજાદા જેવો કામદેવ સમાન તમારો પ્રેમી છે."

"નહિ. તે અખ્તરજહાનો પ્રેમી છે."

"અને તમારો પણુ. શું આપે નોહતું જોયું કે જ્યારે તમે તલવાર ઉપાડી ત્યારે તેમણે તમારા આગળ મસ્તક મુકી દીધું હતું."

"પણુ જોગીએ મને ન રોકી હોત તો તલવાર તેનું કામ બરાબર કરત."

"તમોને ઇશ્વરના સમ. સાચું કહો. તમોને શાહજાદા પ્રત્યે પ્રેમ નથી ?" ચંપાએ સીધોજ પ્રશ્ન કર્યો.

"ચંપા તે મને ન પુછ. જ્યારે તેણે મારા પ્રાણ બચાવ્યા ત્યારેજ હું મારૂં દિલ હારી બેસી હતી. પણ ઓળખતી ન હતી. પણ જ્યારે મારા પિતાના દરબારમાં કેદ થઇને આવ્યો ત્યારે તેના મોહન મુખડા તથા બહાદુરીએ મારા દિલ ઉપર સંપુર્ણ કાબુ મેળવી લીધો હતો, પણ હું સંયમ કરતીજ રહી. આથી ઘણે ભાગે સફળ થઇ, પણ આજના યુદ્ધમાં મારો પ્રેમ ઘા તાજો થઈ ગયો. તેના પ્રેમની અસર મારા દિલ ઉપર અજબ સત્તા ચલાવી રહી છે. સાચું કહું છું કે જો હું શાહજાદાને તે વખતે કતલ કરી નાંખત તો મારી લાશ પણ તેની પાસેજ હોત." કમળાએ પોતાનું હ્રદય ખોલી મુકી દીધું.

"જોગીએ તમારો હાથ પકડી લીધો તે ઉત્તમજ થયું કમળા."

"અલબત જોગીએ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તે હું જીવન પર્યન્ત નહિ ભુલું." કમળાએ ગળગળા થઈ કહ્યું.

"જોઇએ છે આ યુદ્ધનું શું પરિણામ આવે છે." ચંપાએ વાત બદલવાના ઉદ્દેશે કહ્યું.

"ચંપા. શું થવાનું હતું! ચિતોડના ભાગ્ય બદલાઇ ગયા. શાહજાદો મુક્ત થઇ ગયો. કાલે તમો સાંભળશો કે સરહદી કિલ્લો ફતેહ થઇ ગયા, અને મુસલમાનો ચિતોડ ઉપર હુમલો કરવા આવી રહ્યા છે."

"ત્યારે તેવી સ્થિતિમાં તમો શું કરશો?"

"મારા દેશ માટે લઢીશ, અને તેના ઉપર ફિદા થઇ જઇશ." કમળાના નેનમાં આંસુ હતા.

"શાહજાદો પણ આવશે ને?"

"આવે તેથી મારે શું?"

"ત્યારે શું તમો શાહજાદાથી લઢશો? અને જો તે તમારી આગળ મસ્તક નમાવી દેશે તો તમો શું કરશો?" ચંપાએ અઘરો પ્રશ્ન પુછ્યો. કમળાએ પોતાનું મસ્તક નમાવી લીધું અને થોડા સમય પછી કહ્યું કે "ચંપા શું કરૂં? જો મુલકના માટે યુદ્ધ કરૂં છું તો શાહજાદાને ગુમાવી બેસું છું. તેની સાથે હું પણ તેના ઉપર કુરબાન થઇ જઇશ; અને જો શાહજાદાનો સાથ આપું છું તો માતા, પિતા અને સમાજ મને શું કહેશે. સત્ય તો આ છે કે શાહ-

જાદાની એક પલની પણ જુદાઇ મને મહા દુઃખદાયક છે. તે જાલિમનું મુખડું મારી આંખોમાં ભમી રહ્યું છે."

"ત્યારે આવી સ્થિતિમાં આપેજ વિચાર કરવો જોઇએ કે શું કરવું."

"પ્યારી ચંપા. મને કાંઇ સુજતું નથી. હું તારે આસરે છું, તારી પાસે દયા માંગું છું. તું કેહશે તેમ કરવા તૈયાર છું."

"બેન કમળા, તમો બુદ્ધિશાળી છો. પ્રભુ તમોને બુદ્ધિશાળી બનાવ્યા છે. આથી તમો પોતે સમજી શકો છો, કે શહેનશાહ આલમગીરની સત્તા અખિલ હિંદ ઉપર પ્રસરી ગઇ છે, માત્ર ચિતોડજ બાકી છે. તેને પણ તે ફતેહ કરી લેશે. રાણો ઔરંગઝેબના મુકાબલામાં પછી હિંદુ સંગઠન ગમે તેવું હોય તો પણ કાંઇ કરી શકશે નહી. જ્યારે ચિતોડ તેના તાબે થશે, ત્યારે રાણાના શા હાલ થશે. તેનો તમારેજ વિચાર કરવો ઘટે કમળા." ચંપાએ ભવિષ્ય ભાખતાં કહ્યું.

"પણ શું અખ્તરજહાં કબુલ કરશે કે હું તેની હરિફ બનું.?"

"તમો જાણો છો-કે અખ્તરજહાં શાહજાદાને ચાહે છે. શાહજાદા તમોને ચાહે છે, તો શું અખ્તરજહાં શાહજાનું દિલ દુખવશે ? નહિ કદાપિ નહિ."

"પણ શોકનું સાલ ભયંકર હોય છે" કમળાએ ભીતિ દર્શાવતાં કહ્યું.

"હા, અલબત તે વાત સત્ય છે, પણ ઉચ્ચ કુટુંબમાં તેમ થતું નથી. હમણાં સુધી એવા અમુકજ બાદશાહો થયા છે, કે જેમની એકજ સ્ત્રી થઈ હોય. આગળ કયાં જાવો છો. તમારા પિતાને બે સ્ત્રીઓ છે. શું તે વઢે છે. બન્નેમાં શોકના સાલ જેવું કાંઇ છે?"

"ત્યારે મારે હવે શું કરવું જોઇએ." કમળાએ મુંઝવણમાં કાંઇ સમજ ન પડતાં કહ્યું.

"આપણે બન્ને શાહજાદા પાસે ચાલ્યા જઇએ તો."

"નહિ. તેમ નહિ. હું મારા ઉપર જુલમ કરીશ. હું અત્રેથી ત્યાં સુધી કાંઇ પણ જવા માંગતી નથી, કે જ્યાં સુધી આ યુદ્ધનું પરિણામ નક્કી ન થાય. ત્યાં જવામાં બદનામી છે. હા. અલબત જો શાહજાદો હિંદુ હોત તો તેની સાથે નાસી જાત તો હરણ કર્યું, તે બહાના હેઠલ આબરૂ ન જાત; પણ આ તો મુસલમાન છે; તેથી કદાપિ તેમ બની શકે તેમ નથી. તેમની આગળ તેમના ધર્મમાં આમ ઉપાડી

જવામાં પાપ સમજવામાં આવે છે. હલકાઇ ગણાય છે, તેથી શાહજાદો તો તેમ ન જ કરે. રહ્યો આપણો સવાલ, પણ જો આપણે નાસી જઇએ તો લોક સમાજ શું કહેશે!" કમળાદેવીએ દાખલા દલિલો સાથે ચંપાને ઉતર આપ્યો.

"સારૂં ત્યારે જુવો ભાગ્ય શું દેખાડે છે." આટલું કહી ચંપા ઉભી થઇ અને કહ્યું. "બેન હું રજા લઉં છું. તમો આરામ કરો." કમળાને એકાન્તમાં શાહજાદાના વિચાર કરવા મુકી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૪ મું.

### શુરવીર શાહજાદો.

સરહદી કિલ્લા આગળ ઇસ્લામી સૈન્ય પડેલું છે. ફતેહ કે હારનું કશુંએ પરિણામ અત્યાર સુધી આવ્યું નથી, શાહજાદા મહમદ સુલતાનના કેદ થવાથી આખા સૈન્યમાં દિલગીરી પ્રસરેલી છે; એક તંબુમાં શાહજાદાના સંબંધમાં સેનાપતી દાઉદ તલ્હા અને વિચાર કરી રહ્યા છે.

"શાહઝાદાનું કેદ થવું અને સેનાપતિ અબ્દુલ્લાની ગેરહાજરીએ આપણા લશ્કરના બળમાં ન્યુનતા આણી છે." દાઉદે કહ્યું.

"તેમાં ચિંતા જેવું કશું નથી એક મુસલમાન દસ દસ કાફરોને બસ છે." તલ્હાએ તેને નિરાશ જોતાં કહ્યું.

"મને તો ધાસ્તી છે કે ખુદા ન કરે ને તેઓ કોઇ મુસીબતમાં ફસાઇ ગયા હોય, કારણ હમણાં સુધી તેમનો પત્તો સરખો પણ નથી."

"ખુદા મદદગાર છે. રજપુતોની સંખ્યા આપણા કરતાં ઘણી મોટી છે, પરંતુ સંખ્યા જોઇ નિરાશ કે હિમત હારવાની આવશ્યકતા નથી."

એટલામાં એક સૈનિકે આવી ખબર આપી કે "આજે રિવાજ વિરૂધ રજપુતો કિલ્લાના દરવાજા ઉઘાડી બહાર મેદાનમાં પોતાનું સૈન્ય ગોઠવી રહ્યો છે, અને સાંભળવામાં આવ્યું છે કે મરાઠા સરદાર શિવાજી પણ તેમની મદદે આવ્યો છે.

"સારૂં તમો જાઓ હું આવું છું" તલ્હાએ કહ્યું.

તે સૈનિકના જતાંજ તલ્હા તથા દાઉદ ફોજી ડ્રેસ પેહરી બીસ્મીલ્લા કહી તંબુની બહાર નીકળ્યા, અને સૈન્યને ગોઠવી તલવાર કાઢી હવામાં ત્રણ ચાર સપાટા લગાવી સેનાપતિ તલ્હા પોતાના સૈનિકોને ઉદ્દેશી કેહવા લાગ્યો કે:—"હે મારા બહાદુરો ! આજે તમારી બહાદુરીની પરીક્ષા છે, કારણ તમારો પ્રિય શાહજાદો રાણાની કેદમાં છે, અને તમારો સેનાધિપતિ અબ્દુલ્લા શાહજાદાને કેદમાંથી છોડાવી લાવવા ગયો છે; તેવા સમયમાં આપણી શકિત ઘટેલી છે, પણ તેથી શું ? આપણી બહાદુરી, શુજાઅત અને શુરવિરતા આપણાં દિલોમાંથી ચાલી ગઇ છે ખરી કે ? નહિ. રજપુતો આજે તમોને કમજોર સમજી કિલ્લા બહાર આવ્યા છે; પરંતુ તેમને દેખાડી દો કે અમારામાંથી એક સૈનિક હોય તો પણ તે એક લાખ સૈનિકોની સાથે યુદ્ધ કરી શકે છે. મારા બહાદુરો વધો અને હિચકારાઓને કાપીને નાંખી દો. ત્યાર પછી "અલ્લાહો અકબર નો નારો કર્યો, સાથે સૈનિકોએ પણ અલ્લાહો અકબરનો નારો સંભળાયો. આખું સૈન્ય તે તરફ જોઇ રહ્યું તે આવનાર અન્ય કોઇ નહિ, પણ શાહ જાદા અહમદ સુલતાન તથા અબ્દુલ્લા હતા. તેમને જોતાં સૈનિકોમાં અમાપું બળ આવી ગયું. શાહજાદાએ આવતાંજ વસ્તુસ્થિતિ કલ્પિ લીધી. પોતાના સૈન્યના ચાર વિભાગ પાડી નાંખ્યા અને તેના સેનાપતિ દાઉદ તલ્હા, અબ્દુલ્લાને બનાવ્યા, અને ચોથી ટુકડીની સરદારી પોતે લીધી સાથે દાઉદને હુકમ કર્યો કે હુમલો કરો. હુકમ મળતાંજ દાઉદે હુમલો કરી દીધો. જો કે રામસિંગનું સૈન્ય મોટું હોવાના કારણે થોડોકજ સમય યુદ્ધ થયું. તેમાં અર્ધા કરતાં વધુ માણસો શહીદ થઇ ગયા; અને બાકી સૈન્યનુ દિલ તુટી ગયું. સમિપ હતું, કે તેઓના પગ ઉખડી જાય કે અબ્દુલ્લાએ "અલ્લાહો અકબર" ના નારા સાથે હુમલો કરી દીધો.

બહાદુર રામસિંગે તેને રોકયો, પણ અબ્દુલ્લા બરાબર પોતાના સૈન્ય સાથે રજપુત સૈન્યમાં ઘુસી ગયો. તેને આ બહાદુરી ભારે પડી. રજપુતોએ ચારે બાજુથી તેને ઘેરી લીધો. ઘણાં સૈનિકો શહીદ થઇ ગયા. તે વખતે અબ્દુલ્લાને પોતાની ભુલ માલમ પડી; પરંતુ વાહરે ! રે ! બહાદુર ! ! જરામણ ગભરાયો નહિ, અને જે બાજુ નજર કરતો તે બાજુ ધમસાણ વાલી નાંખતો હતો ત્યારે રામસિંગ લલકારી હુમલો કરે છે. અને મોગલ સૈન્યને છિન્ન ભિન્ન કરી નાંખે છે.

શાહજાદાએ યુદ્ધનો રંગ બદલાતો જોઇ તરત એક કાતિલ હુમલો કરી દીધો, અને એકજ હુમલામાં રજપુતોને દીવાના બનાવી દીધા. શુરવિર શાહજાદો આગલી સર્વે ખોટ પુરવા દુશ્મનોને કતલ કરી કરીને આગળ વધવા લાગ્યો, અને બરાબર આગળ વધતોજ ગયો. આ વખતે સર્વે સૈન્ય અરસ્પરસ મળી ગયું. અને સૈનિકો પ્રાણ ઉપર આવી હુમલાઓ કરવા લાગ્યા.

દીવસના બે વાગ્યા છે. સુર્ય આ શુરવીર નરોને કેસરીયાં કરતાં નજરે જોઇ રહ્યો છે, પરંતુ સૈનિકો તેની સહેજ પણ પરવા કર્યા વગર બરાબર યુદ્ધ કરી રહ્યા છે. બન્ને બાજુના સૈનિકોનો આ વિચાર હતો, કે સુર્ય ઢલતાં પહેલાંજ શત્રુઓને મેદાનમાંથી નસાડી મુકવામાં આવે.

શાહજાદો આ વખતે નવા ઢંગેજ યુદ્ધ કરી રહ્યો છે, તે એક વખતે જમણી બાજુ હુમલો કરે છે, તો બીજી વખતે ડાબી બાજુ હુમલો કરે છે. બરાબર એક કલાક સુધી આમ યુદ્ધ ચાલ્યા કર્યું; પણ કોઇએ પણ એક ડગલું ખસવાનું-નામ સરખું પણ ન લીધું. આ રંગ જોઈ શાહજાદાએ ઝંડીના ઇશારાથી પોતાના બસે સૈનિકોને અલગ કરી કહ્યું કે "મરા બહાદુરો જો આમજ યુદ્ધ ચાલ્યું તો સુર્ય ઢળતાં આપણે સર્વે શહીદ થઇ જઇશું, કારણ રજપુતો આપણા કરતાં ઘણી મોટી સંખ્યામાં છે; પરંતુ તમો મારો સાથ આપો તો સુર્ય ઢલતા પહેલાં આપણે કિલ્લાનો કબજો લઇ લઇએ." સૈનિકોએ એક અવાજે કહ્યું કે "અમો સર્વે શાહજાદાના હુકમ પ્રમાણે ચાલવા તૈયાર છીએ જો આપ અમોને આગમાં પડવા કહેશો તો પાછા પડીશું નહિ."

"શાબાશ. મારા બહાદુરો શાબાશ! જવાંમર્દી આનુંજ નામ છે. સારૂં હું જે બાજુ જાઉં તે બાજુ મારી પાછળ ચાલ્યા આવો." આટલું કહી શાહજાદો તલવાર બુલંદ કરી અલ્લાહો અકબરનો નારો લગાવી આગળ વધ્યો. શાહજાદો રજપુત સૈન્યના કાળજા ચીરી નાંખતો નાંખતો આગળ વધતો હતો. શાહજાદાને આમ વધતો જોઈ દાઉદ, તલ્હા તથા અબ્દુલ્લાના મુખમાંથી "શાબાશ શુરવિર શાહજાદા શાબાશ." ના ઉદ્‌ગારો નીકળી ગયા ને રામસિંગ શાહજાદાની આવી બહાદુરી જોઇ દંગજ થઇ ગયો.

જે સમયે શાહજાદાએ કિલ્લા તરફ વધવા માંડયું ત્યારે રામસિંગના મુખમાંથી નીકળી ગયું કે "ગજબ થઇ ગયો. હમણાં કિલ્લો

ગયોજ સમજો." કહી કેટલાક રજપુતોને કિલ્લા તરફ મોકલ્યા અને પોતે શાહજાદાનો મુકાબલો કરવા આગળ વધ્યો, અને ક્રોધમાં શાહજાદા ઉપર તલવારનો વાર કર્યો પણ શાહજાદાએ પોતાની ચાલાકી તથા સ્ફુરતીથી વાર ન બચાવી લેત તો તલવાર પોતાનું કામ બરાબર કરી નાંખત. હવે શું હતું બન્ને બહાદુર યુવાનો સામસામાં તલવારોનું પાણી દેખાડવા લાગ્યા. બન્ને સરદારોને વઢતા જોઇ બન્ને બાજુના સૈનિકો વઢવાનું બંધ કરી બન્નેને જોવા લાગ્યા. રામસિંગે વઢતાં વઢતાં પેતરો બદલી શાહજાદા ઉપર તલવારનો એવો વાર કર્યો કે શાહજાદાએ પોતાનો ઘણો બચાવ કર્યો પણ તલવાર બરાબર મસ્તક ઉપર આવી ગઇ પણ શાહજાદાએ પોતાની તલવારનો આડો હાથ મારી વાર ખાલી પાડ્યો. અને શાહજાદાએ ગુસ્સામાં આવી કહ્યું "હે કાફર! હવે હું તને મારી તલવારનો સ્વાદ ચખાડું. સાવધાન થઇ જા" કેહતાં રામસિંગ ઉપર હુમલો કર્યો. અને તેને તલવારના સાયા નીચે લઇ લીધો. રામસિંગ પાછો હટવા લાગ્યો. લગભગ સોડગલા તે પાછો હટતો હટતો શાહજાદાને પોતાના સૈન્ય તરફ લઈ ગયો. શાહજાદો તેની આ ચાલાકી કળી ગયો, અને દગલબાઝ કહેતાં એક તલવારનો એવો વાર કર્યો કે રામસિંગે પોતાને બચાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ શાહજાદાની તલવાર તેના જમણા ખભા ઉપર આવીનેજ થોભી. હાડકું કપાઇ ગયું. તલવાર હાથમાંથી પડી ગઇ અને જમણો હાથ નકામો થઇ ગયો.

શાહજાદો રામસિંગને આવીજ હાલતમાં મુકી પોતાના સૈન્યને લઈ આગળ વધ્યો. કારણ રામસિંગ હવે યુદ્ધ કરી શકે તેવી હાલતમાં રહ્યો નહતો. તેથી તેની સાથે યુદ્ધ કરવું અને આ અશક્તિનો લાભ લઈ તેનો નાશ કરવો તે શુરવિર શાહજાદાને ગમ્યું નહિ. જ્યારે હિંદુ સૈન્યે જોયું કે અમારો સરદાર યુદ્ધ કરવા અશક્ત થઇ ગયો છે કે તરત તેને ઉપાડી કિલ્લા તરફ વધવા લાગ્યા. તેમને કિલ્લા તરફ જતાં જોઇ શાહજાદાએ લલકારીને કહ્યું કે "ખબરદાર! આ લોકો કિલ્લામાં ઘુસવા ન પામે." મોગલ સૈન્યે જોયું કે હિંદુ સૈન્ય પલાયન કરી રહ્યું છે, કે તરત સર્વેએ એકી સાથે હુમલો કરી દીધો. નાસતા હિંદુ બહાદુર વીરનરો કપાઇ કપાઇ ધુલમાં રગદોલાવવા લાગ્યા. કિલ્લાના રક્ષકે શાહજાદાને પાછો વાળવા તનતોડ મહેનત કરી, પણ શાહજાદો ક્યાં ખાળ્યો ખળે એવો હતો. તે પોતાના સૈનિકોને કહેતો કહેતો આગળ વધ્યો કે, "બહાદુરો હવે

શું છે. આગળ વધો કિલ્લાનો કબજો લઇ લો અને આ બાકી વધેલા કાફરોને કાપીને નાંખી દો."

શાહજાદાએ એક જબરો હુમલો કરી દીધો, અને કિલ્લાની દિવાલ નીચે પોંહચી ગયો. અને પોતે એકલો એક હાથમાં તલવાર લઇ કિલ્લાના એક ખુણાં ઉપર ચઢી ગયો. હિંદુઓએ ઘણો પ્રયત્ન કર્યો કે શાહજાદાને ઉપર ન આવવા દે પણ જે સામાં આવતો તેનું મસ્તક ધડથી જુદુંજ થઇ જતું. શાહજાદો એક અગ્નિ બની ગયો હતો તેથી જે તેની સામાં આવતો તેનો તરત નાશ થઇ જતો હતો. આટલા સમયમાં તો કેટલાક સૈનિકો પણ કિલ્લા ઉપર ચઢી ગયા. હવે શાહજાદાએ સમય જોઇ ઝંડો કિલ્લા ઉપર ઉભો કરી દીધો, અને જોરથી પોકાર્યો કે "શહેનશાહ ઔરંગઝેબની ફત્તેહ" આ અવાજ સાંભળતાં હિંદુ સૈન્યના હાંજા ઢીલા થઇ ગયા. બીજી બાજુથી અબ્દુલ્લા નલદા અને દાઉદ પણ કિલ્લા ઉપર આવી ગયા.

આવી સ્થિતિ જોતાં કિલ્લામાંના વિર સૈનિકો નાસવા લાગ્યા; પરંતુ દરવાજા બંધ હતા. તે જોતાં સૈનિકોએ હથિયાર નાંખી દીધા, અને "અમાન, અમાન અમાન"નો પોકાર મચાવવા લાગ્યા, પણ જે સામાં થયા તેમને કતલ કે કેદ કરવામાં આવ્યા. કિલ્લો મુસલમાનોના કબજામાં આવી ગયો.

હમણાં સુર્ય અસ્ત પણ નોહતો થયો કે સરહદી કિલ્લા ઉપર ઇસ્લામી નિશાન ફરકી રહ્યું હતું. સૈનિકો આખા દિવસનો થાક ખાવા પોતપોતાની કમરો ખોલી આરામ કરી રહ્યા છે. શાહજાદો કિલ્લાની અંદર ખુશી આનંદમાં પોતાના સરદારો સાથે બેઠા છે. સર્વે બરાબરના હતા. માત્ર દાઉદ વગર અન્ય સર્વે સરખી વયના છે, આથી ત્યાં એવી વાત જોવામાં નથી આવતી કે જેવી કોઈ બાદશાહના દરબારમાં જોવામાં આવે છે. શાહજાદો કાંઇ કહેવા માંગતો હતો કે મોઅઝઝને અલ્લાહો અકબરનો અવાજ દીધો. સર્વે લોકો જલ્લે જલાલહુ જલ્લે શાન હુ' કહેતા ઉભા થઇ ગયા.

"અલ્હમ્દોલિલ્લા આજે આ કિલ્લામાં અજાનનો અવાજ સાંભળી રહ્યો છું. કે કાલ સુધી જ્યાં ઘંટનાદ થતો હતો." શાહજાદાએ આનંદમાં આવી કહ્યું.

"તે મહાન કૃપાળુનો હજાર હજાર એહસાન છે કે જેણે આ કિલ્લો આપણાં કબજામાં મુકયો." અબ્દુલ્લાએ હર્ષિત થતાં કહ્યું.

"સત્ય છે. કાફરો ગમે તેટલા બહાદુર હોય પણ તે મુસલમા

નોની અમાનજ માંગતા રહેવાના" તલ્હાએ એ મુસલમાનો સરદાર બનીને આવ્યા છે તેમ દર્શાવતા કહ્યું.

આમ આ લોકો વાતો કરતાં કરતાં નમાઝ પડવાના સ્થાને પહોંચી ગયા. સફો બંધાવવા લાગી. ઇમામે સુંદર તથા મીઠા મધુર અવાજે કીરાઅત સાથે મગરીબની નમાઝ પઢાવી. ત્યાર પછી સર્વે એ રકાત નમાઝ શુક્રિયા અદા કરી. ત્યાર પછી શાહજાદાએ હુકમ કર્યો કે હમણાંથી આ સ્થળે મસજીદ બાંધવા માંડો. આ હુકમ કરી શાહજાદો પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

તંબુમાં જઇ આરામ કરવા એક આસન ઉપર બેઠો અને કહેવા લાગ્યો કે "અલ્હમ્દો લિલ્લાહ આજે પહેલી મંઝીલમાં કામયાબ થયો છું. ઇન્શાહ અલ્લાહ ચિતોડ પણ ટુંકમાંજ જીતી લઇશ. આહ ! મને યાદ આવે છે કે જ્યારે હું રાજાની કેદમાં હતો ત્યારે મારી સર્વે આશાઓ નાશ થએલી જોઇ રહ્યો હતો પણ ખુદા તે જોગીઓનું ભલું કરે કે મને કેદથી મુક્ત કરાવ્યો. અફસોસ ! હું તે જોગીઓની વારદાત પણ ન જાણી શકયો. તેમ કાંઈ સેવા પણ ન કરી શકયો. હમણાં સુધી તેમનો પત્તો નથી કે ક્યાં ચાલ્યાં ગયા. શું તેઓ ગેબી ફરિશ્તા હતા ! જેઓ મને કેદમાંથી છોડાવવા આવ્યા હતા. હા. વખતે અબ્દુલ્લાને આ વાતનું જ્ઞાન હશે. માટે તેને બોલાવી પુછી જોઉં. તેઓ ઘણાં બહાદુરી સાથે વઢતા હતા. પણ જોગીઓમાં આવી બહાદુરીનું હોવું અશક્યજ નહિ પણ અસંભવિત છે. કમળા પણ મહાન સ્વરૂપવાન છે. તેણેજ સીફારશ કરી મને બચાવી લીધો, નહિ તો રાજા તો મને કતલજ કરી નાંખવાજ માગતો હતો. અને તેણે આ વાકય કેવા નાઝ તથા અંદઝાથી કહ્યું હતું કે "આપને મારી કેદમાં તકલિફ નહિ થાય." કમળા કાંઇ અખ્તરજહાંથી ઉતરે તેવી નથી. જો મેં ચિતોડ ફતેહ કર્યું તો પ્રિય કમળાને હું જરૂર મેળવીશ; પણ અખ્તરજહાં તેને કેમ કબુલ કરશે;" આ વિચાર આવતાં શાહજાદાના મુખ ઉપર નિરાશાની છાયા આવી ગઇ, અને બેખુદીથી મસ્તક નમાવી બેસી રહ્યો.

છેવટે વિચાર કર્યો કે હું જરૂર કમળાને મારા નિકાહમાં લાવીશજ અખ્તરજહાંને સમજાવી લઇશ. કમળા પણ કાંઈ સામાન્ય ખાનદાનની નથી. આવા વિચારોમાં શાહજાદો હતો કે તેના તંબુમાં અબ્દુલ્લા, દાઉદ અને તલ્હા આવ્યા અને પોતપોતાના સ્થાને બેસી ગયા. શાહજાદાને ખામોશ જોઇ અબ્દુલ્લાથી ન રહેવાયું અને

કહ્યુ "શાહજાદા સાહેબ આપ કાંઇ ચિન્તામાં રોકાયલા લાગો છો."

"નહિ, હું તે જોગીઓના સંબંધમાં વિચાર કરી રહ્યો હતો કે અબ્દુલ્લા આવે તો તેમના સંબંધમાં પુછું" શાહજાદાએ કહ્યું.

"તમારી માફક હું પણ તેમનાથી અજાણ છું."

"તમો બેખબર! તે હું કેવી રીતે કહી શકું! કે જ્યારે તમે બસે સવારો તેમને આપ્યા હતા" શાહજાદાએ તાજુબ થતા કહ્યું.

"તે જોગીઓ એક સમયે મારી પાસે આવ્યા, અને કહ્યું કે જો તમો અમને બસે સૈનિકો આપો તો અમો શાહજાદાને છોડાવી લાવીએ. મેં અપના પ્રેમના કારણે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વગર બસે સવારો આપી દીધા, અને ખાતરી માટે હું સાથે થઇ ગયો."

"મને તો આ વાતની તાજુબી છે, કે શાહજાદાને છોડાવ્યા પછી તેઓ કોણ જાણે કયાં જતા રહ્યા" તલ્હાએ કહ્યું.

"અફસોસ! આપણે તેમની હાલતથી પણ વાકેફ ન થયાં" શાહજાદાએ દિલગીર થતાં કહ્યું.

"ચાલો હશે. હવે શું? આગળ જોઇ લેવાશે. પણ હવે શો વિચાર છે" અબ્દુલ્લાએ મુદ્દાની વાત ઉપર આવતાં કહ્યું.

"એજ વિચાર જે પહેલાં હતો. ચિતોડ ફતેહ કરવું."

"બીસ્મિલ્લાહ. ત્યારે કાલે આપણું સૈન્ય આગળ વધશે."

"નહિ. કાલે આ ફતેહની ખબર શહેનશાહને આપવામાં આવે અને બીજું સૈન્ય મંગાવવામાં આવે." શાહજાદાએ કહ્યું.

"શું આ ઉત્તમ નથી કે જ્યાં સુધી આપણી મદદ આવી પહોંચે, ત્યાં સુધી ધીમાં ધીમાં આગળ વધીએ."

"હા. તે બની શકે છે. દરેક બે બે માઇલે આપણે મુકામ કરતા કરતા જઇ શકીએ છીએ."

"પરંતુ મારો તો વિચાર છે કે માત્ર એક એક માઇલજ મુસાફરી કરવામાં આવે" તલ્હાએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"ઉત્તમ છે. પરમ દહાડે આપણુ સૈન્ય આગળ વધશે." શાહજાદાએ પોતાનો નિર્ણય જણાવ્યો.

"પરંતુ તેમાં એક અંદેશો છે. તે એ કે જો આપણે આગળ વધ્યા અને રાજાના સૈન્યયે મુકાબલો કર્યો તો મુસીબત આવી જશે. આપણે કિલ્લામાંથી મેદાનમાં થઈ જઈશું." તલ્હાએ પાછી એક ધાસ્તી દર્શાવી.

"ત્યારે તમો હિંદુઓથી ડરતા હોવ તો કિલ્લામાં રહો." અબ્દુલ્લાએ ગુસ્સામાં કહ્યું.

"તોબા. તોબા. હું રજપુતોથી ડરતો નથી. મારી આખી ઉમર તે લોકોમાંજ પસાર થઇ છે. તમને હાલ થોડો અનુભવ છે. યુદ્ધમાં ઉતાવળ તથા યુવાનીના જુસ્સાને કામનાં ન લાવવા જોઈએ." તલ્હાએ શિખામણ આપતા કહ્યું.

"હા. હું તે જાણું છું, પણ આપની પેઠે આમ વિચારજ કર્યા કરીએ તો ચિતોડ ફતેહ કરતાં ઘણાં દહાડા થઈ જશે."

"ઉત્તમ છે. કે જ્યાં સુધી આપણી મદદ ન આવી જાય ત્યાં સુધી આગળ ન વધવું જોઈએ. હાલ આગળ વધવાનો ઇરાદો મુલતવી રાખવામાં આવે છે." શાહજાદાએ છેલ્લો નિર્ણય જણાવી દીધો.

ત્યાર પછી કેટલીક અન્ય વાતો કરી સર્વે હસતા હસતા ચાલ્યા ગયા.

## પ્રકરણ ૨૫

### મુંઝવણ

સવાર થઇ ગઇ છે; સુર્ય પોતાના પ્રકાશિત કિરણો પૃથ્વીપટ ઉપર પ્રસારી અંધકારના જામેલા સ્વરાજને છિન્ન ભિન્ન કરી રહ્યો છે; અને મક્કમતા સાથે આગળ વધી રહ્યો છે.

ચિતોડ ગઢમાં જનસમાજમાં આખી રાત્રિ વિશ્રાન્તી લીધા પછી પ્રવૃત્તિમાન બની ગઇ છે, અને દરેક જણ પોતપોતાના કામે વળગી ગયો છે. રાણો પોતાના દિવાનખાનામાં ચિન્તાતુર બેઠેલો છે. શાહજાદાનું છુટી ચાલ્યા જવું; તેજ દિવસે સરહદનો કિલ્લો મુસલમાનોના હાથમાં જવો, એ બનાવોએ રાણાને મોટા વિચારમાંજ નહિ પણ ચિન્તામાં નાંખી દીધો હતો. આ ચિન્તા ઉપરાંત તેને વળી બીજી ચિન્તા સામાં આવી ઉભી રહી હતી. તે ચિન્તા

કુંવરી કમળાની હતી. હજી સુધી તે કુંવારી હતી. યુદ્ધનુ શું પરિણામ આવશે તે નક્કી નહોતું. આથી તે કમળાનું લગ્ન ઉદેસિંગ સાથે કરી દેવા માંગતો હતો, કારણુ યુદ્ધનું પરિણામ વિપરીત આવે તો કમળાના લગ્ન જેવા જોઇએ તેવી ધામધુમથી ન પણ થઇ શકે, અને વખતે મનના કોડ મનમાંજ રહી જાય.

આવી આવી વિટમણાં તથા મુંઝવણુમાં રાણો મોટા વિચારમાં ગરકાવ થઇ ગયો હતો. તેવામાં રાણીએ આવીને રાણાંને શોકાતુર જોઇ કહ્યું. “ મહારાણા ! આજે એવી કઇ મહાન મુંઝવણુમાં પડેલા છો કે હું કયારની ઉભી છું, પણ મારી સામા નજર સરખી પણ કરતા નથી. ”

“ પ્રિય ! શું કહું ! મલેચ્છોએ તો નાકમાં દમ લાવી મુકયો છે, અને આફ્ત મચાવી દીધી છે. ”

“ એવું તે શું બન્યું છે, કે આમ મુંઝવણુમાં પડી ગયા છો. શું સરહદના કિલ્લા ઉપર યુદ્ધ થાય છે, તેટલામાંજ ગભરાઇ ગયા ? ”

“ અરે ! તેને તો ફત્તેહ કરી મુસલમાનો આગળ વધી રહ્યા છે. ”

“ શું કિલ્લો ફત્તેહ થઇ ગયો ? રામસિંગ હારી ગયો ? ” રાણીએ ભયભિત થતાં કહ્યું.

“ હા. અને મુસલમાનોને રોકવા માટે મેં ઉદેસિંગને વીસ હજાર માણસનું સૈન્ય લઇને મોકલ્યો છે. જે તે મલેચ્છોનો ઘમસાણ કાઢી નાંખશે. ”

“ મહા અનર્થ થયો. ”

“ એમાં શું ? પણ શાહજાદો છુટી ગયો, તેજ ખોટું થયું તેણે જતાંજ કિલ્લો સર કરી લીધો. ”

“ હા. તે વાત પ્રિય કમળાએ મને કહી હતી, કે શાહજાદો નાસી ગયો. ”

“ હવે મારે ઘણી સાવચેતીથી કામ લેવું પડશે, પણ હાં હું તારી એક સલાહ લેવા માંગું છું. ”

“ એવી કઇ વાત છે કે મારી સલાહની આવશ્યકતા છે ? ”

“ જો તારી સલાહ હોય અને કમળા મંજુર કરે તો ઉદે-સિંગની સાથે તેના વિવાહ કરી નાંખવામાં આવે, કારણુ મંત્રી

મહીપાલસિંગે આ વાત ઘણીવાર મને કહી છે, અને વિનંતીઓ પણ કરી છે. ”

“ મારી પણ એજ ઇચ્છા છે, કે આ કાર્ય જેમ બને તેમ જલ્દી થઇ જાય તો ઉત્તમ છે. ” રાણીએ સ્ત્રી સ્વભાવ પ્રમાણે પોતાનો મત દર્શાવ્યો.

“ કમળા ક્યાં છે. તેને બોલાવો. ”

“ તે તો પોતાના રૂમમાંજ પડી રહે છે, કારણ શાહજાદાના છુટી જવાથી તેને ઘણું લાગી આવ્યું છે; મેં તેને ઘણી સમજાવી પણ માનતીજ નથી. ઘણી વાર તો તે રડી પડે છે, અને નિસાસા નાંખ્યા કરે છે. ”

“ તેને આટલું બધું નારાજ થવાની શી જરૂર છે, કારણ મોટા મોટા બહાદુરોની કેદમાંથી કેદીઓ નાસી જાય છે. ”

એટલામાં કમળા પણ ત્યાં આવી પહોંચી, અને માતા પિતાને નમન કરી એક બાજુ ગુનેહગારની માફક ઉભી રહી ગઇ.

“ બેન કમળા આવ. આમ શા માટે ઉભી રહે છે. તું ઘણી દુબળી થઇ ગઇ છે. કેદી નાસી ગયો તેના માટે નારાજ શા માટે ? નાસી ગયો તે સારૂંજ થયું. હવે હું તેને યુદ્ધના મેદાનમાં કતલ કર્યા વગર મુકવાનો નથી. ” રાજાએ કમળાને પોતાની પાસે બેસાડી પીઠ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું.

“ મહારાજ ! મને ઘણી શરમ આવે છે કે શાહજાદો ખાસ મારી કેદમાંથી નાસી ગયો. ” કમળાએ ઢળેલી નજરે કહ્યું.

“ ચાલો જવા દો, તેના માટે દિલગીર થવાનું નથી. બેટા કમળા, તને અત્રે એક ખાસ કામ કામ માટે બોલાવવામાં આવી છે. ”

“ શું કામ છે પિતાજી, હું મારા પ્રાણ સાથે તેને પાળવા તૈયાર છું. ”

“ પ્રિય પુત્રિ ! મને તારાથી આવીજ આશા હતી. જો હવે તું યુવાન થઇ ગઇ છે. ઘણી વાર મારા સરદાર પ્રધાન મહીપાલસિંગે પોતાના પુત્ર માટે તારા સંબંધમાં કહ્યું છે, અને મેં તે મંજુર પણ કરી લીધું છે. કારણ કુંવર ઉદેસિંગ બહાદુર હોવા સાથે સ્વરૂપવાન તથા રસીયો પણ છે એટલુંજ નહિ પણ તે આપણાં વંશનો છે. ” રાણાએ પોતાના ભવિષ્યના જમાઇના વખાણ કરતાં કહ્યું.

" મહારાજ આવા સમયમાં કે જ્યારે આપણી વફાદાર પ્રજા ઉપર મુસલમાનો ચઢી આવેલા છે. તેમની સ્ત્રીઓ તથા પુત્રિઓ મહાન ચિન્તામાં છે. તેમાં ઘણી પતિ વગરની તથા કેટલાક બાળકો પિતા વગરના થવાના છે, એટલુંજ નહિ પણ કેટલા લોગે તેમ થઇ પણ ગયું છે, તેવા સમયમાં હું ખુશી મનાવવાનું અજુગતું ગણું છું, તો પણ યુદ્ધનું પરિણામ જાણે શું આવશે." કમળાએ નીચે મસ્તકે કહ્યું.

" પ્રિય પુત્રિ યુદ્ધ ચાલતું હોવાથી તો હું ઉતાવળ કરૂં છું." રાણાએ કહ્યું.

" હા. આ કાર્ય સત્વર થવુંજ જોઈએ." રાણીએ અનુમોદન આપ્યું.

" આપ મારા મુરબ્બીઓ છો પણ મારૂં અંતઃકરણ તે કબુલ નથી કરતું અને મને તેની બિલકુલ ખુશી પણ નથી." કમળાએ સાફ સાફ કહી દીધું.

" જો તારી આવીજ ઇચ્છા છે તો હું જબરાઇ કરવા માંગતો નથી." રાણાએ છેલ્લો નિર્ણય કહી દીધો.

આટલું કહી રાણો પોતાના આરામ ગૃહમાં ચાલ્યો ગયો, અને કમળા ત્યાંથી ઉભી થઇ પોતાના ખંડમાં ચાલી આવી, અને પલંગ ઉપર પડી વિચાર કરવા લાગી કે " શાહજાદો હવે જરૂર ચિતોડ આવવાનોજ, અને તેનીજ ફતેહ થશે. કારણ તે મહા બળવાન છે, મેં તેની વિરતા મારી નજરે જોઇ છે. તે બહાદુર હોવા છતાં સ્વરૂપવાન પણ છે." આવું બોલી રહી હતી કે ચંપાના આવતાં તે ચુપ થઇ ગઇ,

" કેમ બેન ચંપા! શા સમાચાર છે?" કમળાએ ચંપાને પ્રશ્ન કર્યો.

" કિલ્લો ફત્તેહ થઇ ગયો, અને શાહજાદો બે ત્રણ દિવસમાં આ બાજુ આવશે. મારા બંધુની સરદારી હેઠળ વીસ હજારનું સૈન્ય તેને રોકવા મોકલવાનું રાણાએ નક્કી કરી લીધું છે."

" હા. તેની મને ખબર છે."

" શું આ ખબર સાંભળી તમો ખુશી નથી થતાં." ચંપાએ આડોજ પ્રશ્ન કર્યો.

" હા, ખુશીની વાત તો છે, પણ મારે મન શું? શાહજાદો આવશે એટલે શું? મને તો મારા દેશનો રંજ છે."

"હું કહી દઉં કે તમોને શું?" ચંપાએ કમળાના પ્રશ્નને દોહરાવતાં કહ્યું.

"કહે જોઉં"

"તમો શાહજાદાની ગોદમાં બેસશો. પછી તમો તેમને અને તેઓ તમને પ્યાર કરશે." ચંપાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"અહા! તે ભાગ્ય મારૂં કયાં! તે તો શાહજાદી અખ્તરજહાં માટે છે." કમળાએ નિશ્વાસ નાંખતા કહ્યું.

"શું શાહજાદો તમને ચાહતો નથી! તમારી સાથે પ્રેમ નથી?"

"છે; પણ શાહજાદો તેને શી રીતે કબુલ કરશે કે તે અખ્તર-જહાંને મુકી મને પોતાની દાસી બનાવે."

"પણ મુસલમાનોમાં તો ચાર નીકાહ કરવાનો હુકમ છે."

"છે. છતાં અખ્તરજહાં તે કબુલ કરશે કે હું તેની શોક બનુ?

"તમો ગભરાઓ નહિ. તે વાતનો જુમ્મો મારા માથે લઉં છું, કે તમારા વિવાહ શાહજાદા સાથેજ થાય."

"તે પરમાત્માના હાથમાં છે. તમો જાવો. હું આરામ કરીશ. મને એકલી મુકી દો, કારણ હું ગભરાઇ ગઈ છું." કહેતાં કમળા પોતાના મુખ ઉપર સાડી તાણી ઉંઘી ગઇ. ચંપા પણ તેની મુંઝવણ સમજી ચાલી ગઈ.

o o o o

રાત્રિના બે વાગ્યા છે. આખા ચિતોડગઢમાં શાન્તિ પ્રસરી ગઇ છે. વખતે વખતે પહેરેગીરોના અવાજ અને તેનો ઉત્તર આપતા ન હોય તેમ કુતરાઓનો અવાજ કાને અથડાઈ જાય છે. તેવા સમયે એક આકૃતિ જેણે કાળા લુગડાં પહેરેલા છે. તે ધીમાં ધીમાં ચારે બાજુ જોતી જોતી શાહી મહેલ તરફ ચાલી આવે છે. તે કોણ છે તે પારખવું મુસ્કેલ છે; કારણ તેણે અંધેર પછેડો ઓઢેલો છે, પણ તેની ચાલ વગેરેથી કહી શકાય છે કે તે કોઇ પુરૂષ છે.

તે પુરૂષ રાજ્ય મહેલોના જુથમાં આવતાં સરદાર મહપાલ-સિંગના મહેલ તરફ ચાલ્યો, અને આડો અવળો માર્ગ કાપી તે મહેલની પાસે આવી પહોંચ્યો. તેણે આજુ બાજુ જોયું, અને કોઇ પણ નહિ જણાતાં તેણે એક રસ્સી કાઢી મહેલ ઉપર ફેંકી, અને જ્યારે તેને ખાતરી થઇ ગઇ કે રસ્સીની ગાંઠ કોઇ મજબુત જગ્યાએ પડી ગઇ છે, કે તરત તેનો આશરો લઇ ઉપર ચઢી ગયો, અને આમ તેમ ચઢી ઉતરી ખાસ ચંપા જ્યાં આરામ કરતી હતી તે

ખંડ આગળ આવી પહોંચ્યો. તેણે ધીમેથી બારણાં ઉઘાડયાં, અને અંદર દાખલ થઇ ગયો. ચંપાના સીરાણે જઇ નમી તેના ગુલાબી ગાલ ઉપર ચુમ્બન લઇ લીધું. તેનું ચુમ્બન કરવું હતું કે ચંપા એકદમ જાગૃત થઇ ગઇ, તેણે આંખ ઉઘાડી જોયું, કે એક માણસ પોતાના ખંડમાં કાળા લુગડામાં લપેટાઇ ઉભો છે. તે ડરી ગઇ નાનકડું કાળજું ધડકવા લાગ્યું. કાંઇ બોલવા ઇચ્છતી હતી, પણ બીકના કારણે કાંઇ બોલી શકી નહિ. ઘણીવાર સુધી એકી નજરે તેની સામાં જોઇ રહી. કે તે પુરૂષે ઘણાજ બીહામણા જાડા સ્વરે કહ્યું, "પ્રિય ચંપા! ઉભા થાવો મારે તમને કાંઇ કહેવું છે."

"તમો કોણ છો? અને શું કહેવા માંગો છો." ચંપાએ ખાટલા ઉપર ધ્રુજતાં ધ્રુજતાં બેઠા થઇ કહ્યું.

"મારે જે કહેવું છે તે ઘણું ભારે કામ છે; પણ પહેલાં તમો કબુલ કરશો તેની પ્રતિજ્ઞા લઇ લો."

"જો તમો મારા દાગીના, ઝવેરાત તથા જે કાંઇ રોકડ માંગશો તો તે અપ ઘડી આપી દઇશ."

"નહિ. મારે રૂપીઆ તથા ઝવેરાતની જરૂર નથી. મારી ઇચ્છા તો અન્યજ છો."

"માત્ર પવિત્રતા વગર અન્ય સર્વ કાંઇ આપવા કબુલું છું."

"તમો મારી સાથે માત્ર એક વાતનો ઇકરાર કરી લો."

"તે શું?"

"તમોને કોઇની સાથે પ્રેમ છે?"

"હા."

"કોની સાથે."

"તેનું નામ નહિ કહું,"

"નહિ. તમારે નામ જણાવવુંજ પડશે."

"તમો પહેલાં તમારૂં નામ બતાવો, પછી મને યોગ્ય લાગશે તો તે નામ કહીશ."

"હું તે માણસનો મિત્ર છું કે તમો જેને ચાહો છો. જેની સાથે તમારો પ્રેમ છે."

"તમારે જે કહેવું હોય તે જલ્દી કહી નાંખો. વાતો ન બનાવો" ચંપાએ કંટાળીને કહ્યું.

"હું માત્ર એટલા માટે આવ્યો છું કે તેના પ્રેમને તમારા દિલમાંથી કાઢી ફેંકી દો, અને મારા પ્રેમને તે સ્થાને સ્થાપો."

" તે નહિ થાય. "

" જો નહિ થાય તો જીવનની આશા મુકી દો. "

" મને પ્રેમની કિમત પ્રાણુ કરતાં અધિક લાગે છે. "

" પ્રિય ચંપા શું. તમો મારી વાત નહિ માનો. "

" કદાપિ નહિ. "

" શું તમો મારા પ્રેમને નહિ સ્વીકારો. ત્યારે હું જાઉં ? "

" હા. જાઓ સિધાવો. "

" સારૂં જાઉં છું. " આટલું કહી તે પુરૂષે જે લુગડું ઓઢયું હતું તે કાઢી નાંખ્યું અને મુખ ઉપર હાથ ફેરવી ટટાર ઉભા રહીને કહ્યું. " કહો, હવે પણ જાઉં ? "

"ચંપા આ માણુસની સામાં બરાબર જોઇ રહી હતી. પણુ જ્યારે ટટાર થઇ સામાં ઉભો કે ચંપા તરત ઉભી થઈ તેને વળગી પડી અને બોલી " પ્રિય ! અબ્દુલ્લા ! હું તમારી સાથે મોહબ્બતનો ઇકરાર કરૂં છું. સાથે કહું છું કે કદાપિ ન જાઓ. "

"નહિ જો ઇચ્છા હોય તો ચાલ્યો જાઉં. "

" નહિ નહિ. ન જાઓ તમે આ વખતે વેશ તો ખુબ બદલ્યો છે. "

" જો તેમ ન કરત તો તમારા સુધી આવત કેવી રીતે ? "

" પણ તમો આવું જોખમ ખેડી કયા કારણે આવ્યા છો. તે તો કહો. "

" હું ખાસ એક જરૂરી કામ માટે આવ્યો છું. તે એ કે અમારો શાહજાદો ઘણા ભાગે પરમ દહાડે આ બાજુ આવશે, અને ચિતોડ ઉપર હુમલો થશે, આથી હું તમોને પૂછવા આવ્યો છું કે કઇ બાજુથી હુમલો કરવામાં આવે કે કિલ્લો જલ્દી અમરા તાબામાં આવે. "

' રાણાએ તો ઘણોજ બંદોબસ્ત કરી લીધો છે, તો પણ જો તમો પશ્ચિમ તરફથી હુમલો કરો તો જલ્દી ફતેહ મેળવી શકો તેમ છે. "

" ઇન્શા અલ્લાહ તઆલા તેમજ થશે, પણ એ તો કહો તમારી કમળાની કેવી હાલત છે. "

" કમળા શાહજાદાના પ્રેમમાં દિવાની બની રહી છે. "

" શું કમળા યુદ્ધ સમયે અમારો સાથ આપશે."

" નહિ. તેને પોતાના દેશનો ઘણો વિચાર છે. તે પોતાના

દેશ વિરૂધ્ધ કાંઇ કરશે નહિ. પછી ભલે તેમાં તેના પ્રાણ જાય."

"ત્યારે તો પ્રસંગ ઘણો નાજુક છે, કારણ એક બાજુ કમળા તો બીજી બાજુ સુલતાન! યુદ્ધ થશે તો તે કેવી રીતે?"

"તમો એમ કરજો કે કમળાને ઘેરી લઇ કેદ કરી લેજો."

"હા. તે થઇ શકે છે."

"ત્યારે ચિતોડ ઉપર તમે કયારે હુમલો કરશો."

"આજથી આઠમે દીવસે."

"તો શું તમે આઠ દિવસ અત્રેજ રહેશો. હું ઘણી ભાગ્યશાળી છું." ચંપાએ આનંદમાં આવતાં કહ્યું.

"વાહ! હમણા તો કાઢી મુકતાં હતાં ને હવે આઠ દિવસ રોકવાનો આગ્રહ થાય છે. પ્રિયા? તમારી જીભનું પણ કાંઇ ઠેકાણું છે, પણ મારે સવાર થતાં પહેલાં તો સૈન્યમાં પહોંચી જવું જોઇએ."

"ત્યારે હમણાંજ જશો.?"

"હમણાં નહિ તો કયારે? હમણાંજ ચાલ્યો જઇશ, હવે આપણે ટુંકમાં મળનાર છીએ. તો તેટલી તો ધીરજ ધરો." કહેતાં અબ્દુલ્લાએ ચંપાનું એક મીઠડું ચુમ્બન લઇ સજ થઇ જે માર્ગે આવ્યો હતો તે માર્ગે સાવધાની સાથે ચાલ્યો ગયો, અને ચિતોડની બહાર પોતના પાણીદાર અશ્વને જ્યાં બાંધ્યો હતો, ત્યાંથી છોડી સ્વાર થઇ ઘોડાને દોડાવી મુકયો.

* * * *

અશ્વ હવા સાથે વાતો કરવા લાગ્યો, અને પચાસ માઇલ બે કલાકમાં કાપી સવાર થતાં પહેલાં એક પર્વત આગળ આવી પહોંચ્યો અને સવારની નમાઝનો સમય થએલો હોવાથી એક પાસે આવેલા જળાશયમાં વોજુ કરી નમાઝ અદા કરી જેવો અશ્વ ઉપર બેસવા થવા જાય છે કે થંભી ગયો. ચારે બાજુ જોયું. કાંઇ ન જણાવવાથી પાછો સ્વાર થવા ગયો કે કોઇ દુઃખીનો કરૂણ અવાજ તેના કર્ણે અથડાયો. તે ધ્યાનપુર્વક સાંભળવા લાગ્યો. થોડા સમય પછી એક ઘણો ધીમો તથા કોમળ અવાજ તેના સાંભળવામા આવ્યો, અને જે બાજુથી અવાજ આવ્યો હતો તે બાજુ ધીમાં ધીમાં પગલે ચાલવા લાગ્યો. આગળ જતા કરૂણ સ્વર સંભળાયો કે "મને જાલિમ છોડી નાંખ કે હું સવારની નમાઝ તો અદા કરી લઉં."

અબ્દુલ્લા આ અવાજ સાંભળતાંજ મકકમતાથી આગળ વધવા લાગ્યો, અને આગળ જતાં તેણે જોયું કે એક પર્વતની શીલા

આગળ ત્રણ જોગીઓ—જેમના હાથ પગ બાંધેલા છે—પડયા છે, જો કે અબ્દુલ્લા એવી રીતે ઉભો હતો કે તે સર્વ જોઇ શકતો પણ તેને કોઇ જોઇ શકતું નહોતું.

" અફસોસ ! વખત જાય છે. તમો કેવા મુસલમાન છો કે નમાઝ પણ પઢવા દેતા નથી. " એક જોગીએ કહ્યું.

" જ્યાં સુધી તમો મારી વાતનો સાફ જવાબ આપશો નહિ ત્યાં સુધી તમોને છોડવામાં આવશે નહિ. " તલવાર ઉગામતાં એક માણસે કહ્યું.

" હું તમારી કોઇ પણ વાતનો ઇકિરાર કરવા તૈયાર નથી. "

" જો તમો ઇકરાર નહિ કરો તો તમોને મારી નાખવામાં આવશે. "

" તો શું હું મોતથી ડરૂં છું ? નહિ. જાલિમ તારે પણ એક દિવસ મરવું છે. "

" તે મને માલમ છે, પણ તમોને છોડી શકતો નથી. "

" હે ! નિમકહરામ હુસેન મીરઝા આ નિમકહરામીનો બદલો તને તરત મળશે." પડેલા જોગીએ જુસ્સામાં આવી કહ્યું.

" હવે વધુ વાતો ન બનાવો. માત્ર બે વાત ઉપર ફેંસલો છે. બોલો હા કે ના ? હુસેન મીરઝાએ કહ્યું.

" હા. " તો કયામત સુધી મુખથી નીકળશે નહિ.

" ત્યારે તમો મૃત્યુને ભેટવા તૈયાર થઇ જાવો. "

" હું તૈયાર છું. જાલિમ તું તારૂં કામ કર "

" એમ ! ત્યારે જોઉં છું, કે કયાં સુધી માનતા નથી. " કહી મીરઝાએ ત્રણ રસ્સી કાઢી અને ત્રણેને એક વૃક્ષની ડાળ ઉપર નાંખી તેના એક બાજુના છેડામાં સરક ગાળાવાળી બીજા છેડા એક નાના વૃક્ષથી બાંધી દીધા, અને તે સરક ગાળા તે ત્રણે જોગીના ગળામાં નાખી ઉપર ખેંચવાનો વિચાર કરે છે કે અબ્દુલ્લાથી ન જોઇ શકાવાથી એકદમ પ્રગટ થઈ " હે ! અધમ શું કરે છે ? " કહેતાં તલવારના એકજ વારે ત્રણે રસ્સી કાપી નાંખી હુસેન મીરઝા તે જોઇ તાજુબીમાંજ ડુબી ગયો કે આ વળી કોણ આવ્યું, પણ તરત ઓળખી ગયો કે આ તો અબ્દુલ્લા છે, કે તરત ક્રોધે ભરાઇ બોલ્યો "અબ્દુલ્લા તમોને શું થઇ ગયું છે, જે મારા માર્ગમાં વચ્ચે આવો છો. "

" તારી શરારતો અને અધમતાને મટાડવા. "

"તમો જાણો છો કે આ જોગી કાફર છે; અને ઇસ્લામી સૈન્યમાં જાસુસી કરે છે."

"દગલબાઝ તું જુઠો છે." અબ્દુલ્લાએ કહ્યું

"બેશક તે તદ્દન અસત્ય બોલે છે એટલુંજ નહિ, પણ દગલબાજ અને ફરેબી પણ પુરો છે" એક સાધુએ કહ્યું

"તો શું તમો મને કતલ કરવા આવ્યા છો." હુસેન મીરઝાએ અબ્દુલ્લાને ઉદ્દેશીને કહ્યું.

"તેમાં હવે શંકાને સ્થાનજ કયાં છે"

આ ઉત્તર સાંભળતાં હુસેન મીરઝાએ પોતાના સાથીઓને કહ્યું કે શું જોઇ રહ્યા છો આપણા માર્ગમાં નડતા આ કાંકરાને ફેકીદો. કતલ કરી નાંખો." આમ કહી હુસેન મીરઝા તથા તેના સાથીઓ અબ્દુલ્લા ઉપર તુટી પડે તે પહેલાં અબ્દુલ્લાએ ઘણી સ્ફુરતીથી જોગીઓના બંધ તલવાર વડે કાપી નાંખ્યા. અને તેમના હુમલાનો જવાબ આપવા તૈયાર થઈ ગયો. પહેલાજ વારમાં અબ્દુલ્લાએ એકને પુરો કરી નાંખ્યો, અને બીજા સામાં થાય તે પહેલાં બીજાએ અબ્દુલ્લા ઉપર એવો વાર કર્યો કે અબ્દુલ્લા જો સ્ફુરતીથી ન સંભાળત તો તે હતો ન હતો બની જાત. તો પણ મસ્તક ઉપર એક નાનો સરખો ઘા પડયો. ઘા પડતાં અબ્દુલ્લાએ છંછેડાયલા સિંહની માફક તેના ઉપર હુમલો કર્યો. પણ તેના પાછા હટવાના કારણે તલવાર એક શીલા સાથે અથડાતાં "છનનન" કરતી ભાંગી ગઇ. અને ભાગેલી તલવાર તેના હાથમાં રહી ગઇ. પણ આથી સહેજ પણ અબ્દુલ્લા ગભરાયો નહિ, અને તેના ઉપર પોતાના હરિફના વાર ઝીલવા લાગ્યો.

જોગીએ જોયું કે અબ્દુલ્લાની તલવાર તુટી ગઇ છે, કે જલ્દી ઉભા થઇ મૃત્યુ પામેલા સૈનિકની તલવાર લઇ એક એવો વાર કર્યો કે એક માણસનું મસ્તક ધડથી અલગ થઈ ગયું, અને તરત તે જોગી હુસેન મીરઝા તરફ વધ્યો હુસેન મીરઝાએ જાણ્યું કે મારા બન્ને સાથી માર્યા ગયા છે. અને આમની સામાં હું મુકાબલો કરીશ તો માર્યો જઇશ. આવો વિચાર કરી તે એકદમ નાઠો સાથે તેનો બીજો સાથી પણ નાઠો અને આંખો આગળથી ગેબ થઇ ગયા અબ્દુલ્લાએ જોયું કે હુસેન મીરઝા નાસી ગયો કે તરત જોગીને ઉદ્દેશીયે કહ્યું "આ વખતે તમે મોટી બહાદુરી કરી બતાવી."

"બહાદુરી તો આપે કરી કે અમારા પ્રાણ બચી ગયા" જોગીએ ઉપકાર માનતાં કહ્યું.

"એમાં શું ? તમો મુસલમાન છો, તેથી તમોને બચાવવા તે મારો ધર્મ હતો"

"ખુદાએ આપને ખરા પ્રસંગેજ મોકલ્યા"

"નહિ, હું લાંબા સમયથી ઉભો ઉભો તમારી વાતો સાંભળી રહ્યો હતો" અબ્દુલ્લાનું આવું બોલવું સાંભળી બે જોગીઓ નીચું જોવા લાગ્યા તો એક જોગી અબ્દુલ્લાના સામાં જોઇ રહ્યો. જોગીઓની આવી સ્થિતિ જોઇ પાછું અબ્દુલ્લાએ કહ્યું "તમો તમારી વાત કેમ સંતાડો છો. પણ હું આપને ઓળખી ગયો છું. તે વખતે તમો અમારો સાથ મુકી એવા તો ગેબ થઇ ગયા કે કાંઇ પત્તો લાગ્યોજ નહિ. શાહજાદા તે માટે ઘણી ફીકર કરતા હતા"

"અહા ! અમો ઘણાં મોટા ગુનેહગાર છીએ કે આપ લોકોને ધોકો દીધો" સાધુએ કહ્યું.

"આમાં ધોકા જેવું શું છે. આપે શાહજાદાને કેદમાંથી છોડાવ્યા. તેથી તમારી વાત જાણવા ઘણાં ઉત્સુક છે"

"શાહજાદો અમારી વાત જાણી શું કરશે"

"અમો અમારા ઉપર ઉપકાર કરનારના સંબંધમાં કાંઇ પણ ન જાણીએ તે, કેવું કહેવાય"

"અમારી વારદાતજ શી ! માત્ર એટલુંજ કે અમો ફકીર છીએ"

"ખેર. હવે આપણે અત્રેથી ચાલ્યા જવું જોઇએ, કે વખતે બીજી કોઈ આફતના ભોગ ન થઇએ. નીરાતે સર્વે વાતો થશે." આમ કહેતાં હુસેન મીરઝાના સાથીઓના ત્રણ ઘોડા બાંધેલા દૃષ્ટિએ પડયા. કે તરત તે ઘોડાઓને છોડી ત્રણે સાધુઓને તેના ઉપર બેસાડી ઉત્તરની તરફ ઘોડાને દોડાવી મુકયા. અને જોત જોતામાં આંખ આગળથી ગેબ થઇ ગયા

---

# પ્રકરણ ૨૬ મું

## ઉપકારનો બદલો

દિવસના બાર વાગી ગયા છે, અને ઉનાળાની ઋતુને કારણે ઘણી સખ્ત ગરમી પડી રહી છે; એમાં વળી રેતીનું રણ ! ! પછી પૂછવું શું ? દરેક રજકણ અગ્નિની ચિણગારિયો સમાન દેખાય છે; વનના પ્રાણીઓ આ પ્રચંડ તાપના ત્રાસથી ઉગરવા પર્વતોનો આસરો લઇ રહ્યા છે. પક્ષીઓ પોત પોતાના માલામાં કે વૃક્ષની શાખા પ્રશાખા ઉપર ઉઘાડી ચાંચો કરી લખ લખ કરી રહ્યા છે; રણ પ્રત્યે નજર નાંખતાં આઘે આઘે સમુદ્રના જળની છોળો ઉછરતી ન હોય તેમ દષ્ટિગોચર થાય છે; તૃષ્ણાને છીપાવવા મૃગો મોટી મોટી ફાલો ભરી તે બાજુ દોડે છે; પણ તે દેખાવ જેમ જેમ મૃગો વધે છે તેમ તેમ તે દુર દુર દેખાય છે; મૃગો નિરાશ થાય છે, અને તેમાં તૃષ્ણા આતુર થઇ પ્રાણ પણ ગુમાવી દે છે.

આવાજ સમયે એક સૈન્ય ઉત્તરની બાજુથી આવતું જણાય છે, પરંતુ આવા પ્રચંડ તાપના કારણે ઉતાવળે મુસાફરી કરતું લાગે છે કે જેથી પર્વતની તલેટી વગેરેમાં આવી પ્રખર ઉષ્ણતાથી બચી જાય. છેવટે આ સૈન્ય ઘણી ઉતાવળે કુચ કરતું કરતું પર્વતો વાલા ભાગમાં આવી ગયું કે તરત સૈન્ય થોભી ગયું કારણ તેના સરદાર જેવા જણાતા એક યુવાને પોતાની પાછળ ઉભેલા સરદારને ઉદ્દેશીને કહ્યું.

" કેમ દાઉદ આ વખતે તડકો ઘણો સખ્ત પડી રહ્યો છે. સૈનિકો ગભરાઇ રહ્યા છે. મારો વિચાર છે કે અત્રેજ મગરિબની નમાઝ અદા કરી પછીથી ચિતોડ તરફ કુચ કરીએ તો કેમ ?"

" નામદાર શાહજાદા સાહબ બેશક ગરમી ઘણીજ તેજ પડી રહી છે, માટે અત્રે થોભવું ઉત્તમ છે " દાઉદે શાહજાદા મહમદ સુલતાનના મતને પસંદ કરતાં કહ્યું.

" ત્યારે સૈન્યને હુકમ કરો કે અત્રે પડાવ નાંખે. " કહેતા શાહજાદો ઘોડા ઉપરથી ઉતરી પડયો.

શાહજાદા અસ્વ ઉપરથી ઉતરતાંજ આખું સૈન્ય ઉતરી પડયું અને એક સારા સ્થળે શાહજાદાનો તંબુ ઉભો કરવામાં આવ્યો, ત્યારપછી બીજા સરદારોના તંબુઓ તથા રાવટીઓ તણાઇ ગઇ. અમુક સમય

ઉપર જ્યાં સાંઇ સાંઇ અવાજ આવી રહ્યો હતો જ્યાં સુનસાન લાગતું હતું, ત્યાં જાણે એક શહેર ન વસી ગયું હોય તેમ સ્વાભાવિક રીતે લાગતું હતું. સૈનિકો પોતાના સૈનિકના પોશાકો ઉતારી આમતેમ ફરી રહ્યા હતા કેટલાક આપસમાં વાતો કરી રહ્યા છે. કેટલાક ગમતા કરી રહ્યા છે તો કેટલાક હસાહસ કરવામાં રોકાયલા છે. શાહજાદો પણ પોતાના તંબુમાં આરામ કરી રહ્યો છે, તેની પાસે સૈનિકો સરદાર દાઉદ, તલ્હા ખલીલ વગેરે બેસેલા છે. અને અરસ્પરસ વાતો કરી રહ્યા છે.

"અબ્દુલ્લાને ગએ આજે ત્રીજો દીવસ છે, પણ અત્યાર સુધી પતો સરખો નથી" શાહજાદાએ સરદારો સામાં જોઇ કહ્યું.

"તાજુબી તો આ વાતની છે કે તે ક્યાં ગયો ! અને એ કોઇને કહી પણ ગયો નથી.

"ખુદા ન કરેને શત્રુઓમાં તો ફસાઇ નહી ગયા હોય." શાહજાદાએ શંકા જણાવી.

"નહિ નહિ તે ઘણો ચતુર અને બહાદુર છે, માટે મને તો લાગે છે કે તેમ તો નહિજ થયું હોય" તલ્હાએ પોતાનો અનુભવ દર્શાવ્યો.

"ત્યારે કયું કારણ છે કે અત્યાર સુધી આવ્યા નથી."

"તેઓ ગયા તેના પેહલા દિવસે કહેતા હતા કે મારે જરા ચિતોડ જવું છે; તેની વારદાત જાણવી છે કે શું થઇ રહ્યું છે. વખતે ત્યાં પણ ગયા હોય' દાઉદને વાત યાદ આવતાં કહ્યું.

"બસ. બસ. સાચું કહ્યું, ત્યાંજ ગયા છે" શાહજાદાએ મંદહાસ્ય કરતાં કહ્યું.

"મને પણ આજ વિચાર થયો હતો" ખલીલે જણાવ્યું.

"વેષ બદલી મઝાથી સહેલ કરતા હશે, અને એનો વિચાર પણ નહિ હોય કે લશ્કર કેવી હાલતથી આવતું હશે."

શાહજાદો આટલું બોલવા પામ્યો કે તંબુનો પરદો ઉચકાયો અને બહાદુર અબ્દુલ્લા સલામ કરી મંદહાસ્ય કરતો દાખલ થયો.

"વાહ ! ખુબ ! હમણાં તમારીજ વાતો થઇ રહી હતી. મને તો ધાસ્તી હતી કે કોઇ શત્રુઓના ફંદામાંતો નથી ફસાઇ ગયા." શાહજાદાએ આનંદમાં આવતાં કહ્યું.

"બેશક અમારો સર્વ પ્રિય શાહજાદો પોતાના નિમકહલાલોની પોતાથી પણ અધિક ચિન્તા રાખે છે, અને તે માટે અમોને અભિમાન છે" અબદુલ્લાએ અદબથી કહ્યું.

"છેવટે તમો ગયાતા ક્યાં ?"

"ચિતોડ. બીજે ક્યાં ?"

"કહો ત્યારે ચિતોડ જઇ શું જાણી લાવ્યા"

"રાણાએ ચિતોડમાં ઘણો મજબુત બંદોબસ્ત કરી રાખ્યો છે, અને પોતાના પ્રધાન મહીપતસિંહના પુત્ર કુંવર ઉદેસિંહ વીસ હજાર માણસનું સૈન્ય લઇ કાલ સવારે નીકળી પણ ચુક્યો હશે અને મઝાની વાત તો એ છે કે રાણાની પુત્રિ કમળા પણ તે સૈન્યની સાથે છે." અબ્દુલ્લાએ છેલ્લું વાક્ય જરા ભાર મુકી મંદહાસ્ય કરતાં કહ્યું,

"તે શા માટે આવતી હશે ?" શાહજાદાએ તાજુબ થતાં કહ્યું.

"યુદ્ધ કરવા ! મુકાબલો કરવા ! શાહજાદાને હરાવવા !" અબ્દુલ્લાએ સ્હેજ ગમત કરતાં કહ્યું.

"એમ છે ! ત્યારે તો આપણે અત્રેજ મુકામ કરવો જોઇએ. આગળ વધવું ન જોઇએ" શાહજાદાએ કહ્યું.

"કારણ ? શા માટે ?"

"એટલા માટે કે રજપુતોનું સૈન્ય નીકળી ચુક્યું છે, આથી જો માર્ગમાં મુકાબલો થાય તો યુદ્ધમાં કાંઇ રસ ન પડે, અને અત્રે તે સૈન્ય આવી પહોંચશે તો કાયદેસર યુદ્ધ થશે."

"જેવો આપનો હુકમ. અમો સર્વે તો આપના હુકમના તાબેદાર છીએ."

"હું હુકમ ક્યાં કરૂં છું, મારો અભિપ્રાય જણાવું છું."

"વારૂ, ત્યારે !"

"અબ્દુલ્લા ! આજે શું થઇ ગયું છે કે ગમતમાં આવી ગયા છો" શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"અરે ! હાં. ખાસ મુદ્દાની વાત તો ભુલીજ ગયો, કે જે જણાવવા યોગ્ય છે."

"તે વળી શું છે ?"

ઉત્તર આપતાં અબ્દુલ્લાએ ચિતોડમાં જવું, ચંપાથી મળવું, ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં હુસેન મીરઝાનો મુકાબલો કરવો, અને તે જોગીઓને ભેટો વગેરે વારદાત કહી સંભળાવી.

"શું તે જોગીઓ તમારી સાથે આવ્યા છે."

"હા."

"ક્યાં છે ? તેમને બોલાવો હું તેમને જોવા ઘણો ઉત્સુક છું."

"બહુ સારૂં." કહેતા અબ્દુલ્લા બહાર ચાલ્યો ગયો, અને એક સૈનિકને ઠેકાણું બતાવી જોગીઓને બોલાવવા મોકલ્યો. થોડા સમયમાં ત્રણે જોગી શાહજાદાના તંબુમાં આવી સલામ કરી ઉભા રહ્યા. તેમને જોતાં શાહજાદો ઉભો થઇ ગયો અને યોગ્ય સ્થાને બેસાડી બારીક નજરે જોયા પછી કહ્યું, "શું વાસ્તવિક રીતે તમો જોગી છો."

"હા. હજુર અમો જોગી છીએ."

"ત્યારે કયા કારણે તમે જોગ લીધો છે."

"મોહન મિલનની આશામાં! પર્વત, વન અને જંગલે જંગલ ખુંદી માર્યા, છતાં પણ તે મળતો નથી, અને તે પ્રેમ પ્રતિમાના દર્શન દુર્લભ થઇ પડયાં છે. તેના પ્રેમમાં યોગ લીધા છતાં એ તો અન્યની મોહિનીમાં પડયો છે."

"તમો ક્યાંના નિવાસી છો."

"એમ તો અમારો દરેક સ્થળે નિવાસ સ્થાન છે, પરંતુ ખાસ કરીને તો અમો માળવાના રહીશ છીએ."

"શું તમો મુસલમાન છો."

"હા."

"ત્યારે તમે હિંદુ જેવો જોગ કેમ લીધો છે."

"સત્ય રીતે તો અમારો વધુ સંબંધ તે લોકો સાથે રહે છે, તેટલા માટે હિંદુ પ્રમાણે જોગ લીધો છે કે જેથી અમારા પ્રાણ બચી જાય."

"હા. હજુર મુસલમાન ફકીરોને તેઓ તઆસુબની નજરે જુવે છે; અને જ્યાં મુસલમાન ફકીર જોવામાં આવે છે, ત્યાંજ તેને મારી મારી નાંખવામાં આવે છે; ખરી રીતે તો આવા ઘણા ખુદાના બંદા વગર વાંકે માર્યા ગયા છે, કારણ ચિતોડના રાણાએ મુસલમાનો વિરૂદ્ધ સંગઠન કર્યું છે, અને તે મુસલમાનોને હિંદમાંથી કાઢી મુકવા માંગે છે."

"પણ મુસલમાનો તો હિંદુ ફકીરને મારતા નથી."

"ઇસ્લામમાં તે વાતની સાફ મનાઇ છે."

"સારૂં તેનો બદલો હું જરૂર લઇશ, પણ તમો ક્યાં ગેબ થઇ ગયા હતા."

"ક્યાંએ નહિ. અમો અમારૂં કામ ન હોવાથી ચાલ્યા ગયા."

"અરે! વાહ ! ! અમો તો મોટી વિટમણામાં આવી ગયા.

એ તો સારૂ થયું કે અબ્દુલ્લા તમોને મળી ગયા નહિં તો તમે અમારી પાસે આવત પણ નહિ, "

" અમો લોકો બહાદુર અબ્દુલ્લાનો ઘણો ઉપકાર માનીએ છીએ કે તેમણે અમારા પ્રાણ બચાવ્યા. "

"પણ તમારો તો અમો, શહેનશાહ, સ્નેહિ તથા મિત્રમંડળ અને પ્રજા ઉપકાર માને છે કે આપે મારા પ્રાણ બચાવ્યા. "

" એ તો અમારો ધર્મ હતો કે અમો તમોને મદદ કરવા પ્રાણ આપી દઈએ. " જોગીએ કહ્યું.

" ત્યારે અબ્દુલ્લાનો પણ ધર્મ હતો કે આપ લોકોને આફ્તમાં જોઇ ભાગ લે. જો અબ્દુલ્લા તેમ ન કરત તો તેમની તે ઇસ્લામની શાન વિરૂધ હતું, કારણ કોઇ પણ માણસ પછી તે ગમે તે ધર્મવાળો હોય અને તે કોઈ જાલિમના પંજામાં ફસાયો હોય અને તેને જુવે અને મદદ ન કરે તો તે મોટામાં મોટો ગુનેહગાર થાય છે. એટલુંજ નહિ પણ તે મનુષ્ય પણ કહી શકાય નહિ. "

" હજુર આપ સત્ય કહો છો, "

" કહો આપને મદદ કરવાના બદલામાં શું આપું. " શાહજાદાએ કહ્યું.

" બદલાની આશાએ જે કામ કરવામાં આવે તેના માટેજ આમ કહી શકાય, અમે બદલાની આશામાં આ કામ કર્યુંજ નથી."

" ગમે તેમ હોય પણ મારે આપને ખુશ તો કરવા જોઇએ, અને જો આપ લોકો તેનાથી ઇન્કાર કરશો તો હું મને હત્યાભાગી માનીશ, અને તેના માટે મને આખું જીવન પસ્તાવો રહેશે. "

" નામદાર ! આપ જ્યારે આટલો બધો આગ્રહ કરો છો, તો અમોને એક એવું લખાણ આપની તથા આપના સરદારોની સહીથી આપો કે મારા હાથથી કોઇ હકદારનો હક ડુબાડવામાં નહિ આવે."

" તે લઇ શું કરશો ?"

" તે પ્રસંગ આવે જણાશે. "

" અહો ! એમાં શું ! " કહેતાં શાહજાદાએ પોતાના મીર મુન્શીની પાસે જોગીઓના કહેવા પ્રમાણે લખાણ તૈયાર કરાવી સર્વની સહીઓ કરાવ્યા પછી સાધુઓને આપતા કહ્યું, " લો સંભાળીને રાખજો, પણ જો ગુમ થાય તો પણ યાદ અપાવશો તો પણ ચાલશે. "

" અમો નામદાર શાહજાદાની ઉદારતા માટે ઉપકાર માનીએ છીએ, કારણ અમોને અમારા કામનો બદલો મળી ગયો. "

"હશે. આપ લોકો હવે આરામ કરો. અબદુલ્લા તમોજ આ લોકો માટે બંદોબસ્ત કરી આપો."

"જેવો હુકમ" કહેતાં અબદુલ્લા જોગીઓને લઇ બહાર નીકળ્યો અને એક ઉત્તમ તંબુમાં તેમના માટે સર્વે પ્રકારની વ્યવસ્થા કરી પાછો શાહજાદાના તંબુમાં આવ્યો."

"કેમ સર્વે બંદોબસ્ત થઇ ગયો."

"જી હા."

"આ જોગીઓમાં કાંઇ ગુપ્ત ભેદ છે, અને કામના બદલામાં આવું લખાણ લીધું તેથી તો મને માનવાને કારણ મળે છે કે આ કોઇ ખરા સાધુ નહિ પણ તેમાં કંઈ ભેદ સમાયલો છે."

"મને તો ત્યારથી શંકા છે કે આપ કેદમાંથી મુક્ત થયા." અબદુલ્લાએ કહ્યું.

"બેશક. કાંઈ ગુપ્ત ભેદજ છે; કારણ તેમની સુંદરતા, કોમળતા તથા તેમના મધુર સ્વરથી લાગે છે કે તે કોઇ ઉત્તમ ખાનદાનના છે." દાઉદે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"મને તો આ કોઇ બાળાઓ લાગે છે" શાહજાદાએ કહ્યું.

"એમ હોય તો કાંઇ તાજુબીની વાત નથી."

"ચાલો. માલુમ પડયા વગર નહિ રહે, પણ અબદુલ્લા ચંપાથી તમારી મુલાકાત થઇ."

"હા, તે તો પહેલાં કહી ચુકયો છું. શું આપ ભુલી ગયા, પણ કેહતા કેમ નથી : કે કમળાના શા હાલ છે ? તો કહીશ કે ચંપાના મુખે સાંભળ્યું છે કમળા તો શાહજાદાના પ્રેમમાં દિવાની બની છે."

"નહિ. તે જાલિમની ચાલાકી છે."

"નહિ. સત્ય રીતે તે આપના માટે બેતાબ છે."

"જો એમ હોત તો તે મારી પાસે જરૂર ચાલી આવત."

"જો આપને મહોબત હશે તો તેને જરૂર હશે."

"મારા દિલમાં તો તેનો પ્રેમ છે."

"તો પછી તે તમોને કેમ ન ચાહે."

"પણ અબ્બાજાનની આગળ સર્વે હેચ છે."

"શાહજાદા સાહેબ શું તે ઓછી સ્વરૂપવાન છે. તે જગતમાં એક અજોડ સુંદરી છે. તેની એક ઝલક જોવા માટે સ્વર્ગની અપ્સરાઓ પણ તલસી રહે છે, અને એવો કયો શાહજાદો છે કે જે તેનો મુસ્તાક ન હોય."

"અબ્દુલ્લા સત્ય તો આ છે કે તે અનુપમ સૌંદર્યવાન છે. તેના સ્વરૂપની બરાબરી અપ્સરાઓ પણ કરી શકતી નથી. તેની સાદાઈ તેની તીરછી નીગાહનાં નેત્ર બાણ ગઝબ કરી નાંખે છે."

"તો પછી આપજ કહો આવી કુમારિકા જ્યારે મોહબ્બત કરે તો પછી આપને કેમ મોહબ્બત ન થાય."

"ખેર જોઇ લેવાશે. હાલ તો આપણે યુદ્ધ કરવા આવ્યા છીએ." આટલું કહી શાહજાદો ઉભો થઇ આરામ કરવાના તંબુમાં ચાલ્યો ગયો, અને આથી અબ્દુલ્લા વગેરે પણ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૨૭ મું.

### મસ્લત.

ચિતોડ શહેરમાં આજે મોટી ધમાલ મચી રહી છે, કારણ આજે રાણાએ આમ દરબાર ભરવા આખા શહેરમાં ઢંઢેરો પીટાવ્યો છે; શહેરમાં જ્યાં જુઓ ત્યાં ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ દ્રષ્ટિગોચર થાય છે. મંદિરોમાં ઘંટનાદ થઇ રહ્યા છે. ગરીબો તથા ભિક્ષુકોને દાન દક્ષિણા અપાઈ રહી છે; સૈનિકો પોતાની કમરે તલવાર લટકાવી રાજ્ય મહેલ તરફ જઇ રહ્યા છે. નગરજનો પણ સજ્જ થઈ શા માટે આમ દરબાર ભરવામાં આવ્યો છે? શું હશે? શું મોગલો સરહદનો કિલ્લો છતી આ બાજુ કુચ કરી રહ્યા છે? વગેરે વગેરે પ્રશ્નો તેમના અંતઃકરણમાં ઉદભવતા એટલુંજ નહિ પણ અરસપરસ પુછતા પણ સંતોષકારક ખુલાસો મેળવી શકતા નહિ.

કિલ્લા ઉપર સૈનીકો બરાબર દ્રઢતાથી પહેરો ભરી રહ્યા છે; તેમને જોતાં તો સ્વાભાવિક રીતે લાગતું કે જો કોઈ પણ કિલ્લા સામાં નજર સરખી પણ કરે તો તેની આંખોમાં તીર ખોસી દે.

રાજ્ય મહેલના ખાસ એક વિશાળ તથા સુશોભિત દિવાનખાનામાં ચિતોડાધિપતિ રાણો એક તખ્ત ઉપર મોટા રોબદાબ તથા શાન શોકતથી બેઠેલો છે; મોટા મોટા સરદારો તથા નગરના આબરૂદાર ગૃહસ્થો પોતપોતાના યોગ્ય સ્થાને ગોઠવાઇ ગયા છે. જો કે રાણો ખામોશ છે, આથી કોઈ પણ કાંઇ બોલતું નથી. માત્ર રાણાની

સામાં વારે વારે જુવે છે. રાણો નીચી ગરદન કરી કાંઇ વિચારી રહ્યો છે; પણ તરત તેણે ચુપકીદી તોડી અને સર્વેને ઉદ્દેશીને કહ્યું "શું આપણાં ભાગ્ય અવળાં થઇ ગયાં છે ? શું આપણો દેશ આપણાથી બેવફાઇ કરશે ? શું તે પોતાનો માલિક બીજાને બનાવશે, ? અફસોસ ! આવા કટોકટીના સમયમાં કુંવર ઉદેસિંગ બીમાર થઇ ગયો છે. આપણો સંગઠની સરદાર યુદ્ધ કરવા અશક્ત થઇ પડયો છે, નહિ તો મલેચ્છોને આપણા દેશમાંથી હાંકી કાઢવા માટે તે એકલોજ પુરતો હતો. મારા બહાદુરો આ શું બતાવે છે."

"મહા પરાક્રમી મહારાજ! આટલા માટે આપશ્રી આટલી બધી ચિંતા શીદ કરો છો. કુંવર શ્રી બીમાર છે તો તેમની જગ્યા સંભાળવા અને પોતાના દેશના માટે પ્રાણ આપનાર ઘણા ઉદેસિંગો મોજુદ છે." એક સરદારે ઉભા થઈ કહ્યું.

"મને તમારાથી આવાજ પ્રકારની આશા છે; પણ અત્રે હું તમોને ખરી વસ્તુસ્થિતિ સમજાવું છું; તમો જાણો છો કે આપણે હિંદુ સંગઠન કરી મલેચ્છ રાજ્યને હતું ન હતું બનાવી દેવા સર્વ પ્રકારની તૈયારીઓ કરી છે; અને ઠેઠ મહારાષ્ટ્રમાંથી પણ હિંદુ સંગઠનના પોકાર સાંભળી શુરવીરો ચાલ્યા આવ્યા છે; મરાઠા સરદાર શિવાજી પણ આપણી કુમકે આવી ઉભો છે; આપણી આટલી મોટી તૈયારીઓ હોવાથી ગર્વમાં ન આવી જતાં જેને બહાદુરો કહેવામાં આવે છે; તે શબ્દને દિપાવનાર મુસલમાનો છે; આપણે કેવા બહાદુરો સાથે મુકાબલો કરવાનો છે; તે તમારે ભુલવાનું નથી. અલબત આપણે બહાદુર છીએ. આપણા માટે રાજ્ય કે રણભુમિ છે, પણ તમોને આ વાતની ખબર નથી કે હમણાંજ તેઓ શાહજાદાને આપણી આંખમાં ધુલ નાંખીને કેવી રીતે લઇ ગયા ? એક નાની સરખી સંખ્યા આપણા પાટનગરમાં પેસી આપણા ઘરમાં આવી તેને ભગાવી લઇ ગઇ એટલુંજ નહિ પણ આપણાં પવિત્ર મંદિરમાં આવીને રહ્યા, તેને અપવિત્ર બનાવ્યો, અને આપણને ખબર સરખી પણ ન થઇ." રાણાએ ભ્રકુટી ચઢાવી કહ્યું.

"મહારાજ તેમાં અમો શું કરી શકીએ, કોઇ વેષ બદલીને આવે, તો તેને અમો કેવી રીતે ઓળખી શકીએ. મને તો આના ઉપર તાજુબી થાય છે કે આપણા સર્વે શક્તિમાન દેવતાઓએ છતી આંખે જોવા છતાં તે મલેચ્છોનો કેમ નાશ ન કરી નાંખ્યો. અને પોતાના ભકતોની વ્હારે ધાઇ હિંદુત્વ કેમ ન સાચવ્યું ? સાથે

આપ નામદારે પણ તે ધુતારાઓની ઘણીવાર મુલાકાત કરી સાથે અમારી રાજદુલારીએ પણ મુલાકાતો ઉપર મુલાકાતો લીધી પણ કોઇને પણ સંશય સરખો પણ ન થયો, તો પછી અન્ય શું કરે ?" એક સરદારે ઉભા થઇ કહ્યું.

"હું કોઇનો પણ વાંક કાઢવા માંગતો નથી, પણ હું મારી જાતને ધિક્કારૂં છું કે મેં તે મલેચ્છ પુત્રને કતલ કેમ કરી ન નાંખ્યો." રાણાએ પોતાની જાતને ધિક્કારતાં કહ્યું.

"મને તો આ વખતે સંપુર્ણ ખાતરી છે; કે આપણી ફતેહ થયા વગર રહેશેજ નહિ; કારણ આપણું સંગઠન એવા પ્રકારનું છે કે તેનો મુકાબલો કરવા જગતમાં કોઈ પણ સમર્થ નથી. મારૂં તો માનવું છે કે આવું હિંદુ સંગઠન ભાગ્યેજ થયું હશે." એક બીજા સરદારે ઉભા થઇ મુંછોપર તાવ દેતાં કહ્યું.

"નહિ. આવાં ઘણાં સંગઠનો આપણે કર્યાં છે; પણ દરેક વખતે આપણી સર્વે મહેનત નકામી ગઇ છે. તેનું મને સંપુર્ણ જ્ઞાન છે. જો દેવની કૃપાએ અને આપણી બહાદુરીએ આ આપણા દેશ ઉપર ધસી આવેલાઓનો સંહાર કરી નસાડી મુકીશું તો આપણા વડીલો મહા મહેનત કરવા છતાં કાંઇ ન કરી શકયા તે આપણે કરી બતાવીશું, તો આપણું નામ જગ જગ ગવાશે. સ્વર્ગમાં પણ તેમના આત્મા આનંદિત થશે." પ્રધાને સ્હેજ ટટાર થતાં કહ્યું.

"પ્રધાનજી હા. અલબત સંગઠન થયાં હશે, પણ હાલના જેવું તો નહિંજ."

"નહિ. સત્ય રીતે તો આપણેજ તેઓને હિંદમાં લાવ્યા છીએ. અને આપણે આપણા હાથે સ્વતંત્રતા ગુમાવી ગુલામ બન્યા છીએ. અને આ ગુલામીમાંથી મને તો લાગે છે કે છુટવું મુશ્કેલ છે, અથવા આપણા ભાગ્યમાં તો જાણે ગુલામી જન્મસિદ્ધ હક ન હોય તેમ માનવાને કારણો છે ?

"પ્રધાનજી ! આપણા શુરવીરોની તલવાર, જે નથી થયું તે કરી બતાવશે; આવા સમયમાં આપ આવા ઉદ્દગારો કાઢો તે યોગ્ય તો નજ ગણાય" પ્રધાનને ઠપકાના રૂપમાં રાણાએ કહ્યું.

"હું કાંઇ સર્વેની હિંમતને તોડી પાડવા માટે કહેતો નથી. તેમ ન તો મારો ઉદ્દેશ્ય છે; હું મારા પ્રાણ મારા દેશ માટે સર્વેથી પહેલાં આપવા તૈયાર છું; પણ આપણે આપણા પહેલાં થએલા સંગઠનનો

ઇતિહાસ જાણવાની આવશ્યકતા છે; કારણ તે જાણતાં, તેમાં શી શી ખામીઓ રહેલી હતી તેનું આપણને જ્ઞાન થાય અને તે સર્વે આપણા દરેક સંગઠની વિરલાઓએ જાણી લેવાની ખાસ જરૂર નહિ પણ ફરજ છે. ”

“ પ્રધાનજી ! તમો શું કહેવા માંગો છો. તે વિસ્તારથી કહો. તેથી સર્વે સમજી શકે. એક બાજુ તમો દેશ માટે પ્રાણ આપવા તત્પરતા દર્શાવો છો, તો બીજી બાજુ તેનાથી વિરૂદ્ધ હિંમત તુટી જાય તેવા બોલો બોલો છો. ” રાણાએ તાજુબ થતાં કહ્યું.

“ મહારાજ ! આ મારા વાળ તડકામાં સફેદ થયા નથી; મેં ઘણી ચડતી પડતી જોઇ છે; સત્ય રીતે તો આપણા હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. ”

“ તે કેવી રીતે ? ”

“ આ પુરાણી વાત છે. સત્ય ઇતિહાસ છે; કે હિંદુસ્તાનમાં ઇબ્રાહીમ લોદી નામનો બાદશાહ રાજ્ય કરતો હતો, તે ઘણો જાલિમ અને અત્યારી હતો; તેની વાતો તો આપણા ભાટ ચારણો હમણા પણ ગાઇ રહ્યા છે; તે સત્ય હોય કે કેમ તેના માટે આપણે કાંઇ જોવાનું નથી. તે જુલમી ન હોય તો પણ મુસલમાન તો હતોજ, શું આજ તેના માટે બસ નથી. તે બહારના આવી આપણા ઉપર રાજ્ય કરે તે જુલમ નહિ તો શું કહી શકાય ? અર્થાત તે સમયના હિંદુ સંગઠની વિરલાઓ એટલા બધા હિચકારા તથા બીકણ હતા કે પોતે સામા ન થતાં ઇબ્રાહીમના કાકા દોસ્ત મહમદખાન જે મુલતાનનો સુબો હતો. તેને આડું અવળું ભરમાવી પોતાનાં હાથમાં લઇ હિંદુઓએ અંદર અંદર મુસલમાનોને સામાં સામાં વઢાવી પોતે મજબુત થવાના હવાઇ કિલ્લા બાંધવા લાગ્યા, અને ઇ. સ. ૧૫૨૫ ના છેવટના ભાગમાં બાબરને પત્ર લખ્યો કે આપ હિંદ ઉપર સવારી કરો અમો સર્વે તમોને મદદ કરવા તૈયાર છીએ.”

“ આતો ઘણી પોલિટિકલ ચાલ હતી; તે માટે તો તે સમયના હિંદુ શુરવિરોને તથા રાણા મહારાણાઓને ધન્યવાદજ અપાય. ” એક સરદારે પ્રધાનને બોલતાં અટકાવી કહ્યું.

“ નહિ. કદાપિ નહિ. મારા વિચાર પ્રમાણે તો તે સમયના હિંદુ રાજા મહારાજા હિચકારા, બીકણને સાથે મુર્ખા હતા. જો તેમ નહિ હોય તો જો બુદ્ધિશાળી અને બહાદુર હતા તો તેમનો ધર્મ

હતો કે તેઓ પોતાનુંજ હિંદુ સંગઠન કરી લોદી વંશનો નાશ કરી મુસલમાનોનું કત્લે આમ કરી પોતાનું રામ રાજ્ય સ્થાપત, પણ તેમણે તેમ ન કરતાં એક પરદેશીને બોલાવી તેને પોતાની ગુલામીનો પટો લખી આપ્યો."

"શી રીતે"

"ઈ. સ ૧૫૨૬ માં બાબર કાબુલથી બાર હજારનું સૈન્ય લઇને આવ્યો. આ વખતે ઇબ્રાહીમ લોદીના સૈન્યની સંખ્યા એક લાખ કરતાં ઓછી નહતી. આશ્ચર્ય ખુબીતો આ વાતની છે કે જે હિંદુ રાજાઓએ બાબરને મદદ આપવાનું કહી બોલાવ્યો હતો તે વિશ્વાસઘાતીઓ ઇબ્રાહીમ લોદીની બીકના કારણે ખુલી રીતે બાબરનો સાથ પણ આપી શક્યા નહિ; પણ સર્વે ઈબ્રાહીમ લોદીના સૈન્યમાં આવી મળી ગયા. યુદ્ધ થતાં સર્વેનો આજ વિચાર અને માન્યતા હતી કે કોઈ પણ રીતે હિંદનું સૈન્ય હારશે નહિ અને બાબર દિલ્લીને સર કરશે નહિ, કારણ એક લાખના મુકાબલામાં બાર હજાર શી વિશાતમાં! ઈબ્રાહીમ લોદી બરાબર પોતાના હરીફનો મુકાબલો કરતો રહ્યો, પણ હિંદુઓની હિંમત ઓછી થઇ ગઇ કારણ કાબુલનું સૈન્ય બરાબર આગળ ધસતું હતું અને હરિફ સૈન્યની લાઇનોને લાઇનો સંહારી નાંખતું હતું. ટુંકામાં હિંદી સૈન્યના પગ ઉપડી ગયા. પાછા પડવા લાગ્યા અને વીરનરોના નામે બોળખાવતા નાસવા લાગ્યા. ઇબ્રાહીમ લોદીએ તેમને ઘણા ધમકાવ્યા સમજાવ્યા ઘણા ચઢાવ્યા; પણ હાયરે! કાયરતા નાઠા તે નાઠા ઉભા પણ ન રહ્યા પણ શાબાશ ઈબ્રાહીમ લોદીને કે તે તથા તેનું સૈન્ય ન હઠ્યું, કપાઈ મારવાનું કબુલ કર્યું પણ હિચકારા ન બન્યા, અને ઈબ્રાહીમ લોદીની કબર પણ તેજ યુદ્ધના મેદાનમાં બની."

"એમાં શું? એતો લોદી વંશને નાબુદ કરવાની એક યુક્તિ હતી, જો હિંદુઓ ન નાસત તો તેનો નાશ શી રીતે થાત? બાબરને જે ઉદેશે બોલાવવામાં આવ્યો હતો. તે કેમ સધાત." રાણાએ તેમનો બચાવ કરતાં કહ્યું.

"નહિ. મહારાજ નહિ. તે લોકોનીતો માન્યતા હતી કે બાબર અત્રે આવી લુટ માર કરી ચાલ્યો જશે, હાય! પોતાના દેશમાં લુટ તથા કતલ કરાવનારાંઓના સંબંધમાં શું કહેવું તે મને સુજતું નથી. પણ બાબર કાંઇ લુટારો કે જાલિમ નોહતો કે લુટ કે કતલ કરે; પણ તેણે તો દિલ્હીમાં કબજો થતાં આગ્રાને પણ પોતાના તાબે

કરી લીધું. તેતો રાજ્ય કરવા લાગ્યો. અને હિંદુઓ પોતાના માલિકથી વિરોધ કરીને પણ ગુલામના ગુલામજ રહ્યા. આ ચોખ્ખો ઇતિહાસ અનુભવે સિદ્ધ થએલી બીના છે, આથી મારો તો વિચાર છે કે હમણાં પણ સમય છે કે ઔરંગઝેબ સાથે સલાહ કરી લેવામાં આવે, અને દેશમાં જે ખુનરેઝી ચાલી રહી છે તે ચલાવવામાં ન આવે."

"નહિ. નહિ. કદાપી નહિ. તે સમયના રાણા, રાજા વગેરે હિચકારા હતા; ના હિમત હતા, બીકણ હતા. દગલબાઝ હતા, પણ અમો તેવા નથી. અમો આ વખતે મલેચ્છોનો નાશ કરશું અને તેમને હતા ન હતા બનાવી મુકીશું. આવો એક દાખલો બન્યો તેથી શું? એકવાર નિષ્ફળ થયા તો બીજીવાર પ્રયત્ન ન કરવો! આ નર રત્નોનું કામ નથી"; સેનાધિપતિ ઉદેસીંગ જે પાછળ આવીને પ્રધાનનું બોલવું ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો હતો તે આગળ આવતા તલવાર હવામાં હલાવતાં બોલ્યો.

"સેનાધિપતિ ઉદેશિંગજી મને તમારી બહાદુરી માટે અભિમાન છે, પણ અત્રે પાછો હું તમોને બહાદુર નરનો દાખલો આપુંછું તે સાંભળો."

"કહો શું કહેવા માંગોછો" ઉદેશિંગે લલકારતા કહ્યું.

"જુવો. બાબર જ્યારે પાછો ન જતાં રાજ્ય કરવા લાગ્યો ત્યારે હિંદુ રજપુતો વગેરે પોતાની મૂર્ખતા ઉપર પસ્તાવા લાગ્યા અને પાછા અંદર અંદર સંગઠન કરવા લાગ્યા. ખુદ ગરજ અને કોમ ફરોશ મુસલમાનો પેહલાં જેમ ઉંધું ચતું ભણાવવા સમજાવવામાં આપણા દાવમાં આવી ગયા હતા. તેમ બીજી વખતે પણ આપણી કપટજાલમાં ફસાયા, કારણ તેઓ ઘણા ભાગે સાદા સ્વભાવ તથા નિખાલસપણામાં આપણાથી ચઢતા સિદ્ધ થયા છે. તેઓ જે વચન આપે છે તેનું પાલન કરીનેજ મુકે છે, પછી ભલે તે પાલનમાં પોતાનું સત્યાનાશજ કેમ ન વળી જતું હોય; અર્થાત તમો જાણોછો કે મહાપરાક્રમી રાણા સંગ અજોડ વિરનર હતા. અને હમણાં પણ આપણા ભાટ ચારણો તેમના વખાણ કરતાં ઇંદ્રરાજા કરતાં પણ અધિક તેમને ચિતરી મારે છે, અને એકવીસ વાર પૃથ્વી ઉપરથી ક્ષત્રિઓનું નિકંદન કાઢનાર પરસુરામના સમયમાં જો રાણા સંગ ઉત્તપન્ન થયા હોત, તો પરશુરામને કતલ કરી તેઓ રજપુતોનો સંહાર થવા દેત નહિ, વગેરે એવી તો ઘણી ઘણી વાતો કહે છે. તે રાણા સંગની આગેવાની હેઠળ હિન્દુઓએ જબરૂં સંગઠન કરવા લાગ્યા તમો

જાણો છો કે રાણા સંગના શરીર ઉપર એસીં જખમો આવેલા હતા અને જે આ સંગઠન પેહલાં ભિન્ન ભિન્ન યુધ્ધોમાં થયા હતા; જ્યારે રાણા સંગ તરફથી સંગઠનના પરવાના હિંદના ભિન્ન ભિન્ન રાજા રજવાડાને પોહચ્યા ત્યારે સર્વે જણ પોતાની સર્વે શકિત સહિત આવી ઉભા રહી ગયા, જેથી બાબરને હિંદમાંથી નસાડી મુકે. આ તેજ આર્યો છે કે જેઓએ બાબરને બોલાવ્યો હતો, અને હવે તેને કાઢી મુકવા તૈયાર થયા હતા. કેવા મૂર્ખા ! " કેહતાં પ્રધાને ચારે બાજુ નજર નાખી જોયું કે મારા બોલવાની અસર કેવી થાય છે. સર્વે શાન્ત થઇ સાંભળી રહ્યા હતા.

અફસોસ સ્વાર્થઅંધ મુસલમાનોં એક પોતાની મુસ્લિમ સલતનતને બરબાદ કરવા માટે તૈયાર થઇ ગયા, અને મુસ્લિમ ભાઇઓનું ખુન વહેવડાવવા હિંદુઓના સંગઠની ઝંડા નીચે આવીને ઉભા રહી ગયા. આ સબબે બાબરે ચારે બાજુ નજર કરી તો તેની મદદે કોઇ નોહતું, માત્ર તેજ માણસો હતા કે જે કાબુલથી પોતાની સાથે લાવ્યો હતો, પણ તે હિમત હર્યો નહિ. ધન્ય બાબર ! પરંતુ તે સમયની વાત બાદ કરવામાં આવે તો હમણાં પણ મુસલમાનોના એવા લિડરો નથી કે જેઓ હિંદુ કોમની જાલમાં ફસાઇ પોતાની કોમના અવાજને મુકી તેમનો સાથ આપી રહ્યા છે; પોતે મુસ્લિમ કોમના આગેવાનોનો દાવો કરી સ્નેહિ શત્રુ નથી બની રહ્યા કે જેઓ પહેલા હિંદી અને પછી મુસલમાન હોવાનો ગગનભેદી અવાજ કરે છે શું તેઓ ભુલી જાય છે કે હજરત પેગમ્બર (સ) ના સમયમાં મુસલમાનો ઉપર જુલમ થવા લાગ્યો. અરબો મુસલમાન અરબોને સતાવવા લાગ્યા, ત્યારે પેગમ્બર (સ) મેં કહ્યું હતું. કે **પહેલાં મુસલમાન પછી અરબ"** માટે ઇસ્લામ બચાવવા પોતાની કોમનું રાજ્ય મુકી હીજરત કરી જાવો. પણ ઇસ્લામને બચાવો અને તે પ્રમાણે અમલ પણ થયો હતો. શું તે લોકો જેઓ પહેલાં હિંદી અને પછી મુસલમાન કહેનાર મુસલમાનો પોતાના પેગમ્બર (સ) ની વિરૂધના નથી કરતા ? તેઓ કેવા મુસલમાન છે કે મુખમાં તે સરદારનો કલમો છે, સાથે તે મહાન સરદારની વિરૂધ વર્તણુંક ચલાવી રહ્યા છે અને પોતાની કોમ તથા ઇસ્લામને લાંછન લગાડી રહ્યા છે, ધિક્કાર હોજો આવા મુસલમાનોને !

"જ્યારે આ સંગઠનની વાત બાબરના કાને પોહચી ત્યારે ઘણો પરેશાન થયો ? આથી બાબરે રાજ્યના સર્વે અમીર ઉમરાવોને બો-

લાવ્યા અને તેમને કીધુ કે આ વખતે માત્ર હિંદુઓ સાથેજ મુકાબલો નથી બલ્કે હિંદુસ્તાનના સર્વે મુસલમાનો પણ તેમની સાથે શરીક છે. અને તેઓ ઇચ્છે છે કે આપણને હિંદમાંથી કાઢી મુકી તેઓ હિંદના બાદશાહ થઇ જાય.

" અલબત હિંદુનો આ ધર્મ છે કે કોઇપણ બહાને કોઇપણ ઉપાયે હિંદમાંથી પરદેશીઓ અને પરધર્મીઓને કાઢી મુકવામાં આવે. મલેચ્છો આપણા ઉપર રાજ્ય કરે. આપણી બેનો પુત્રિઓની સાથે મહેલમાં મહાલે, નહિ. નહિ. કદાપિ નહિ. હિંદુસ્તાન હિંદુઓનું છે." રાણાએ ગર્જના કરતાં કહ્યું.

" તે સમય તેના સરદારો તથા અમીરોએ બાબરાને કહ્યું કે આ યુદ્ધમાં ફતેહમંદ થવું અસંભવિત છે; માટે યોગ્ય તો આજ છે કે આપણે સર્વે પ્રાણ બચાવી અત્રેથી નાસી જઇએ; કારણ હિંદુસ્તાનમાં હિંદુ સંગઠનના કારણે નાનામાં નાનું બાળક પણ આપણો શત્રુ બનેલો છે."

" ત્યારે બાબરે શું કર્યું ?"

" તે આ ઉત્તર સાંભળી ઘણો પરેશાન થયો.

" પછી શું કર્યું ?"

" તે વિચાર કરવા લાગ્યો કે એવું કયું કારણ છે કે મારા વફાદાર બહાદુરો જીવનમાં કોઇ પણ વખતે નહિ અને આજે મારાથી વિરૂદ્ધ જાય છે. તેઓ પોતાના માલિકથી બે વફા શા માટે બનવા માંગતા હશે.? આ એક દુરના દેશમાં નાહિમત કેમ બનતા હશે ? હા. હા. અલબત હું મારા માલિક જે બન્ને જહાંનો સરદાર છે, તેની વફાદારી કયાં કરૂં છું ! તેના હુકમને કયાં માનું છું, કે મારા માણસો મારૂં માને, જ્યારે હું ને ખુદાના પ્રત્યે બેવફા બન્યો છું, શરાબ પીઉ છું, તો પછી તેઓ મને મારી નાંખીને પણ ચાલ્યા જાય તો પછી તેમાં તાજુબી શી છે ! આટલું કહેતાંજ બાબર ઉભો થઇ ગયો, અને તેણે પોતાની પાસે જે શરાબ હતો તે અને કાબુલથી જે તાજો અંગુરી શરાબ આવ્યો હતો તેને ઢોલી નખાવ્યો. શરાબ પીવાના પ્યાલા, સુરાહીઓ વગેરે સર્વે ગરીબોને વહેંચી દીધી. અને શરાબ નહિ પીવાની પ્રતિજ્ઞા લઇ ખરો મુસલમાન બની ગયો. ખુદા આગળ તોબા કરી, એટલે તે તેની મદદે ઉતરી આવ્યો."

"એટલે?" રાણાએ વચમાં પ્રશ્ન કર્યો.

"તેના નોકરો સરદારો યુદ્ધ કરવા તૈયાર થઇ ગયા. યુદ્ધ થતાં મહા પ્રતાપી ગણાતો રાણો સંગ હાર્યો અને જેમ સિંહને જોતાં શિયાળવાં નાસે છે તેમ તે વિરલો નાઠો. બાબરની ફતેહ થઈ અને હિંદુ સંગઠનના કટકે કટકા થઇ ગયાં." આટલું બોલી પ્રધાને સર્વે ઉપર એક નજર નાખી.

"તમો તમારા આવા લાંબા ભાષણથી કહેવા શું માંગો છો?"

"બીજું કાંઇ નહિ. ઔરંગઝેબ એક સાચો મુસલમાન છે; અને મને તો ધાસ્તી છે કે જેમ રાણો સંગ ન ટકી શકયો, તેમ પ્રભુ ન કરે ને તેવી હાલત આપણી થાય તો પછીથી તાબે થવું તેમાં શી ઉત્તમતા છે. અર્થાત નિર્દોષોનું લોહી વહેવડાવવા કરતાં ઔરંગઝેબ સાથે સલાહ કરવામાં હું ઉચિત સમજુ છું, પછી જેવો આપનો વિચાર. મેં મારી ફરજ બજાવી દીધી. હવે આપ કહો તે પ્રમાણે ચાલવા હું તૈયાર છું, અને સહુથી પેહલાં મારા પ્રાણ આપ ઉપર ઓવારી નાંખવા તૈયાર છું." પ્રધાને બે હસ્ત જોડી કહ્યું.

"નહિ. તે બનવું અસંભવિત છે. અશકય છે. પ્રધાનજી મને લાગે છે કે તમો શત્રુઓથી મળેલા છો. આથીજ આવા વચનો બોલો છો. મેં તમોને ઓળખી લીધા છે. તે જોઇ લેવાશે. નિમકહ-રામ! છે કોઇ. આ દગલબાજને કેદ કરો." રાણાએ પ્રધાનને કેદ કરવાનો હુકમ કર્યો.

"બીજાની મદદે લેવાની જરૂર નથી. હું તમારા વચન ઉપર પ્રાણ આપવા તત્પર છું, પણ મહારાણા આ સેવક આપનો વફાદાર છે, અને મૃત્યુ સુધી વફાદાર રેહશે. છતાં હમણાં પણ કહું છું કે એવું કામ ન કરો કે પાછળથી પસ્તાવવાનો વારો આવે. લો ચાલો મને કયાં કેદ કરવા માંગો છો. લો મારા હાથમાં બેડીઓ પહેરાવી દો. પણ હાય! આ મારા હાથથાં બેડીઓ પડતી નથી; પણ ચિતોડની સ્વતંત્રતા; મહત્તા કેદ થાય છે." આટલું પ્રધાન બોલવા પામ્યો હતો કે તેને બેડીઓમાં જકડી લેવામાં આવ્યો. બહાદુર રજપુતો તેને લઈ ચાલ્યા.

રાણો રાણીવાસમાં જવા વિચાર કરતો હતો કે એટલામાં કમળા ત્યાં આવી, તેને આવેલી જોઇ સર્વે તાજુબી સાથે તેની સામા જોવા લાગ્યા. તેણે રાણાને દંડવત કર્યા. અને રાણાનો ઇશારો થતાં પોતાના માટે નક્કી થએલા તખ્ત ઉપર બેસી ગઇ.

કમળા આ સમયે ઘણાં સાદાં લુગડામાં સજ થઇને આવી હતી. લીલા હલકા રંગની સાડી પરિધાન કરી હતી. તેનું અર્ધું મસ્તક ઉઘાડું છે, લોહીના રંગને ટક્કર મારે તેવી રેશમી લાલ રંગની તસતસતી ચોળી પેહરી હતી. કમરે રત્નજડીત પટો બાંધેલો હતો. આથી પાતળી કેડ વધુ પાતળી થઈ ગઇ હતી. કમળાનું સૌંદર્ય કાંઇ સાધારણ સૌંદર્ય નોહતું, પણ તે એક સૌંદર્યની દેવી હતી. જે કોઈ જોતું તે એક વિશ્વાસ નાખીને રહી જતું. અને મુખેથી નીકળી જતું કેઃ

તેરા મુંહ દેખ બુલબુલ ફુલસે બેઝાર હોજાએ;
અગર ગુલ તુજ તલક પોહચે, ગલેકા હાર હોજાએ.

મોટા મોટા રાજાઓ આવતા અને તેના હાથની માંગણી કરતા હતા. પરંતુ તેઓ આવતા ઘસીને પણ પાછા જતા હાથ ઘસીને અને કોઇ આશિક મીજાઝ તો કહી પણ દેતો કે—

યે નાઝ, યે ગુરૂર, લડકપનમેં તો ન થા,
ક્યા તુમ જવાન હો કે બડે આદમી હુવે.

"પણ કોણ જાણે શાથી કુંવરી કમળા દરેકની માંગણીનો અસ્વિકાર કરતી હતી. રાણાએ આ અખ્તેયાર કમળાને આપી દીધો હતો, તેથી તે ન કહેતી તો રાણો કાંઇપણ બોલતો નહિ. ને પણ નાજ કહેતો હતો. દરેકના મુખમાંથી આજ શબ્દો નીકળતા હતા કે કયા ભાગ્યવંતના ભાગ્યમાં ચિતોડનું આ અનમોલ રત્ન લખાયલું હશે.

કમળાની આ સમયે વિચિત્ર હાલત હતી. તેનું ગુલાબને લજીત કરનાર મુખાર્વિંદ ઉતરી ગએલું હતું ચંદ્ર સમાન ડાઘ વગરના ચંદ્ર મુખ ઉપર ઉદાસીની વાદળી આવી ગઇ હતી. પરવાળા સમાન હોઠ પીલા પડી ગયા હતા. કમળાને આમ ઉદાસ જોતાં રાણાએ કહ્યું. "કમળા તમો આજે ઉદાસ કેમ છો."

"પિતાશ્રી મને મારા દેશનો વિચાર અહરનિશ સતાવી રહ્યો છે. સાથે શાહજાદાનું મારા કાળુમાંથી ચાલ્યા જવું. રાત્રિ દિવસ ડંખ્યા કરે છે. મેંજ પાપીણીએ તેની સીફારસ કરી તેના પ્રાણ બચાવી લીધા. અને કેદ કર્યો. નહિ તો તમો તો તેને કતલજ કરી નાંખવાનાજ હતા." કમળાએ દિલગીરી દર્શાવતા કહ્યું.

જે થયું તે સારૂંજ થયું, કારણ જો તેમ થાત તો તે મારી મૂર્ખતાજ ગણાત. કારણ યુદ્ધમા પકડાયલાઓની કત્લ કરવી

તે રાક્ષસનું કામ છે. મિત્ર કમળા આ કામ કરીને તો તેં મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. આમાં ઉદાસ થવા જેવું શું છે"

પિતાશ્રી યુદ્ધના કાંઇ સમાચાર આવ્યા.

ઉદેસિંગ બીમાર હોવાના કારણે આપણું સૈન્ય રવાના થયું નથી. હમણાંજ ખબર આવી છે કે શાહજાદાનું સૈન્ય પરમ દહાડે સરહદી કિલ્લાથી નીકળી ચુકયું છે."

" ઉદેસિંગની હાલત કેવી છે ? "

" હાલતો સંતોષકારક છે. પણ—"

" મહારાજ, જો આપ મને હુકમ આપો તો હું શાહજાદાના સૈન્યને આગળ ન વધવા દઉં "

" કમળા આ યુદ્ધનું મેદાન છે, તને જવા હું કેવી રીતે રજા આપું. તું મારા પ્રાણસમ છે."

" દેશ તથા સ્વતંત્રતા માટે વિરલાઓ પ્રાણની દરકાર કરતા નથી "

" તે સર્વે હું સમજું છું; પણ મન્ડું માનતું નથી. હમણા તું બાળક છે."

" નહિ.પિતાજી હું બરાબર મુકાબલો કરીશ,અને આપને માલમ પડશે કે મેં શું કામ કર્યું. હું એક મહા બળવાન મહારથીની પુત્રિ છું. મને હંફાવવાનું કામ કાંઇ રમત નથી. "

" જો આવો તારો વિચાર હોય તો ત્રીસ હજારનું તને સૈન્ય આપું છું; સાથે મદદમાં ઉદેસિંગ તારી સાથે આવશે. "

કમળા ઉભી થઇ પોતાના પિતાના કંઠે વળગી પડી. રાણાએ કમળાના કપાલ પ્રદેશ ઉપર મીઠું ચુમ્બન લીધું. અને " જાવો મુસાફરીની તૈયારી કરો, કારણ કાલ સવારે સૂર્ય ઉગતાં પહેલાં સૈન્ય કુચ કરશે" રાણામા આવા વચનો સાંભળતાં કમળા ચાલી ગઇ રાણાએ દરબાર બરખાસ્ત કર્યો.



નામ નોંધાવો — ગ્રાહક બનો

ટુંક સમયમાં ચાલુ કરવામાં આવશે.

એક અજોડ સાહસ સર્વેથી ઉત્તમ:અને સર્વેથી સસ્તી

# મુસ્લિમ ગૌરવ ગ્રંથ–માળા.

આ ગ્રંથમાળા માત્ર મુસ્લિમોને સસ્તુ સાહિત્ય આપી તેમના વડિલો, પૂર્વજો, તેમના ધર્મ વગેરેથી વાકેફ કરવાનો છે. તે સાથે તેમને જાગ્રત તથા સાચા મુસ્લિમ બનાવવાનો છે. આશા જે કોઇ આઠઆના ડિપોઝિટ ભરી કાયમના ગ્રાહક થશે, તેમને ગ્લેઝ રોયલ બારપેજી લગભગ ૨૦૦ પાનાનું પુસ્તક રૂ. ૦–૧૨–૦ માં અને બીજાઓને રૂ. ૧–૪–૦ માં આપવામાં આવસે. દરેકમાં ટપાલ ખર્ચ અલગ ગણવામાં આવસે. આખા વર્ષમાં વધુમાંવધુ ત્રણ પુસ્તકો પ્રગટ કરવામાં આવસે. કાયમના ગ્રાહકો આ પુસ્તકો લેવા બંધાયલા રેહશે. જેની વી. પી. પાછી આવશે. તેના ડિપોઝિટના આઠઆના નુકશાન પેટે વસુલ થએલા ગણાસે.

આ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક

## હિંદના ઇતિહાસ ઉપર એક નજર ભાગ ૧ લો

પ્રગટ થશે.

માટે

ડિપોઝિટ આઠઆના મોકલી કાયમના ગ્રાહક બનો, અને જેઓ મુસ્લિમો તરફથી ઉત્તેજન્ન મળતું નથી, એવો જેઓ આક્ષેપ કરે છે તેમને જૂઠા પાડો.

કાટની સરીફ. કાલુપુર
અમદાવાદ

લખો
મેનેજર મુસ્લિમ ગ્રંથમાળા

# પ્રકરણ ૨૮ મું.

## પ્રેમી મિલન

અસર સાઝે મોહબ્બતકા ન હો, યે ગેર મુમકીન હૈ;
શમેઅકા જીસ્મ ઘુલ જાતા હે, પરવાને જો જલ્તે હૈં.

કમળા જ્યારે પોતાના નિવાસ ગૃહમાં આવી ત્યારે તેની સ્થિતિ ઘણીજ પરેશાન હતી. ગભરાતી હતી. અકળાતી હતી. જતાંજ તે પલંગ ઉપર આડી પડી અને રડી પડી. વિશ્વાસો નાંખવા લાગી. રડી રડી આંખ્યો રાતી બનાવી દીધી. રડતાં દિલ હલકું થયું તો બોલવા લાગી. "હું ખરેખર હત ભાગણી છું. મેં ઘેલીએ, પ્રેમ દિવાનીએ શાહજાદાને મળવાની ઉત્કંઠાએ યુદ્ધમાં જવાની રજા તો મેળવી લીધી; પણ હું ત્યાં જઇ શું કરીશ? શાહજાદાના સામા તલવાર હું કેવી રીતે ચલાવી શકીશ. વખતે વજ્ર સમાન હૃદય કરી યુદ્ધ કરૂં. સર્વે ભુલી જાઉં. પણ જો શાહજાદાનો મુકાબલો થયો ત્યારે મારૂં હૃદય કેવા રીતે કાબુમાં રેહશે, જ્યારે હું વખતે તલવાર ઉપાડું અને પહેલાંની માફક શાહજાદો મસ્તક નમાવી દેશે. અને "પ્રિય કમળ! મને કતલ કરવાની આપને શાંન્તિ મળતી હોય તો મારા પ્રાણ હાજર છે. લઇ લો." કેહશે ત્યારે હું શું કરીશ. અરે હાય! મારી સાથે ઉદેસિંગ છે. આ એક મોટી આફત છે; જો તેને મારા પ્રત્યે સહેજ પણ શંકા લાવવાનો પ્રસંગ મળી જશે તો પછી સિતમ થઇ જશે. પ્રાણના માટે પ્રાણ આપવાનો સમય આવી લાગશે. તોતે મારો શત્રુ બની જશે. રાણાને તે સર્વે કાંઇ જણાવી દેશે;પછી તો સર્વે મારા શત્રુ થઇ જશે."

"હાય! હવે શું! જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે. શાહજાદાનો પ્રેમ હવે તો મારા દિલમાંથી નીકળી શકતો નથી. દિવસે દિવસે હવે તો તે વધુ કાબુ મેળવતો જાય છે. આનું પરિણામ કેવું ભયંકર આવશે. સર્વે મને તજી દેશે. મારો દેશ, પિતા માતા, સ્નેહી, સંબંધી, સર્વે સ્વજન નહિ પણ પરજન ગણશે" આ વિચારે કમળાદેવીને પાછી ગભરાવી નાંખી. બેચેન બનાવી દીધી. અને રસિલા નેત્રોમાંથી આંસુની ધારા વહેવા માંડી. તેણે પોતાનું મસ્તક પોતાના

બન્ને ઢીંચણો વચ્ચે દબાવી લીધું અને ડુસકાં ખાઇ ખાઇને રડવા લાગી.

" કમળા ! પ્રિય કમળા ! તું રડે છે, શા માટે બેન ? કમળાની વિશ્વાસુ સખી ચંપાએ તે ખંડમાં પ્રવેશ કરતાં કહ્યું.

"શું કહું. મારા ઉપર ચારે બાજુથી આફતનો વરસાદ વરસી રહ્યો છે " કમળાએ મોંઘા આંસુ પોતાના પાલવ વડે લુંછતાં કહું.

" એવો તે કેવો દુઃખદ પ્રસંગ છે કે જે મારી પ્રિય કમળાને રડાવી રહ્યો છે. "

"આજે મેં પિતાજી પાસેથી યુદ્ધમાં જવાની રજા મેળવી લીધી."

" તેથી શું ?

" એજ મારી મોટી ભુલ થઇ છે. હું તેન સમજી. "

" આતો સારૂં કર્યું. તેમાં મુશીબત શી ? "

" ઉદેસિંગ સાથે આવનાર છે. "

" તેની બીક રાખવાની શી જરૂર છે. "

" કેમ નહિ ? જ્યારે શાહજાદાનો મુકાબલો થશે, તો શું કરીશું ? હું કાંઇ નહિ કરી શકું, અને જો ઉદેસિંગ જોઇ જશે તો જુલમ થશે. "

" ત્યારે હવે શું કરશો ? "

" મને કાંઇ સમજ પડતી નથી. પ્રિય બેન તુંજ કહે કે મારે શું કરવું. "

" મારૂં માનો તો જો આપણે શાહજાદાના સૈન્યમાં ચાલ્યા જઇએ તો ? "

" આથી તો અપકીર્તિ થાય. "

" તેમાં અપકીર્તિ શાની ? શું વિર રજપુત કુંવરીઓ મુસલમાનોના ગૃહોને શોભાવતી નથી. "

" એ બીજી વાત છે. આમ કરીએ તો લોકો શું કહેશે. "

" ત્યારે હવે શું કરશો ? "

" મેં તો નક્કી કરી લીધું છે કે મારા દેશના નાશનું કારણ હું નહિં બનું. શાહજાદાથી યુદ્ધ કરીશ. " કમળાએ નિશ્વાસ નાંખતાં કહ્યું.

" ગઝબ થઈ જશે. જો શાહજાદો મસ્તક નમાવશે તો શું કતલ કરી નાખશો. "

" હા. સાથે શાહજાદાની લાશ પાસે મારી પણ લાશ હશે. હું આપઘાત કરી મરી જઇશ. "

" કમળા. કમળા. આમ તો સત્યાનાશ વળી જશે હો. "

" ત્યારે કહે હું શું કરૂં ? બેન ! મારૂં દિલ ઘણું ગભરાય છે. માટે તું પેલું ઉર્દુ કાવ્ય ગા. કે જે તેં તારા પ્રાણ અબ્દુલ્લા પાસેથી શિખી લીધું છે. મારે તો આટલોજ લાહવો લેવાનો. બેન તું ભાગ્યશાળી છે. જા સતાર લાવ ને ગા. " કમળાએ પોતાની મુંઝવણ ટાળવા કહ્યું.

ચંપા સતાર લઇ સુર મેળવી મધુર કંઠે ગાવા લાગી.

" બયા બાને મહોબ્બત હસ્તે ગુરબત બી વતન બી હૈ. "

" મારા માટે તો ગરીબીજ છે. વતન દેશ તો છુટવાનુંજ છે. " કમળાએ કહ્યું. ચંપા બીજી લીટી ગાવા લાગી.

" યે વીરાના કફસ બી, આશીયાના બી, ચમન બી હૈ. "

" વીરાના અને કફસ મારા માટે અને આશીયાં અને ચમન તારા માટે. " કમળાએ મનમાં કહી નિશ્વાસ નાંખ્યો. કમળાને પ્રેમના ઘા થયા હતા. તેના હૃદયમાં શાહજાદાનો પ્રેમ ઉછળી રહ્યો હતો; પણ લાચાર હતી. સંગીત આગળ વધ્યું.

" મહોબ્બત હી વો મંઝીલ હે, કે મંઝીલબી હે સેહરાબી:
જરસબી, કારવાં બી, રાહબરબી, રાહઝનબી હૈ. "

સહેરા અને રાહઝન ઉપર કમળાથી નિશ્વાસ નીકળી ગયો. તેણે બન્ને હાથે પોતાનું મુખડું સંતાડી લીધું. ચંપા તો એકતાન થઇ ગાઇ રહી હતી. કેમ ન ગાય. પ્રેમી તરફથી મળેલું ગાન કોને પસંદ ન હોય !

" મરઝ કેહતે હેં સબ ઇસકો યે હે લેકીન મરઝ એસા, "

" કેવો ? " કમળાના મુખમાંથી ઉદગાર નીકળી ગયો.

" છુપા જીસમેં ઇલાજે ગદીંશે ચર્ખે કોહનબી હૈ. "

" જલાના દિલકા હે ગોયા સરાપા નુર બનજાના "

કમળાના મનમાં વિચાર ઉદ્દભવ્યો કે શું આ સત્ય હશે. ચંપાને કમળાનું ભાન નહોતું સંગીત લંબાયું.

" યે પરવાના જો સોઝાં હો તો શમ્એ અંજુમન બી હૈ. "

હાય ! ભાગ્ય હિણભાગી કમળા શું તારા ભાગ્યમાં નિરાશજ છે. શું તું પ્રેમમાં નાશ થઇશ, તારી આશાઓ, અરમાનો નાશજ પામશે " કમળાએ નિરાશ થતાં કહ્યું.

"પ્રિય ! કમળા આમ નિરાશ શા માટે થાય છે. મને તો ખાતરી છે કે તારી મન કામના અવશ્ય પૂર્ણ થશે. આમ વિચારો કરી શા માટે દુઃખી થાય છે."

"ચાલ ત્યારે ભાગ્યમાં હશે, તે થશે. હમણાં તો તું કાલે જવાની તૈયારી કર" કહ્યું અને ચંપા ચાલી ગઇ.

કમળા પલંગ ઉપર પડી કહેવા લાગી કે "હાય ! મારા માટે બન્ને બાજુ વિપરિત પરિણામ આવનાર છે. જો શાહજાદાથી યુદ્ધ કરૂં છું તો મારૂં જીવન કટુ થાય છે, સાથે પ્રેમીને ગુમાવી બેસું છું; અને જો શાહજાદાથી મળી જાઉં છું તો સ્નેહિ સંબંધી, દેશ, વગેરે સર્વેને નમસ્કાર કરવો પડે છે. સાથે સર્વેમાં અપકીર્તિ થશે. લોકો કહેશે કે ચિતોડની રાજ્યકુંવરી મુસલમાન થઇ ગઇ, અને પોતાના દેશની શત્રુ બની ચાલી ગઇ. જો કે મને જ્ઞાન છે કે ચિતોડનું ભાગ્ય ફરી ગયું છે; અને તે શહેનશાહ ઔરંગઝેબના તાબામાં જવાનુંજ છે; પરંતુ હું મારા દેશને દગો નહિ આપું. હા. અલબત એક ઉપાય છે. હું યુદ્ધમાં જઇ મુકાબલાના બહાને બે ત્રણવાર શાહજાદાના દર્શન કરી અને નાદુરસ્ત તબીયતનું બહાનું કરી ચિતોડ પાછી ચાલી આવું, અને જો ત્યાં રહીશ અને શાહજાદાનો મુકાબલો થશે તો કોઇ અસાધારણ બનાવ બનવાની ધાસ્તી છે. હા. આજ ઉપાય ઉત્તમ છે." વિચાર વમળમાં ગુંચવાયેલી અને મુંઝાએલી કમળાને નિંદ્રા આવી ગઇ. પ્રેમઘાએ જખ્મી થએલી કમળા નિંદ્રામાં પણ વિચાર વમળમાં ગોથા ખાઇ રહી હોય તેમ તેની મુખકાન્તિ જોવાથી સહેજ જણાઇ આવતું હતું

* * * *

આ બાજુ કમળા શાહજાદાના વિચારમાં નિંદ્રાધિન થઇ ગઇ, ત્યારે બીજી બાજુ શાહજાદો પોતાના તંબુમાં કમળાનાજ વિચારો કરી રહ્યો છે, તેને ખબર મળી ગઇ હતી કે પોતાને રોકવા માટે કમળા મોટા સૈન્ય સાથે આવે છે; આ ખબર સાંભળતાં શાહજાદો મોટા વિચારમાં પડી ગયો. શું કમળા મારો મુકાબલો કરવા માટે આવે છે. કેશું તે મને મળવા માટે આવે છે. શા માટે આવતી હશે! વખતે તે મને ઘાયલ કરી પાછો કેદ કરવા આવતી હશે, પણ શું તે નથી જાણતી કે તેના નેનબાણે તો હું ક્યારનોય ઘાયલ થયો છું. એટલુંજ નહિ પણ તેના પ્રેમનો કેદી થઇ ચુકયો છું. શું તેને ખબર નથી કે—"

"મેં ગમે દર્દસે, મદહોશ રહા કરતા હું;
ખુગરે ગમ હું, સીતમ કેશ રહા કરતા હું.
ફાશ હો જાય, ન મુજસે કહીં રાઝે ઉલ્ફત;
મેં ઇસી વાસ્તે ખામોશ રહા કરતા હું."

"કમળા! પ્રિય કમળા!! તને આ શું સુઝ્યું કે ખાસ મારાજ મુકાબલામાં આવે છે; હું થએલા પ્રેમઘાને હરપળે સંતાડું છું; પણ મને ધાસ્તી છે કે તારા આવનાં, તારાં દર્શન થતાં, હું મારા દિલ ઉપરનો કાબુ ગુમાવી દઇશ, ત્યારે કેવું પરિણામ આવશે. તેનો તેં વિચાર કર્યો છે કમળા!"

"પણ હા. હું તારી કેદમાંથી ચાલ્યો આવ્યો. તેમાં તું તારી નામોશી જોતી હશે. જો આમ છે તો હું મારી એક પ્રેમદાની નામોશી જોવા કોઈ પણ પ્રકારે તૈયાર નથી. જો તારો વિચાર હશે, તો પાછો કેદ થઇશ. મસ્તક માંગીશ તો તે પણ આપીશ, અને જગતને બતાવી દઇશ કે એક પ્રેમીએ પોતાની પ્રેમદાની માત્ર ઇચ્છા ખાતર, તેની નારાજી ખાતર પ્રાણ આપી દીધા. પણ કમળા!"

"ઇતેફાક કદ્ર બશરકી, નહિં હોતી લેકીન;
યાદ આયેગી તુઝે, મેરી વફા મેરે બાદ."

"અને કમળા!"

"કોઇ તુમસા ભી ચાહેગા. કીસીકો તુમભી ચાહોગે;
મગર મેરી વફાએં, યાદ હોંગી મહિરબાં બરસોં."

"મારી તો હર પળે આજ તમન્ના છે કે કમળા!—"

"હલ્ક પર તેગ રહે, સીનેપે જલ્લાદ રહે,
લબપે હો નામ તેરા, દીલમેં તેરી યાદ રહે."

"કમળા! કમળા! તું મારો નાશ કરી પસ્તાઇશ. હું તારા પ્રેમના ખાતર કુરબાન થઇ જઇશ, પણ હાય! ત્યાર પછી તને એવી અસહ્ય વેદના થશે કે જેનો નાશ અશક્ય થઇ પડશે કમળા........."

આમ શાહજાદો કમળાના વિચારો કરી રહ્યો હતો કે પાસેના પેલા ભેદી સાધુઓનાં તંબુમાંથી ગાવાનો સ્વર આવવા લાગ્યો. તે સાંભળતાં તેની વિચારમાળા અટકી. તેનું ધ્યાન તે તરફ ખેંચાયું. ધ્યાન દઇને સાંભળવા લાગ્યો. સ્વરમાં મધુરતા હતી. દર્દ હતું, વેદના હતી.

"આશક કહીં માશુકસે કરતે હસે કીનાર;
બુલબુલકો કભી ગુલકી, જુદાઇ હય ગવારા."

"શું આ મને ઉદ્દેશીને તો ગાન થતું નથી. આશક :માશુક: બુલબુલ અને ગુલ હું અને કમળા!" શાહજાદાથી બોલાઇ જવાયું. ગાન આગળ વધ્યું."

"કમરીકો બજુઝ સર્વો ચમન કૌન હય પ્યારી;
ગરદનસે કભી તોકે ગુલામી ન ઉતારા."

"હા. હા. હુંજ એક છું કે તેનો વિયોગ સહુ છું; પણ હાય! હવે નહિ બને. હું ગુલામી કબુલ કરૂં છું. હું તેનો કેદી થઇશ, પછી ભલે મારૂં ગમે તે થાય." શાહજાદાના મનમાં આવા પ્રકારની લાગણી ઉદ્ભવી ને તે એક ચિત્તે સાંભળવા લાગ્યો.

"સર તનસે જુદા હો પર ન હતના જુદા હો,
અંધેર હે ગર શમઆસે પરવાના જુદા હો."

હા. સત્ય, તેની જુદાઇથી મારા અંતઃકરણમાં અંધકારજ છે. હું જ્યારે તેની કેદમાં હતો ત્યારે જે આનંદ હતો, જે મારી હાલત હતી, તેના કરતાં હાલ સ્વતંત્ર છું, મારી મરજી પ્રમાણે સર્વે કાંઇ કરી શકું છું, પણ ન તેવો આનંદ છે, પ્રકાશ છે. અલબત કમળા વગર મારા અંતઃકરણમાં અંધકાર છે. મારૂં જીવન નિરસ છે." ગાન વધે જતું હતું.

"ગર શામકો ખુર્શીદ નિહાં હોતા હય પ્યારે,
તો દેખતે હયેં લોગ ઉસે સુબ્હકે તારે.
ગર દીનકો છુપે શમકો નીકલતે હયેં સીતારે
તુ કૌનસી બદલીમે હય અય ચાંદ હમારે."

આ ડકી બોલતાં ગાનારનો સ્વર રૂંધાયો. તુટક તુટક ગાવા લાગ્યો. રડતો હોય તેમ સ્વભાવિક રીતે જણાવવા લાગ્યું. શાહજાદો ચમકયો. ઉભો થઇ ગયો. પોતાના તંબુમાં આમ તેમ ફરવા લાગ્યો. કાંઇ સમજી ન શકયો. પાછું કરૂણ સ્વરે સંગીત આગળ ચાલ્યું.

"હસરત હય મેરે દીદારપે દીદાર તલબકો,
જલ્વા તેરા દિનકો નજર આતા હય ન શબકો."

સાથે સિતારનો સૂર બેસુરો થયો. ગાયકનું પણ હૃદય ભરાઇ આવ્યું હતું. તે પણ ડુસકા લઇ લઇ એક એક શબ્દ તુટક તુટક ગાતો હતો. શાહજાદાની મુંઝવણ વધી. તેણે કહ્યું "કોઇ છે!" એક સૈનિક હાજર થયો. શાહજાદાએ પુછ્યું—

"આ કોણ ગાય છે ?

"પાસેના તંબુમાં પેલા સાધુઓ."

"તેમને બોલાવી લાવો."

સૈનિક ગયો. શાહજાદો વિચારમાં પડયો. માથે હાથ દઇ ગાદી ઉપર બેસી ગયો. સાધુઓ હાજર થયા, પણ શાહજાદાને ભાન ન હતું.

"શાહજાદા સાહેબ અમોને કેમ બોલાવવામાં આવ્યા છે !" જુવાન સાધુએ શાહજાદાનુ લક્ષ પોતાના તરફ ખેંચતા કહ્યું.

"હેં ! શુ ?" શાહજાદાએ ચમકીને કહ્યું.

"અમોને આપનો શો હુકમ છે" સાધુએ સલામ કરતાં કહ્યું.

"હમણાં કોણ ગાન કરી રહ્યું હતું ? અવાજ તો તમારાજ તંબુમાંથી આવતો હતો; અને તેમાં મધુરતા હતી. કોમળતા હતી. સાથે દર્દ હતું ! શું બીજીવાર મારી ઇચ્છા ન પૂર્ણ કરવામાં આવે. હું બીજીવાર સાંભળવા માંગુ છું. મને આશા છે કે આપ લોકોને મારી ઇચ્છા પુર્ણ કરવામાં વાંધો તો નહિજ હોય." શાહજાદાએ વિનય ભાવે કહ્યું.

"અમો તો આપના હુકમના તાબેદાર છીએ. સાથે અમો અમારા સાહજાદાને સુખી જોવા માંગીએ છીએ." એક સાધુએ કહ્યું. અને ત્રણે જણ શાહજાદાની સામાં છેટે બેસી ગયા. શાહજાદાએ તેમને આગ્રહ કરી પોતાની પાસે બેસાડયા. એક સાધુ સિતાર લેવા ગયો. શાહજાદો તેમની સામાં બારીક અને કુતુહલ નજરે જોઇ રહ્યો હતો. સાધુઓ શાહજાદા સાથે નજર ન મેળવતાં નીચું જોતા હતા, એટલામાં સિતાર આવ્યો કે તરત સહુથી વધુ સ્વરૂપવાન જણાતા સાધુએ સિતાર લઇ લીધો; અને સુર મેળવી ગાવા લાગ્યો.

"ઇલાહી કયા કરેં, ઝબ્તે મોહબ્બત હમતો મરતે હેં;
કે નાલે તીર બન બનકે કલેજેમેં ઉતરતે હેં."

શાહજાદાએ એક ઠંડો નિશ્વાસ નાંખ્યો. ગાયક સાધુએ તે જોયું અને તેણે પણ સામાં નિશ્વાસ નાંખ્યો સંગીત આગળ વધ્યું.

"કહેં કયા હમપે જો સદમે, ગુઝરતે હેં ગુઝરતે હેં;
લગાયા જીસ ઘડી દિલ ઉસ ઘડીકો યાદ કરતે હેં."

સાધુની આંખમાં અશ્રુ આવી ગયા. તેણે શાહજાદા સામાં જોયું. શાહજાદો સાધુના નેનમાં આંસુ જોતાં તાજુબ થયો. સાધુ આંસુ ન લુંછતા આગળ ગાવા લાગ્યો.

" ખુદા હે કોઇ પુછે હશ્રમેં મુજકો તેરે આગે;
કે વાં તુમ કીસપે મરતે થે, કહેંગે ઇસપે મરતે હેં."

સાધુએ શાહજાદા સામાં ઇશારો કરતાં કહ્યું. શાહજાદો કાંઇ સમજી ન શકયો.

" કભી યે દિલ તમાશા ગાહથા શોરો મસરરતકા;
અબ ઇસમેં હસરતો, શૌકો તમન્ના સયર કરતે હેં."

સાધુએ શાહજાદાને પોતાના હૃદય ઉપર હાથ મુકી દર્શાવતાં કહ્યું, હજી પણ સાધુના નેનોમાંનાં આંસુ ભરાતા અને દલવાતા હતાં. પાસે બેઠેલા બીજા બન્ને સાધુઓ આ સ્થિતિ જોઇ ગભરાતા હતા. મુંઝાતા હતા. તેઓ ઘડીકમાં શાહજાદા સામાં તો ઘડીમાં ગાયક સાધુ સામાં જોતા હતા, પણ બન્ને ભિન્ન ભિન્ન ભાવનામાં લોલુપ હતાં. કોઇને કાંઇ ભાન ન હતું. ગાન ચાલુજ હતું.

" ન પુછો દાગ હમસે ઇન્તેઝારે યારકી સુરત;
કે આંખે જાનતી હેં ખુબ જો નકશે ગુઝરતે હેં."

છેલ્લી કડી બોલતાં સાધુના હાથમાંથી સતાર સરકી ગયો. સરકયો અને પછડાયો. સાધુએ તે લેવાની ચેષ્ટા સરખી પણ કરી નહિ. પોતાના બન્ને કોમળ હાથો આંખો ઉપર મુકી દીધા. અને રડવા લાગ્યો.

" તમે રડો છો કેમ ? શું છે ? તમે કોણ છો ? કઇ આફત આવી પડી છે કે રડો છો?" શાહજાદાએ પ્રશ્નોની હારમાળા સંભળાવી દીધી. ઉત્તરમાં કોઇ કાંઇ બોલ્યું નહિ.

" તમે કેમ કાંઇ બોલતા નથી ? વાત શી છે ?" રડનાર સાધુએ ઉત્તર આપવાના બદલે પોતાના સાથીઓ સામાં જોયું; પાછળ બેઠેલા બન્ને સાધુઓ પણ અરસપરસ સામસામાં જોવા લાગ્યા; અને કાંઇ નેનોસાંજ્ઞ વાતો કરી ઉભા થયા. અને ચાલ્યા ગયા. માત્ર ગાનાર સાધુ બેસી રહ્યો. તેણે શાહજાદા સામાં જોયું. પાછા તેની આંખોમાં આંસુ આવી ગયાં. શાહજાદાથી આ સ્થિતિ ન જોઇ શકાઇ, અને બોલી ઉઠયો. " તમેં આમ રડો છો કેમ ? મને તમારામાં કાંઇ ભેદ લાગે છે. મને સાફ કહો; હું તમારી મદદ કરવા સત્વર તૈયાર છું, અને પ્રાણુ આપવા પડે તો તે પણ આપવા તૈયાર છું."

" પ્રાણ કોને કોને આપશો ? એક બાજુ કમળાદેવી, બીજી બાજુ હું અને ત્રીજી બાજુ અખ્તરજહાં ! શાહજાદા કોને કોને પ્રાણ આપશો. ?" સાધુએ નવિનજ પ્રશ્ન કરી શાહજાદાને ગભરાવી નાંખ્યો

"તમોએ આ પ્રશ્ન કરી મારૂં દિલ હચમચાવી મુક્યું. મારી સામા ઘણી બીનાઓનો નકશો ખોળી દીધો. હાય! પણ તમને પ્રિય અખ્તરજહાં અને કમળા સાથે શો સંબંધ."

"છે તો સર્વે કાંઇ, નથી તો કાંઈ નથી."

"એટલે?"

"એટલે અખ્તરજહાંને કહીને આવ્યા છો, કે તું મારા પ્રાણ છે; તારા માટે મારા પ્રાણ પણ કુરબાન કરવા પાછી પાની કરીશ નહિ, અને નામદાર શહેનશાહ સાથે તેને મેળવવા પ્રાણ ઉપર રમવા આવ્યા છો; પરંતુ તે પ્રાણને કમળાદેવીના ચરણોમાં પાથરવા તૈયાર થયા છો; આશાભરી અખ્તરજહાં! તમારી વાટ જોઇ તલસ્યા કરે અને શાહજાદા તેને ભૂલી અન્ય સાથે પ્રેમ બાંધવા તૈયાર થઇ જાય. હકદારના હકને પગતળે રગદોલે તેનો શો વિશ્વાસ!"

"બસ કરો બસ કરો. મારા હૃદયના પ્રેમઘાને વધુ લજ્જિત ન બનાવો. તમેં મારા ઉપર ઉપકાર કર્યો છે. તે ઉપકારનો બદલો વાલવો મારો ધર્મ છે; કહો તમારૂં દુઃખ શું છે; તે ફીટાવવા તૈયાર છું" શાહજાદાએ પોતાના દિલ ઉપર સખ્તાઇ કરી મૂળ બાબત ઉપર આવતાં કહ્યું.

"દુઃખ! છે તો ઘણું છે, અને નથી તો કાંઇ નથી." સાધુએ નિશ્વાસ નાંખતા કહ્યું.

"મને વધુ ન મુઝાવો ખુદા વાસ્તે કહો. હું તમને મારા સમ આપું છું તમે તમારૂં દુઃખ કહો. અને મને વધુ ન મુઝાવો." શાહજાદાએ ગળગળિત કંઠે કહ્યું,

"મારી વારદાત! હું મારા મુખે કહું છું, શાહજાદા જેમ તમોએ પ્રેમ ઘા ખાધા છે, તેમ હું પણ પ્રેમના ઘાયલ થએલો છું. હાય! તે કેવી ઘડી હતી કે હું દિલ ખોઇ બેઠો. જ્યારે મારૂં દિલ ચોરાયું ત્યારે કેદી અવસ્થામાં જીવન હતું. મારી કાયા કેદમાં હતી. દિલ ન હતું. હાય! એક નજરે! પેહલા સમાગમે દિલ ગયું તે ગયું. અમો બન્ને એક થયા. કબુલાતો પણ થઇ ગઇ પણ હાય! ભાગ્ય તારૂં સત્યાનાશ જાય. તરત વિયોગની ઘડી આવી પહોંચી. બન્ને વિયોગમાં ઝુરવા લાગ્યા. મારા દિલનો ચોર ક્યાં ગયો હતો તેની ખબર મને પડતાં મારા અંતઃકરણના કકડા થવા લાગ્યા. મેં તેને એક પત્ર લખ્યો. તેણે મારા પત્ર પ્રમાણે અમલ કર્યો, પણ આફ્તમાં આવી પડયો. મને પણ પશ્ચાતાપ થવા લાગ્યો; કારણ તેનું

દિલ મારામાં હતું ને મારૂં દિલ તેનામાં હતું. હવે દુઃખ કેમ ન થાય!" કેહતાં સાધુ અટકી ગયો. શાહજાદો ધ્યાનપુર્વક સાંભળી રહ્યો હતો.

"પછી શું થયું!" સાધુના ન બોલાવાથી શાહજાદાએ કહ્યું.

"બગડેલી વાત સુધારવા એક સાહસ કરવા તૈયાર થઇ ગયો, પણ પાછો આફતમાં ફસાયો; એવો કોણ પ્રેમી હશે કે પોતાના પ્રેમ-પાત્રને આફતમાં જુએ અને જંપીને બેસી રહે. હું તરત વેશ બદલીને તેની મદદે ગયો, અને બચાવી લીધો. પણ હાય! તે મને ન ઓળખી શકયો, અને મારી નજર સામાં બીજા સાથે પ્રેમ કરવા લાગ્યો. શું કોઇ પ્રેમી પોતાના પ્રેમપાત્રને બીજાને સોંપી શકે છે? મેં લોહીના ઘુંટડા પીધા; પણ ઉફ સરખું ન કર્યું."

"તોબા. તોબા. તે તો જાલિમ કહેવાય."

"હું તેવા શબ્દો તે જાત માટે યોજવાનું ન પસંદ કરૂં છું, ન એવું સાંભળવાનું યોગ્ય ધારૂં છું. આવી રીતિથી હું અલગ છું."

"ત્યારે તમોને તજી જનાર કોણ છે?" શાહજાદાએ કોણ જાણે શાથી અચકાતાં અચકાતાં કહ્યું.

"તજીને ગયો નથી."

"ત્યારે?"

"ત્યાંથી આવી પ્રેમ પ્રવાહ બીજી બાજુ વહેવડાવવા લાગ્યો છે."

"તેનું નામ કેહશો?"

"હા. તેમનું નામ શાહજાદા મહમદ સુલતાન."

"કોણ હું પોતે. તમે કોણ છો?" સાધુ કાંઇ ન બોલ્યો. આથી શાહજાદો તેની પાસે જઇ તેના મુખ સામાં જોવા લાગ્યો. બન્નેની ચાર આંખો થઈ. સાધુના નેનમાં આંસુડા ત્યારે શાહજાદાના નેનમાં તાજુબી ભરેલી હતી. છેવટે શાહજાદો આનંદમાં આવી બોલી ઉઠયો કે "કોણ મારી અમ્બર."

"હા. તેજ આપની દાસી" કેહતાં શાહજાદાના ચરણોમાં ઢળી પડી. શાહજાદાએ તેને ઉપાડી પોતાની છાતીએ લગાડી.

બન્ને જણ રડવા લાગ્યા.

વાચક એકનો તો ભેદ ઉઘડયો, પણ બીજા એ સાધુ કોણ? તે તો હજી ભેદમાંજ છે.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### મીલન

શાહજાદો હજુ અબ્દુલ્લાં સાથે મન ખોલીને વાતો પણ કરવા પામ્યો ન હતો કે એકે સૈનિકે બહારથી કહ્યું કે "અબ્દુલ્લા દાઉદ તલ્હા વગેરે આ બાજુ આવે છે." સૈનિકનું આવું બોલવું સાંભળી શાહજાદો તથા અબ્તરજહાં સાવધાન થઇ ગયા. બન્ને જણા અમુક અમુક અંતરે જાણે કાંઈ બન્યું નથી એવો ડોળ કરી આવનારાઓની વાટ જોવા લાગ્યા. અબ્દુલ્લા તથા દાઉદ વગેરે તંબુમાં દાખલ થયા, અને યોગ્ય આસને બેસી અબ્દુલ્લાએ કહ્યું.

"શાહજાદા સાહેબ આખું સૈન્ય કુચ કરવા માટે તૈયાર થઇને ઉભું છે; અને માત્ર આપના હુકમની વાટ જોઇ રહ્યું છે."

"શું ચિતોડ તરફથી કોઇ જાતના સમાચાર આવ્યા છે."

"નહિ અત્યાર સુધી તો કોઇ પણ જાતના સમાચાર આવ્યા નથી. આપણા જાસુસો તે તરફ ગયા છે, પણ તાજુબી છે કે આપણે તે લોકોના સંબંધમાં કાંઇ પણ જાણી શકયા નથી."

"મોટી તાજુબી બીના છે." શાહજાદાએ દિલગીરી દર્શાવતાં કહ્યું કે જાસુસ રજા લઇ તંબુમાં દાખલ થયો અને સલામ કરી કેહવા લાગ્યો "નામદાર શાહજાદા સાહેબ અત્રેથી વીસ માઇલ ઉપર શત્રુ સૈન્ય પડેલું છે; પણ તેઓ ત્યાંથી આગળ વધવા માંગે છે."

"તેનો સરદાર કોણ છે?" અબ્દુલ્લાએ પ્રશ્ન કર્યો.

"તેના બે સરદારો છે, તેમ સૈન્ય પણ બે ભાગમાં વહેંચલું છે. એક વિભાગનો સરદાર કુંવર ઉદેસિંગ છે. તો બીજો વિભાગ રાજકુમારી કમળાની સરદારી નીચે છે."

"ત્યારે તો આપણે હવે આગળ વધવાની જરૂર નથી; કારણ વખતે માર્ગમાં પણ મુકાબલો થઇ જાય; માટે અત્રેજ પડાવ નાંખી મોરચાબંધી કરી લો; કારણ મારા સાંભળવામાં આવ્યું છે કે રજપુતોનું સૈન્ય ઘણું મોટું છે."

"તેથી શું?" અબ્દુલ્લાએ ગર્વ લેતાં કહ્યું.

"તે હું સર્વે સમજુ છું કે આપ લોકો બહાદુર છો; અને આપણો દરેક સૈનિક વીસ વીસ જણાનો એકલો મુકાબલો કરે તેમ છે તો પણ શા માટે આપણે સાવધાની સાથે કામ ન લેવું, માટે

જાવો તૈયાર થએલા સૈન્યને અત્રેજ શોભાવો અને પાકો બંદોબસ્ત કરી લો. ”

શાહજાદાનો આવો નિર્ણય થતાં સર્વે સરદારો તેનો અમલ કરવા ચાલ્યા ગયા, અને અખ્તરજહાં તથા શાહજાદા રહી ગયા.

“ અખ્તર ! પ્રિય અખ્તર ! મને સ્વપ્ને પણ ભાન નહોતું કે તું જેટલી સ્વરૂપવાન છે, તેટલી બહાદુર પણ હશે. અત્યાર સુધી હું તો તને એક કોમળાંગી અબળા ધારતો હતો, પણ તેં તો એવું બહાદુરીનું કામ કરી બતાવ્યું છે, કે જે બહાદુરમાં બહાદુરથી પણ ન થઇ શકે.” શાહજાદાએ અખ્તરજહાં સામાં જોઇ કહ્યું.

“ આ સર્વે થયું તે આપનાજ પ્રતાપનો મહિમા છે. ”

“ એટલે ? ”

“ જ્યારે આપના કેદ થવાની વાત દિલ્હી આવી ત્યારે હાહાકાર મચી ગયો. નામદાર શહેનશાહ પણ દિલગીર જેવા જણાવવા લાગ્યા. તે વખતે મારા દિલ ઉપર શી ગુજરી હશે. તે તો મારો ખુદાજ જાણતો હતો. આપણા મેળાપનો એકજ માર્ગ હતો અને તે એ કે તમે ચિતોડને સર કરો; પણ તમે કેદ થયા તે વાત જાણતા મારી આશાઓ હું નાશ થતી જોવા લાગી. હું સારી પેઠે જાણતી હતી, કે તમો મારા માટે પ્રાણ ઉપર રમવા આવ્યા હતા, અને જ્યારે મારા પ્રાણ ઉપર આફત હોય અને હું જંપીને બેસી રહું તે કેમ બને. ચેન કેમ પડે.”

“ અખ્તર ! અખ્તર ! આ તારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ. એકે મારા પ્રાણ બચાવ્યા તો બીજીએ મને બંધનમાંથી મુક્ત કર્યો.

“ પ્રાણ કોણે બચાવ્યા ? અને કેવી રીતે ?” અખ્તરજહાંએ પૂછ્યું.

આના ઉત્તરમાં શાહજાદાએ પોતે કેદ થયો ત્યાંથી છેવટ સુધીની બીના કહી સંભળાવી.

“ ત્યારે તો કમળાદેવીનો પણ તમારે ઉપકાર માનવાનો રહ્યો.” અખ્તરે કટાક્ષ કરતાં કહ્યું.

“ હાલ એ સમય નથી; કારણ તે તો મારી સામાં મુકાબલો કરવા આવે છે. ”

“ તે તો તે જાણે. મને તો આમાં કોઈ ભેદ લાગે છે. ”

“ શો ? ”

"વખત આવે જણાશે, પણ પ્રિય શાહજાદા, શું કમળાદેવી તમને ચાહે છે? શું તમો તેને ચાહો છો'?"

"અખ્તર! હું ગુનેહગાર છું: તેના માટે તારી આગળ મારી ચાહું છું મને કાંઇ સમજ પડતી નથી. લાચાર બની ગયો છું."

"એટલે?" અખ્તરજહાંએ તાજુબ થતાં કહ્યું.

"તે હું કાંઇ કહી શકતો નથી, પણ કોણ જાણે કંઈ શકિતએ મને લાચાર બનાવ્યો છે, મેં મારા મનને ઘણું વાર્યું, ઘણું સમજાવ્યું; પણ મારૂં કાંઇ ન ચાલ્યું હું તેને ચાહવા લાગ્યો, અને મને માનવાને કારણ છે, કે તે પણ મને ચાહે છે; પણ પ્રિયે! હું તારો હક નાબુદ કરવા માગતો નથી, મારા પ્રાણ જતાં પણ મારી અખ્તરને દુઃખી કરવા માંગતો નથી. તેના વિચાર વિરૂધ ચાલવા હું નથી માંગતો. જો હું મારી અખ્તર વિરૂધ ચાલું તો મારૂં અખ્તરજ બદલાઈ જાય." શાહજાદાએ પશ્ચાતાપ કરતાં કહ્યું.

"આપની મારા પ્રત્યે આવી લાગણી જોઈ મને ભાગ્યશાળી માનું છું, પરંતુ સાથેજ એક ભિક્ષાયાચનાપણ કરૂં છું" અખ્તરજહાંએ નવિજ વાત છેડી.

"ભિક્ષા! કેવી ભિક્ષા અખ્તર?" શાહજાદાએ તાજુબીમાં ગરકાવ થતાં કહ્યું.

"અન્ય કાંઈ નહિ. જો કમળા આપને ચાહતી હોય તો તેને નાસિપાસ ન કરતા; સ્ત્રીનું હૃદય કેવું હોય છે, તે હું સારી પેઠે જાણું છું; તે સર્વે સહન કરી શકે છે, મહાન આફતોનો મુકાબલો કરવામાં તે કદાપિ પાછી પાની કરતી નથી; પણ તેના સંબંધમાં કોઇ અસહ્ય વાત હોય તો તે પ્રેમમાં પોતાના પ્રેમી તરફથી જરાપણ ઠેસ સહન કરી શકતી નથી. આ ઠેસને તે ઘણીવાર સહન ન કરી શકવાથી આત્મહત્યા કરી પોતાના પ્રેમી ઉપર પ્રાણ ઓવારી નાંખે છે, માટે જો જો. બેન કમળાના હૃદયને ભંગ ન કરતા. હું આપને રજા આપું છુ કે મારા તરફથી આપે સહેજ પણ ધાસ્તી રાખવી નહિ." અખ્તરે ઉદારતા દર્શાવતાં કહ્યું.

"અખ્તર તને હું શું કહું. આ તારી દરિયા દિલી જોઇ તારા પ્રત્યે મને અધિક માન સ્ફુરે છેઃ પણ તારી સાથે બીજા બે સાધુ છે તે કોણ છે?"

"તે કોઇ નહિ, પણ મારી સાહેલી હુસ્નબાનુ છે"

"અને ત્રીજો કોણ છે શું તે પણ કોઇ વિરબાળા છે?"

"નહિ."

"ત્યારે ?"

"તે હુસ્નબાનુનો સાચો પ્રેમી છે. બન્ને અરસપરસ પ્રેમી છે; અને જ્યાં સુધી..."

"કેમ બોલતાં અટકી અખ્તર"

"કાંઈ નહિ. તેમની મારા પ્રત્યેની, લાગણી જોઇ મને તાજુબી થાય છે. સાથે માનવું પડે છે કે જગતમાં એવા પણ માણસો છે કે બીજાના સુખે પોતાને સુખી માને છે,

"એટલે શું ?"

"તેઓ ક્યારના ધાર્મિક કાયદા પુર્વક શાદી કરી શક્યા હોત, અને સુખી થયા હોત, પણ ખાસ કરી જ્યાં સુધી તેઓ મને..."

"એટલે સુખી ન જુએ ત્યાં સુધી તેઓ કાંઇ ન કરી શકે." શાહજાદાએ અખ્તરે અપુર્ણ મુકેલું વાક્ય પુર્ણ કર્યું. અખતર શરમાઇ પૃથ્વી તરફ જોઇ રહી, શાહજાદો મંદ મંદ હાસ્ય કરતો પોતાના યોગ્ય પ્રેમી પાત્રને નિહાળી રહ્યો હતો. અખ્તર હજી પણ સાધુના વેશમાંજ હતી.

"પ્રિય શાહજાદા. હું અત્રે માંગી લઉં છું કે હાલ અમોને સાધુ વેશમાંજ રહેવા દેશો, અને અમારી વાત કોઇને પણ કહેશો નહિ." અખ્તરે મસ્તક ઉંચું કરતાં કહ્યું. સાથે ઉભી થઇ ગઇ.

"મને તે વાતમાં વાંધો નથી જ્યારે તમારા લોકોની એજ મરજી છે, તો પછી મારે તમારા વિચાર વિરૂદ્ધ કરવાની કાંઇ જરૂર નથી. પણ હવે મારે તમારી વધુ સંભાળ રાખવાની જરૂર પડશે."

અખ્તરજહાં કાંઇ બોલવા જતી હતી કે એક સૈનિક અંદર દાખલ થયો અને કહેવા લાગ્યો કે "શાહજાદા શત્રુઓનું સૈન્ય આવી પહોંચ્યું છે, અને આપણા ઉપર હુમલો કરવાની તૈયારી કરતું લાગે છે. આપણું સૈન્ય પણ તૈયાર છે. માત્ર આપના હુકમની વાટ જોઇ ઉભું છે."

"અબ્દુલ્લા ક્યાં છે ?"

"તેઓ સૈન્યની વ્યવસ્થા કરી રહ્યા છે, અને તેમણેજ મને આપની પાસે મોકલ્યો છે."

એમ! ત્યારે ચાલો હું આવું છું." શાહજાદાએ કહ્યું કે સૈનિક સલામ કરી ચાલ્યો ગયો.

રજપુત સંગઠની સૈન્ય જેમ બને તેમ મોગલ સૈન્યને ખબર ન થાય તે પહેલાં હુમલો કરી દેવાના વિચારથી બરાબર ઉતાવળા ઉતાવળા ધસી આવતા હતા, અને મોગલ સૈન્ય નજરે પડતાં ઉદેસિંગે કહ્યું " મારો વિચાર છે કે હમણાંજ હુમલો કરી દેવામાં આવે."

" આપણું સૈન્ય મને થાકેલું લાગે છે; માટે એકદમ હુમલો કરવાનો વિચાર માંડી વાળીએ તો કેમ? આમતો આપણને નુકશાન થશે." કમળાએ સૈન્ય સામાં એક નજર નાંખ્યા પછી કહ્યું.

" એમાં નુકશાન શું છે; આજે આપણે યુદ્ધ તો કરવુંજ પડશે. જો આપણે હુમલો નહિ કરીએ તો શત્રુઓ હુમલો કરશે."

" સારૂં. ત્યારે મને તે વાતમાં વાંધો નથી." કમળાએ મંજુરી આપી દીધી; કે રજપુત સૈન્ય આગળ વધવા લાગ્યું.

અબ્દુલ્લાએ રજપુત સૈન્યને આગળ વધતું જોઈ પોતાના સૈન્યને પણ આગળ વધવાનો હુકમ આપ્યો. બન્ને સૈન્યો અમુક અંતરે સામ સામા ઉભા રહી ગયા. કે અબ્દુલ્લાએ પોતાના સૈન્યને ઉદ્દેશીને કહ્યું કે " હે બહાદુરોને ઇસ્લામ! હવે જવાંમર્દીનો સમય આવી ગયો છે, માટે પોત પોતાની બહાદુરીના જોહર દેખાડો. તેઓ આપણાં કરતાં ઘણી મોટી સંખ્યામાં છે, પણ માત્ર જોવાના છે; તમે આવા મોટી સંખ્યાના ઘણાં રજપુત સૈન્યને હરાવ્યા છે. નસાડયા છે. જુવો તે તો તમારો શિકાર છે; માટે તેમનો શિકાર કરીલો; અને દેખાડી આપો કે ઇસ્લામના મુકાબલામાં મોટા મોટા ગમે તેટલા સૈન્યો કાંઇ પણ હસ્તીમાં નથી."

બીજી બાજુ ઉદેસિંગે પોતાના સૈન્યને પ્રોતસાહન આપતાં કહ્યું કે " આ મલેચ્છો આપણી પવિત્ર ભૂમિને અપવિત્ર કરવા માટે આવેલા છે, અને ઇચ્છે છે કે માત્ર રજપુતોનેજ નહિ પણ અખિલ ભારતને પોતાના ગુલામ બનાવીલે, તમારા મુલકને લુટી લે. છેવટે મુસલમાનો તમને સમજે છે શું? કે આજે કોઇ પણ પ્રકારની ધાસ્તી રાખ્યા વગર પરદેશી થઇ આપણાં દેશ ઉપર ચઢી આવેલા છે. શું આ તમોને પસંદ છે કે મુસલમાનો તમારા શહેરમાં દાખલ થઇ તમારા દેવતાઓની બે ઇજ્જતી કરે, તમારા પ્રભુઓ, પરમેશ્વરોના કકડા કરી નાંખે અને તે જગ્યા મસ્જીદો બનાવે. આમ થવા પહેલાં તો આપણો ધર્મ છે કે આપણે આપણાં દેશ ઉપર કુરબાન થઇ જઇએ અથવા મુસલમાનોને આપણી પવિત્ર ભૂમિમાંથી નસાડી

મુકીએ ! હે ! બહાદુરો આગળ વધો અને બતાવી દો કે અમો બીકણ નથી. બાયલા નથી." આટલું કહી ઉદેસિંગે પોતાના ઘોડાને આગળ વધાર્યો. તે સાથે રજપુતો પણ "જય જય" નો પોકાર કરતાં આગળ વધ્યા. બીજી બાજુથી પણ આગળ વધવાનો અબ્દુલ્લાએ હુકમ કર્યો. મુસલમાનો ઘણા આનંદ તથા જોશમાં શત્રુઓનો મુકાબલો કરવા આગળ વધ્યા.

બન્ને બાજુથી પ્રાણની દરકાર કર્યા વગર સામ સામાં હંફાવતા હતા. પણ પરિણામ શું આવશે તે કહી શકાય તેમ નોહતું. કમળા પણ બરાબર યુદ્ધ કરી રહી હતી પણ તેના યુદ્ધ કરવાના ઢંગ કંઇ અજબજ પ્રકારના હતા. કોઇ મુસલમાન તેના કબજામાં આવતો તો તે કોઇ પણ રીતે બચી જાય તેજ ઇચ્છતી હતી; અને તેના ઉપર અમલ પણ કરતી હતી. શાહજાદો બરાબર રજપુતોનો સંહાર કરતો કરતો આગળ વધી રહ્યો હતો. જે કોઇ તેને મારવા હિંમત કરતો કે એકજ ઝટકે તેના પ્રાણ તેના ખોલીયાને મુકી નાસી જતા હતા. કમળાને હુમલો કરતાં જોઇ શાહજાદો તે તરફ વધવા લાગ્યો. કમળા યુદ્ધ કરતી હતી તે જાણે રમી રહી ન હોય તેમ દેખાતું હતું બરાબર બે કલાક યુદ્ધ ચાલ્યું પણ કમળાના હાથે એક પણ મુસલમાન શહીદ થયો ન હતો. કમળાની આવી હાલત જોઇ ઉદેસિંગ મોટા વિચારમાં પડી ગયો હતો, કે આજે રાજકુંવરી કમળાને થઇ શું ગયું છે.

જ્યારે મહમદ સુલતાનની નજર કમળા ઉપર પડી અને કમળાની નજર શાહજાદા ઉપર પડી કે જાણે બન્ને ઉપર વિજળી તુટી ન પડી હોય તેવી બન્નેની સ્થિતિ થઇ ગઇ. બન્ને મોહક નજરે અરસપરસ જોવા લાગ્યા.

"કેમ કમળા શું ઇચ્છો છો ? જો મારા મસ્તકની આપને જરૂર હોય તો લો કાપી લો. તમારા ઉપર મારા પ્રાણ કુરબાન કરવા તૈયાર છું." શાહજાદાએ આગળ વધતાં કહ્યું.

"મારે આમ ચઢી આવવું મારા માટે ઉત્તમ હતું, માટે આવી છું; આપનું મસ્તક કપાય તે કરતાં તો મારૂં મસ્તક કપાય તે ઉત્તમ સમજુ છું" કમળાએ શરમથી મસ્તક નમાવતા કહ્યું.

આ વાતો કુંવર ઉદેસિંગ સાંભળતાંજ તેના ક્રોધનો પાર ન રહ્યો, અને તેણે સુલતાન મહમદ ઉપર ઓચિન્તો હુમલો કરી

દીધો, કે કમળાના મુખમાંથી નીકળી ગયું કે "અહા પ્રિય સાવધાન" શાહજાદાએ ચમકી આજુબાજુ જોયું તો પાછળ ઉદેસિંગ તલવાર ઉગામી હુમલો કરવા ધસી આવ્યો છે. માત્ર તલવાર ઉપડી ચુકી હતી, પડવાની વાર હતી, પણ શાહજાદો તરત સાવધાન થઇ ગયો. કે બીજી બાજુથી બીજા સૈનિકે શાહજાદા ઉપર તલવાર ઉગામી. શાહજાદા માટે આ સમય પ્રાણ સટા સટનો હતો, પણ તે સૈનિક શાહજાદા ઉપર વાર કરે તે પહેલાં અન્તરજહાં જે સાધુના વેશમાં હતી,તેણે તે સૈનિકને એકજ તલવારના વારે કતલ કરી નાંખ્યો,અને તરત ઉદેસિંગ તરફ વધી. સાથે બીજા બે જોગી પણ તેની સાથે આગળ વધ્યા. શાહજાદાએ ત્રણે સાધુને રોકી કહ્યું કે "તે બહાદુર છે; મારે તેની બહાદુરી જોવી છે." કેહતાંજ ઉદેસિંગનો મુકાબલો કરવા સામાં આવી ગયો, અને કહ્યું "સંભાળ." ઉદેસિંગ પણ બહાદુરી સાથે તલવાર લઇ આગળ વધ્યો, અને જરા પણ થોભ્યા વગર શાહજાદા ઉપર વાર કર્યો. શાહજાદાએ તે વાર ખાલી પાડતાં તલવારનો એવો વાર કર્યો કે ઉદેસિંગ ઘણો સંભાળવા ગયો પણ બહાદુર શાહજાદાના વારને નકામો ન કરી શકયો. શાહજાદાની તલવારનો વાર પોતાની તલવાર ઉપર ઝીલતાં તલવારના બે કકડા થઇ ગયા, ને શાહજાદાની તલવાર ઉદેસિંગના મસ્તકમાં ચાર આંગળ ઉતરી ગઇ. સમિપ હતું કે ઉદેસિંગ ઘોડા ઉપરથી ઢલી પડે ને શાહજાદો તેને પુરોજ કરી નાંખે કે કેટલાક સૈનિકો તેને ઘોડા ઉપરથી ઉપાડી એકદમ નાઠા. સરદાર ઉદેસિંગને લઇને નાસતા જોઇ બીજા સૈનિકો ગણુ નાસવા લાગ્યા. રજપુતોને આમ નાસ્તા જોઇ મુસલમાનોએ તેમની એક માઇલ સુધી પીઠ પકડી અને ઘણાંને ઘેર નાસી ન જવાદેતાં યમના દરબારમાં પોહચાડી દીધા.

શાહજાદાએ પાછા આવી પોતાના શહીદ થએલા સૈનિકોને દફન કરાવ્યા, અને હિન્દુ સૈન્યની લાશોને એક ખાડો ખોદી તેમાં નાંખી દીધી, અને ત્યાંથી થોડે છેટે મુકામ કર્યો.

## પ્રકરણ ૩૦ મું.



### કતલનો હુકમ

ઉદેસિંગનું સૈન્ય મેદાનમાંથી બરાબર ત્રણ માઇલ નાઠા પછી પીછો પકડનારાનો ભય દુર થતાં પાછળ કોઇ આવતું દેખાયું નહિ ત્યારે થોભ્યું. જે કાંઇ સામાન બાકી રહી ગયો હતો. તેને એકઠો કરી ત્યાંજ મુકામ કર્યો. ઉદેસિંગના મસ્તકમાંથી ઘણું લોહી વહી જવાથી તે બેહોશ થઇ ગયો હતો. તાકીદના ઉપચાર કરતાં કેટલાક સમય પછી તેણે આંખ ઉઘાડતાં કહ્યું "આપણા સૈન્યની કેવી સ્થિતિ છે ?"

"આપણું અર્ધું સૈન્ય નાશ પામ્યું છે." એક સૈનિક સરદાર જે ઉદેસિંગની પથારી આગળ બેઠો હતો તેણે કહ્યું. તેનું નામ જયસિંગ હતું.

"જયસિંગ તમોને ખબર છે, કે આપણી હાર કયા કારણે થઇ !"

"નહિ. શી વાત છે."

"અફસોસ પેટ કુટયું ત્યાં પાટો કયાં બાંધવો. કમળા મુસલમાનોથી મળેલી છે. તેણે યુદ્ધના સમયેજ દગો કર્યો. પોતાનો મોરચો નબળો બનાવી દીધો એથીજ આપણું આટલું મોટું નુકશાન થયું."

"છેવટે કમળાને આ શું સુઝ્યું ?"

"આહ ! કમળા વિધર્મી બની ગઈ, તે પોતાનો ધર્મ ચુકી. હવે તે વિશ્વાસ પાત્ર રહી નથી.

"કમળા તો ઘણી પવિત્ર તથા બહાદુર મશહુર છે."

"બેશક તે તેવી હતી. હવે નથી. રાણાએજ તેને ચઢાવી મુકી તેનું આ પરિણામ છે."

"શું રાણાએજ તેને ચઢાવી"

"હા. તેણે કમળાને પોતાના વિવાહનો અખ્તેયાર આપી દીધો તેથીજ આમ બન્યું, નહિ તો આમ ન બનત"

"એટલે !"

"હવે તે **શાહજાદાને** ચાહે છે. રજપુત મુકી મુસલમાનનેજ પોતાનો માલિક—પોતાનો પતિ—બનાવવા માંગે છે."

"હેં! શું? સત્ય છે! જો એમ છે, તો હવે તો કમળા કોઈપણ પ્રકારે વિશ્વાસના પાત્ર નાજ રહી! હવે શું કરવું જોઇએ"

"ગભરાવવાની જરૂર નથી. હું હમણાંજ સર્વે બીના રાણાને લખી જણાવું છું, અને કમળાને પકડી કેદ કરૂં છું" ઉદેસિંગે બળતા હૃદયે કહ્યું.

"હું પણ એજ યોગ્ય ધારૂં છું"

"સારૂં ત્યારે તમે અત્યારેજ જઇ કમળાને બોલાવી લાવો." ઉદેસિંગનો હુકમ થતાં જયસિંગ કમળાના તંબુ તરફ ચાલ્યો.

કમળા પણ ભાગેલા સૈન્ય સાથે નાસી આવી હતી, અને પોતાના તંબુમાં પોતાની સાહેલી ચંપા જોડે વાતો કરી રહી હતી.

"બેન તું શા વિચારમાં છે કમળા?" ચંપાએ કમળાને વિચારમાં પડેલી જોઇ કહ્યું.

"પ્રિય બેન! યુદ્ધના મેદાનમાં શાહજાદા સાથે મારી જે વાતો થઇ હતી તે ઉદેસિંગે સાંભળી લીધી છે."

"એ તો ઘણુંજ વિપરિત થયું.

"સત્ય. ઘણુંજ વિપરિત થયું; પણ તેનું પરિણામ શું આવશે તે મને સમજાતું નથી."

"ઉદેસિંગ એક જુલ્મી માણસ છે; સાથે ડંસીલો પણ છે. તે જરૂર રાણાને લખીજ મોકલવાનો." ચંપાએ ભય દર્શાવતાં ભયભિત થતાં કહ્યું.

"હવે તો હું એક પણ સ્થળની ન પણ રહી."

"હવે તો મારા વિચાર પ્રમાણે એકજ માર્ગ છે, તે એ કે ચાલો આપણે શાહજાદા પાસે ચાલ્યા જઇએ! તેમના સૈન્યમાં જતાં આપણને કોઈ કાંઇ કરી શકશે નહિ, નહિ તો અત્રે આપણા પ્રાણ ધાસ્તીમાં છે.

"ચંપા, બેન ચંપા. હું ઘણીજ અભાગણી છું, કે મે માતા, પિતા, વગેરેથી દગો કર્યો, દેશના સંબંધમાં બેવફાઇ કરી અને જગતમાં નામ બદનામ થયું.

"બેન, પ્રેમ એવીજ વસ્તુ છે, પણ હવે જે થયું તે થયું. હવે તો શાહજાદાના સૈન્યમાંજ ચાલ્યા જવામાંજ સલામતી છે."

"હા. હવે તો મને આજ માર્ગ ઉત્તમ લાગે છે. ચાલો. સત્વર ચાલો. નાસી જઇએ." કમળાએ કહ્યુંને ઉભી થઇ ગઇ. હમણાં બન્ને તૈયાર પણ તોહતી થઈ કે જયસિંગે અંદર આવવાની

રજા માંગી. તેના આવવાની વાત સાંભળતાં બન્નેના હૃદયોમાં ધબકારા થવા લાગ્યા. મુખો લેવાઇ ગયા. કમળા ચંપાનું અને ચંપા કમળાનાં મુખ જોવા લાગી. છેવટે કમળાએ ગભરાતાં ગભરાતાં અંદર આવવાની રજા આપી અને પોતે બેસી ગઈ.

જયસિંગ તંબુમાં આવતાંજ સલામ કરી ઉભો રહી ગયો. તેને આમ ઉભેલો જોઇ કમળાએ કહ્યું. " કહો કેમ આવ્યા છો ?"

" હજુર અમારા સરદાર ઉદેસિંગ સખ્ત જખ્મી થયા છે. જેના કારણે તેઓ ઉભા થઇ શકતા નથી; નહિ તો તેઓ અત્રે આવત. પણ અશક્ત હોવાથી આપને તકિલફ આપવા જણાવ્યું છે " જયસિંગે ઘણીજ નમ્રતા સાથે કહ્યું.

ચંપા આ સાંભળતાંજ નિશ્વાસ નાંખી કમળા સામાં જોવા લાગી. કમળાએ પોતાના દિલ ઉપર સખ્તાઇ કરી કહ્યું. " ચાલો. " કહી પોનાની સખી ચંપાને સાથે લઈ જયસિંગ સહીત ઉદેસિંગના તંબુમા ગઇ. ઉદેસિંગ બેઠેલો હતો. તે ઊભો ન થયો, અને ધિક્કારતો ન હોય તેમ સલામ કરી બેસવા માટે કહ્યું. સર્વે બેસી ગયા. જયસિંગ બહાર ચાલ્યો ગયો.

" કેમ કમળા ખુશી આનંદમાં તો છોને " ઉદેસિંગે સહેજ કઠોરતાથી કહ્યું.

" હા. ઇશ્વર કૃપાએ ઠીક છું; પણ આપનો ઘા કેવો છે. "

" ઘણો કારી છે, પણ તેની પરવા નથી; કારણ તેમાંથી બીજો થએલો ઘા અતિકારી નહિ પણ કાતિલ છે. "

" એટલે ? " કમળાએ કહ્યું.

" મસ્તકનો ઘા તો ઉપચાર કરતાં મટી જશે, પણ જે દિલમાં ઘા પડયો છે, તે ઉપચારો કરતાં પણ મટવો મુશ્કેલ છે. "

" દિલનો ઘા તે કેવો ! હું કાંઇ સમજી શકતી નથી નથી. "

" પણ જો મહમદ સુલતાન કહતતો સમજી જાત. "

" ઉદેસિંગ આ તમોને શું થયું છે. તમો કેવી વાતો કરો છો. "

" હું જે કાંઇ કહી રહ્યો છું, તે સત્ય કહું છું. કાંઇ કાને સાંભળેલી નથી. નજરે જોએલી વાત અસત્ય હોઇ શકે છે ? "

" મને અસત્ય બોલવાની ટેવ નથી. તમે જે કાંઇ કહો છો તે સર્વે સત્ય છે, પણ દિલગીર છું કે તમે સમજવામાં ભૂલ કરી છે; નહિતો જો તેમ ન કરવામાં આવ્યું હોત તો આપણા સૈન્યનો

એક પણ માણસ બચવા અસંભવિત હતો." કમળાએ પોતાનો બચાવ કરતાં કહ્યું.

"શું આપણી હાર નથી થઇ. ? શું આપણું અર્ધું સૈન્ય નાશ નથી પામ્યું ? આ સર્વે કમળા તમારા કારણે થયું છે. જો તમારી બાજુ કમજોર તમો ના બનાવત અને પ્રેમની વાતો ન કરત, તો મુસલમાનોને આજે રજપુતાનામાંથી કાઢી મુકવામાં આવ્યા હોત." ઉદેસિંગે સહેજ સખ્તાઇથી કહ્યું,

"શું મારા કારણે આ હાર થઇ, ? જો એવી તમારી માન્યતા હોય, તો હું અત્યારેજ ચિતોડ ચાલી જઇશ, પછી જોઉં છું કે તમો કેવા બહાદુર છો, અને કેટલા સમયમાં મુસલમાનોને કાઢી મુકો છો." તેટલાજ ગુસ્સામાં કમળાએ કહ્યું.

"શું તમો ચિતોડ જવા માંગો છો ! નહિ કદાપિ નહિ. તમો અત્રે મારા કેદી છો, કારણ તમારાથી દેશ તથા રાજ્યને નુકશાન થવાનો સંભવ છે."

"ઉદેસિંગ બુદ્ધિ ઠેકાણે છે કે નહિ. તમોને ખબર છે કે તમો કોની સાથે વાત કરી રહ્યા છો. મારો એકજ ઇશારો તમારા પ્રાણ લઇ શકે છે. હું તમારી કેદી ?" કમળાએ કેદીનો શબ્દ સાંભળતાં-ગુસ્સામાં આવતા કહ્યું.

"બેશક તમો બન્ને મારા કેદી છો. સાથે મારો આપણ ઇન્તેયાર છે કે તમોને ફાંસી પણ આપી દઉં,"

"બસ કરો. હું અત્રે માત્ર આનો ખ્યાલ રાખું છું કે તમો મારા દેશનું ભલું ચાહનાર છો, નહિ તો આ તલવારથી તમારૂં મસ્તક જુદું કરી આ ઉધતાઇની લહેજત ચખાડત," કમળાએ તરવાર કાઢતાં કાઢતાં કહ્યું.

"હવે. હું વધુ સમય તમારી સાથે કાઢવા માંગતો નથી, મારે બીજા આફસરો સાથે યુદ્ધના સંબંધમાં મસ્વેરો કરવાનો છે; માટે તમારા માટે પાસેના તંબુમાં સંદોબસ્ત કરવામાં આવ્યો છે. ત્યાં સીધા સીધા ચાલ્યા જાવો. તમને હવેથી બળવાખોર અને દગલબાજ જેવા ગણી આજુ બાજુ પહેરો રહેશે." ઉદેસિંગે બેપરવાઇની કહ્યું.

"તે બનવું અસંભવિન છે." કેહતા કમળા ઉઘાડી તલવારે ઉદેસિંગ ઉપર ધસી પરંતુ હમણાં બેજ ડગલાં ચાલી હતી, કે વીસ ત્રીસ સૈનિકો તંબુમાં દાખલ થયા અને કમળા તથા ચંપાને પકડી લીધા. તેમના હથિયારો છીનવી લીધા, અને પાસેના તંબુમાં લઇ

ગયા, અને ઉઘાડી તલવારે ત્રણુસો સૈનિકો ચારે બાજુ પહેરો ભરવા લાગ્યા.

જ્યારે કમળા તથા ચંપા કેદ થયા, ત્યારે કમળાની અજબ હાલત હતી, તે પોતે બાવહરી બની ગઈ હતી. તે પોતાના થએલા અપમાનમાં પોતાની જાતને ધિક્કારી રહી હતી. જો પૃથ્વી જગા આપે તો સમાઇ જાય તેવા ભાવો તેના અંતઃકરણમાં સ્ફુરતા હતા. આવા જીવન કરતાં મૃત્યુ તેને પ્રિય લાગતું હતું, આપઘાતમાં પાપ છે, પણુ તે પણુ કરવામાં ઉત્તમતા માનતી હતી. પરંતુ સર્વે હથિયારો તો છીનવી લેવામાં આવ્યા હતા. લાચાર હતી. એક કલાક સુધી તે આવીજ સ્થિતિમાં ઉભી રહી. પાછી માથું નમાવી અર્ધ મૃત્યાવસ્થામાં કાંઇપણુ બોલ્યા વગર ખામોશ બેઠી રહી. જ્યારે કમળાની આવી સ્થિતિ જોઇ ત્યારે ચંપાએ તેની પાસે જઇને કહ્યું.

" પ્રિય બેન, તમારી આવી સ્થિતિ જોઇ મને તાજુબી થાય છે. "

" હવે હું મારા જીવનથી કંટાળી ગઇ છું. "

" આમ કરવું કે માનવું તે તમારી ભૂલ છે. મૂર્ખતા છે, "

" ચંપા તું બાળક સમાન વાતો કરે છે. શું મારૂં અપમાન નથી થયું. કાલ સવાર સુધીનો મહેમાન છું. થોડાકજ સમયમાં જવાબ આવી જશે કે કમળાને કતલ કરી નાંખો હાય ! શાહજાદાને મળવું મુશકેલ છે. "

" નહિ, શાહજાદાને આની તરત ખબર થઇ જશે, અને તે ગમે ને જોખમે તને જાલિમોના પંજામાંથી મુકત કર્યા વગર જંપશે નહિ.

" અહો ! તમો શું કરી રહ્યા છો, હું બુઝાતા દિપક સમાન છું. મારાં જીવનનો પ્યાલો ભરાઈ ચુકયો છે. હાય ! આ જીવનમાં હું શાહજાદાને મેળવી શકીશ નહિ, મને અફસોસ તો આ વાતનો થાય છે કે હું શાહજાદાના સંપૂર્ણ દર્શન સરખાં પણુ ન કરી શકી. મારા પ્રિય શાહજાદા તારી દાસી હમેશને માટે તારાથી વિખુટી થાય છે. વ્હાલા ! મારા મૃત્યુના સમાચાર જાણી સબર કરજે. આજે તારા ઉપર હું કુરબાન થઇ જવા તૈયાર થઇ ગઇ છું. તારા ઉપરથી કુરબાન થઇ જઇશ. તારા પ્રેમના કારણે મારી આહુતી આપીશ પણુ પ્રાણેશ તે જાલિમોથી મારો બદલો લેજે. જેમ હું આશા ભરી

જાણું છું તેમને પાપીઓ, જાલિમોની કોઇ પણ આશા પૂર્ણ થવા દેજે નહિ. બરાબર બદલો લેજે. પ્રિય ! જો બેન અખ્તરજહાં રજા આપે તો મારી કબર ઉપર બે ફુલ ચઢાવજે પણ હાય ! કબર ક્યાં ! આ જાલિમો તો લાશને પણ બાળી નાખશે. હાય ! હું એવા વંશમાં જન્મી છું કે મારી કબ્રનો પણ નિશાન સરખો નહિ રહે.

" હે પ્રાણ !

" હસરતેં પીટતી જાએંગી મેરે લાશે પર;
હાથ મલતા હુવા આગે મેરે અરમાં હોગા. "

" ખરેખર મારી સ્થિતિ તો—

દીલે પુરદાગ હે ઓર હસરતે પાઓસી હે;
દસ્તે ઉમ્મીદ હય ઓર ! દામને માયુસી હે,
અને મેં હું તો

" અફસોસ કે નરગીસકી તરાહ બાગે જહાંમે;
કુછ હમને બજુઝ તેરે દીદાર ન દેખા.

" અને પ્રિય શાહજાદા હું તો સત્ય રીતે—

જીસકા ચારા નહિ દુન્યામેં વો લાચાર હું મેં;
જીસકો સેહતસે હો પરહેઝ વો બીમાર હું મેં.
જીસકી ઉમ્મીદ ન નીકલે વો તલબગાર હું મેં,
ગર્દ તક જીસકી ન ઉડે વો નીગુંસાર હું મેં,

"હાય અફસોસ!" કહેતાં કમળાના નેનોમાં અમોલ આંસુડા આવી ગયા. તેણે આંખો મીંચી લીધી. ઉભી થઇ ગઇ, અને એક શીલાની મૂર્તિ સમાન ચંપા સામે જોઇ રહી. પાછી રડવા લાગી, અને " પ્રિયા " કહેતાં બેભાન થઇને ઢળી પડી.

ચંપા કમળાની આ હાલત જોઈ રહી હતી. તરત તેની પાસે ગઇ. તેના મસ્તકને પોતાના ખોળામાં લઇ સાવધાન કરવા લાગી, પણ અત્રે ગુલાબ જળતો ક્યાં પણ પાણી સરખું પણ ન હતું કે તે છાંટી તેને સાવધાન કરવામાં આવે. ચંપા પોતાના ખોળામાં કમળાનું મસ્તક જોઈ રડી રહી છે. તેના ઉના ઉના આંસુ કમળાના મુખ ઉપર પડે છે. સાથે રડતાં રડતાં પોતાના પાલવથી હવા નાંખે છે, પણ દરેક વસ્તુનો સમય હોય છે, અમુક સમય પછી કમળાએ ફાટેલી આંખે ચારે બાજુ જોયું. સાવધાન થઇ.

" કમળા પ્રિય કમળા. આ સમય રડવા કકળવાનો નથી, તેથી કાંઇ લાભ નથી, જે કાંઇ ભાગ્યમાં હશે તે થશે. "

ચંપા હું સમજું છું, પણ ઘેલું મનડું માનતું નથી. તે તો કહે છે કે એક વાર પછી એક વાર છેલ્લી ઘડીએ પેટ ભરીને રડી લઉં ”

“ તેનાથી આજ ઉત્તમ છે કે કોઇ મુકિતનો માર્ગ ખોળી કાઢવામાં આવે. ”

“ કેવી વાતો કરે છે. મુકિત કેવી! હવે તો તે પ્રાણ પરહરતા મળનાર છે. હા. હા. અલબત હવે તો મને મારૂં મૃત્યુ મને પ્રિય લાગે છે, કારણ અપમાનિત જીવન મેળવીને પણ શું કરીશ ?” કમળાએ કરૂણામય સ્વરે કહ્યું.

ચંપા કાંઇ કહેવા ઇચ્છતી હતી કે ઉદેસિંગ તંબુમાં દાખલ થયો. બંન્ને પ્રેમ ઘેલીઓ સાવધાન થઇ બેસી ગઇ, અને કમળાએ ગુસ્સામાં આવી કહ્યું “ તું વગર રજાએ મારા તંબુમાં કેમ આવ્યો.”

“ રજાની આવશ્યકતા રહીજ કયાં છે ? તમો તો મારા કેદી છો, કેદીને મળવાને રજા ન હોય. ”

“ તારા જેવા ગુલામને પોતાના માલિકની પુત્રિ સાથે આમ બોલતાં લાજ પણ નથી આવતી. ”

“ જ્યારે માલિક પુત્રિને વિધર્મિ સાથે પ્રેમલાપ કરતાં લાજ ન આવી, તો પછી તે માલિકના ગુલામને શરમ ન હોય ! ”

“ સારૂં તું આવ્યો છે કેમ ? કમળાએ કંટાળીને કહ્યું:

“ હું હમણાં એક સંદેશો સંભળાવવા આવ્યો છું. ”

“ કેવો સંદેશ. અને કોનો ? ”

“ તે એવો સંદેશો નથી, કે તમો સાંભળી ધિરજ કે હિમ્મત રાખી શકો. ”

“ હું સખ્તમાં સખ્ત સંદેશ કહે તો તે પણ સાંભળવા તૈયાર છું. કહે જલ્દી કેહ ને ચાલ્યો જા. ”

“ સારૂં સાંભળો. રાણાએ મને હમણા હુકમ કર્યો છે કે કમળા તથા ચંપાને ફાંસી આપી દો. ”

આ સાંભળતાં કમળા ઉપર એક સન્નાટો વ્યાપી ગયો. ચંપા ઉપર પણ અસર થઇ, પણ તે તરત સાવધાન થઇને બોલી “ મેં રાણાનો સંદેશ સાંભળી લીધો. જા હવે તને મારી સાથે વાત કરવાનો અધિકાર નથી. તારો ધર્મ છે, કે આનો જેમ બને તેમ જલ્દી અમલ કર ! ”

" કાલે સવારે દશ વાગે ફાંસી આપવામાં આવશે."

" તે માટે હું તૈયાર છું; જા હવે તારે કાંઇ કહેવું છે !"

" હા."

" શું ?"

" તમે સાંભળશો ?"

" બોલ શું કેહવા માંગે છે."

" શું તમોને પ્રાણ પ્રિય નથી !"

" છે. પણ તેથી શું ?"

" હું હમણાં પણ તમોને બચાવી શકું છું. અને કતલનો મળેલો હુકમ રદ કરાવી શકું છું."

" કેવી રીતે, અને શા માટે ?"

" રાણાંને લખી મોકલું કે આમાં કમળાની એક ઉત્તમ યુકિત હતી. એક ફોજી યુકિત હતી. જે સમજવામાં મારી ભુલ થઇ છે."

" આમ કરવાનું કારણ ?"

" તમારો મારા દિલમાં પ્રેમ છે માટે કમળા !

" હા અલબત આમ પ્રાણ બચી શકે છે; પણ હાં તમે મને ચાહો છો ?"

" હા, અને તે એક સાચા પ્રેમી તરીકે." ઉદેસિંગે નમ્રતા સાથે કહ્યું.

" પ્રેમી ! અને તે પણ સાચો પ્રેમી ! પણ વારૂ કોઈ પ્રેમી પોતાની પ્રેમદાનો શત્રુ બને છે, અને તે પણ પ્રાણનો ! શું જગતમાં કોઇ પણ પ્રેમીએ પોતાની પ્રેમદા પ્રત્યે આવી વર્તણુંક ચલાવી છે."

" હા. અલબત મારી ભૂલ થઇ. મને તે સમયે કાંઇ સમજ ન પડી."

" કેમ પડે ! વિષયમાં અંધ થએલાને કયાંથી સમજ પડે. પ્રેમનું નામ બદનામ કરનારને કયાંથી સુજે ! " કમળાએ ધિક્કારતા કહ્યું.

" હું કોઇ પણ રીતે તમારા પ્રાણ બચાવવા માંગું છું, મારા પાપનો મને ઘણો પશ્ચાતાપ થાય છે. હું મારાથી થએલા પાપનું પ્રાયશ્ચિત કરવા માંગું છું."

" હા! શું ત્યારે તું અમારા પ્રાણ બચાવવા માંગે છે." અને તેના બદલામાં તું શું માંગે છે.

"ફકત આપનું દિલ. પ્રેમનો ઇકરાર."

"સમય ગયો. દિલતો હું બીજાને આપી ચુકી. ઇકરાર કરવાનો બાકી છે; તે પણ ઘણા ભાગે થઇ ગયો."

"શું તમે મહમદ સુલતાનને તમારૂં ભોળું દિલ આપી દીધું."

"હા. લો ઇકરાર કરૂં છું, કે મેં મારૂં દિલ તે લુટારા શાહજાદાને આપી દીધું છે."

'પ્રિય ! કમળા આ અન્યાય થાય છે."

"કેવી રીતે ?"

"તેટલા માટે કે મારી સાથે તમારા સગપણ થએલા છે; હું બહાદુર છું. સ્વરૂપવાન છું. સૂર્યવંશી છું, અને જેવો હું તમારા નાઝ ઉઠાવીશ તેવા તે જંગલી શાહજાદો નહિ ઉઠાવે."

"તે સર્વે સાચું હશે, પણ આ દિલનું શું કરૂં"

"તો શું મારી માંગણી નામંજુર થશે"

"તેમાં શંકાને કયાં સ્થાન છે"

"પસ્તાશો."

"પરાણે પ્રિત કરતાં કોઇને સાંભળ્યું છે, શું તને ઉદેસિંગ ખબર નથી કેઃ—

"પ્રતિ અમૃત વારિ મીઠું સ્હેજમાં મળતું નથી,
શુભ સ્નેહ કેરૂં વૃક્ષરે કૈં સ્હેજમાં ફળતું નથી;
રત્ન ઉજ્જવલ પ્રેમના હા સ્હજમાં મળતાં નથી.
હ્રદય અન્યોઅન્ય કેરાં, સ્હેજમાં ભળતાં નથી.

માટે ઉદેસિંગ પેહલાં ભોગ આપો તેના પાત્ર થાઓ, અને ત્યારપછી પ્રેમનું નામ લો. પ્રેમના માર્ગમાં વિચારનારને કોઇની બીક નથી રહેતી, મૃત્યુ તેની આગળ એક રમત છે; એક સ્વપ્ન છે. પ્રેમીઓના વહેતા વહનને જગતમાં કોઇ રોકનાર નથી. જગતના ભયંકરમાં ભયંકર દુઃખો આપદાઓ પ્રેમી હ્રદય આગળ તુચ્છ છે, તે સર્વે કાંઇ હસતા મુખે સહન કરશે, પણ જેને એક વાર હ્રદય આપ્યું તે પાછું લેવું તો શું પણ વિચાર સરખો પણ નહિ કરે. મને પસ્તાવાનું કહો છો, પણ પ્રેમી હ્રદયો હતા ન હતા બની જાય છે પણ પસ્તાતા જોયા છે ? જાઓ સિધાવો. ગમે તેવા જુલમો મને શાહજાદાના પ્રેમથી ચલિત નહિં કરે."

"સારૂં ત્યારે મૃત્યુને ભેટવા તૈયાર થઇ જાઓ." ઉદેસિંગ ગુસ્સામાં બોલીને ચાલ્યો ગયો. તેના જતાં પાછું કમળાએ અટ્ટહાસ્ય

કર્યું. અને પલંગ ઉપર જઇ આડી થઇ અને વિચારમાંને વિચારમાં ઉંઘી ગઇ. ચંપા પણ કમળાને નિંદ્રાધિન જોતાં પોતે પણ છેવટે નિંદ્રાધિન થઇ ગઇ.



## પ્રકરણ ૩૧ મું.

## ફાંસી.

—:૦:—

સુર્ય પોતાની મુસાફરી પુરી કરી કયારનોય અસ્તાચળે ગયો છે. સુર્યાસ્ત પછીના નાના નાના તારાગણ આકાશ મંડળે ચળકી રહ્યા છે. શાહજાદો મહમદ સુલતાન આ સમયે મગરિબની નમાઝ અદા કર્યા પછી જનરલો અબ્દુલ્લા, દાઉદ અને તહ્‌વા સાથે બેઠો છે. મળેલી ફતેહના કારણે ઘણા આનંદમાં જણાય છે. શાહજાદાએ વાતો કરતાં કરતાં પુછ્યું, " અબ્દુલ્લા ! હવે આપણે કયારે આગળ વધીશું. "

" આપણા જાસુસો તરતમાંજ આવી જશે, તેમના આવ્યા પછી કાંઇ મત બાંધી શકાય. " અબ્દુલ્લાએ કહ્યું.

" મને નવાઇ તો આ વાતની છે કે કમળા પણ પોતાના સૈન્ય સાથે ચાલી ગઈ. "

" હા. તે પણ ગઇ અને ચંપાને લેતી ગઇ. "

" આજે તેમના હાથે આપણો એક પણ સૈનિક માર્યો ગયો નથી. " તહ્‌વાએ તાજુબ થતાં કહ્યું.

" પણ હાં ! અબ્દુલ્લા ચંપા કમળા માટે શું કેહતી હતી." શાહજાદાએ પોતાને લગતી વાત પુછી.

" કમળા શાહજાદાના પ્રેમમાં દીવાની બની ગઇ છે. "

" જો એમ છે તો ચાલી કેમ ગઇ. "

" ચંપા એમ પણ કેહતી હતી, કે તેણી પોતાના માત પિતા અને દેશને તજવા માંગતી નથી. "

શાહજાદો કાંઇ કહેવા માંગતો હતો કે તાહિરબેગ નામે જાસુસ આવી સલામ કરી મસ્તક નમાવી ઉભો રહયો. અબ્દુલ્લાએ તેને બેસવાનો ઇસારો કરતાં તે બેસી ગયો કે અબ્દુલ્લાએ પુછયું.

" કહો તાહિર શી ખબર લાવ્યા છો. "

" હજુર ખબર તો ઘણીજ ખરાબ છે "

" કહો છે શું, જલ્દી કહી દો. "

" જ્યારે રજપુતો હારીને નાઠા ત્યારે હું પણ વેશ બદલી તેમની સાથે થઇ ગયો. "

" પછી ? "

ઉદેસિંગે જ્યાં મુકામ કર્યો છે, ત્યાંથી ચિતોડ વીસ માઇલના અંતરે છે, ત્યાં તેણે પોતાનો ઉપચાર કરાવ્યો.

" સારૂ આગળ. "

" યુદ્ધના સમયમાં શાહજાદા સાહેબ તથા કમળા વચ્ચે જે વાતો થઇ હતી તે સર્વે ઉદેસિંગે રાણાને લખી મોકલી. "

" તાહિર તાહિર. ટુંકમાં પતાવ. "

" તેણે જે જે વાતો લખી હતી તેનો જવાબ પણ તરત આવી ગયો. "

" શો જવાબ આવ્યો. "

" ભયંકર. "

" એટલે ? "

" જે સાંભળતાં આપ પણ તાબ લાવી શકશો નહિ. "

" તેની તારે શી પડી. તું મુદ્દાની વાત કહેને. "

" ઉદેસિંગ જવાબ મળતાં તરત કમળાના તંબુમાં ગયો, અને તેણે કહ્યું કે મેં તમારી સર્વે વાતો સાંભળી લીધી છે. અર્થાત તે વાતોને વિસરી જાવો અને મારા પ્રેમને સ્વિકારો. "

" ત્યારે કમળાએ શું કહ્યું " શાહજાદો વચમાં બોલી ઉઠયો.

" કમળાએ તેની પ્રેમ માંગણીને ધિક્કારી કાઢી અને નામદાર શાહજાદાના પ્રેમમાં અટલ સાબિત થઇ. "

" પછી ઉદેસિંગે શું કર્યું. "

" રાણાનો હુકમ સંભળાવી દીધો. "

" શો. "

" તે હુકમમાં લખ્યું હતું કે કમળા તથા ચંપાને જાહેરમાં ફાંસી આપી દો. "

" હેં શું ફાંસી ? " અબ્દુલ્લા તથા શાહજાદાના મુખમાંથી આ શબ્દો એકી સાથે નીકળી ગયા. સાથે આખા તંબુમાં એક સન્નાટો પ્રસરી ગયો, અને એક બીજાના મુખ સામાં જોવા લાગ્યા. છેવટે અબ્દુલ્લાએ ગુસ્સામાં આવી કહ્યું, " શું ફાંસી આપવામાં

આવશે. નહિ, કદાપિ નહિ. શું અબ્દુલ્લાના હાથમાં તલવાર નથી, કે તેઓ આવો જુલમ કરી શકે. આ તે તલવાર છે કે હિંદમાં જેણે પોતાનો સિક્કો જમાવી દીધો છે. આ તે તલવાર છે કે મોટા મોટા હિંદુ બહાદુરોનું લોહી પી પીને નીડર બની ગઈ છે. તેણેજ રાજા અનંગપાળના મસ્તકને ઉડાડી મુકયું છે. આજ તલવારે શુજાના સૈન્યને છિન્ન ભિન્ન કરી નાંખ્યું હતું. શું ત્યારે હવે મારી તલવાર મારો સાથ મુકી દેશે, કમળા ગભરાતાં નહિ. તારો શાહજાદાનો ગુલામ જનરલ અબ્દુલ્લા જીવતો છે. તેની પાસે તેની વફાદાર તલવાર મોજુદ છે. શહેનશાહ આલમગીરનું પાંચ લાખનું સૈન્ય જ્યારે તારા ઉપરથી કુરબાન થઇ જશે, ત્યારપછી કમળા તારા સામી કોઇ આંગળી ઉંચી કરી શકશે." કહેતો કહેતો અબ્દુલ્લા ઉભો થઇ ગયો કે શાહજાદાએ કહ્યું, "અબ્દુલ્લા તમો કયાં જાઓ છો."

"હું હમણાંજ માત્ર પાંચ યુવાનોને લઇ શત્રુઓના સૈન્યમાંથી કમળાને કેદમાંથી છોડાવી લઇ આવું છું"

"અબ્દુલ્લા ઉતાવળ ન કરો. સલાહ તો લઈલો મશવરાથી કામ સારૂં થાય છે." દાઉદ નામે સરદારે કહ્યું.

"સલાહ કે મશવરાની કાંઇ જરૂર નથી. તમો તેમ કરી ફરીથી આવજો."

"જો જોઇએ તો સૈન્ય લઇ જાઓ"

"તે શા માટે ?"

"તમે એકલા હજારોમાં શું કરશો. પ્રાણ આપશો બાજુ શું કરશો"

"દાઉદ તમો તો બીકણજ રહ્યા."

"અબ્દુલ્લા. તમે જાવો અને તમારી સાથે પચીસ યોદ્ધા લઇ જાઓ; અને ગમે તે ઉપાયે કમળાને મુકત કરી શકો તો ઠીક, નહિ તો અમો સર્વે તમારી પાછળ આવીએ છીએ, અને સવાર થતાં તો અમો આવી પહોંચીશું ફાંસીતો સવારે દસ વાગે આપવાની છે ને" દાઉદે કહ્યું.

"હા. આ વિચાર ઉત્તમ છે." શાહજાદાએ કહ્યું.

"હા. આ માર્ગજ મને ઉત્તમ લાગે છે" આટલું કહી અબ્દુલ્લાએ દાઉદ, તલ્હા જેવા બીજા પચીસ બહાદુરોને સાથે લઇ પશ્ચિમ તરફ પોતાના અશ્વો દોડાવી મુકયા. શાહજાદાએ કુચ કરવા

માટે તૈયારીનો હુકમ આપી પોતાના આરામ કરવાના તંબુમાં ચાલ્યો ગયો.

° ° °

આ બાજુ અબ્દુલ્લા કમળાને બચાવવા ચાલ્યો ત્યારે બીજી બાજુ કમળાના નાશનો પ્રોગ્રામ રચાઇ ગયો હતો. કામાંધ ઉદે-સિંગ પોતાની મન વાંચ્છના પુર્ણ ન થવાના કારણે કમળાનું સત્યાનાશ વાળવા તત્પર થઇ ઉભો હતો. સુર્ય ઉગતાંજ કમળાની નિરાશાઓ સાથે લેતો આવ્યો હતો, કારણ ઉદેસિંગે આજુબાજુના ગામોમાં આ વાત પોતાના માણસો સાથે પસારી દીધી હતી કે આજે બરાબર દશ વાગે કમળાને ફાંસીએ લટકાવી દેવામાં આવશે; કારણ તે મુસલમાનોથી મળી જઇ વિધર્મિ થઇ ગઇ છે. આ સમાચાર મળતાં લોકોનાં ટોળેટોળાં આ ભયંકર દેખાવ જોવા હસતા હસતા તથા ભિન્ન ભિન્ન પ્રકારની વાતો કરતાં એકઠાં થવા લાગ્યાં હતાં. સમય પોતાનું કામ કર્યેજ જતો હતો; જ્યાં આગળ ફાંસી ઉભી કરવામાં આવેલી હતી ત્યાં આગળ સિપાઇઓ ઉઘાડી તલવારે પહેરો ભરી રહ્યા હતા, કે વખતે ફાંસી કમળાની મુવાની ઉપર દયા ખાઇ નાસી ન જાય. તે પણ સ્ત્રી જાતી અને કમળા પણ સ્ત્રી જાતી ખરીને !

બરાબર આઠ વાગે પાંચશો ઉઘાડી તલવાર લઇ બહાદુર સૈનિકોની વચમાં કમળા તથા ચંપાને લઇ ફાંસી આપવાના મેદાન તરફ આવતા જણાયા. સર્વેની નજર તે તરફ ખેંચાઇ. ટુંકમાં બન્નેને ફાંસીની આગળ લાવી બેસાડી દેવામાં આવી. આસરે એક હજાર બહાદુર સૈનિકો બે અરમાન ભરી અબળાઓને ઘેરીને ઉભા હતા. કમળા તથા ચંપા કાંઇ પણ બોલતી નથી. ઘડીકમાં તે જન-સમુહ સામાં જુવે છે, તો ઘડીકમાં પોતાને ઘેરીને ઉભેલા સૈનિકો સામાં જુવે છે.

જગતમાં અત્યાર સુધી એવાજ બનાવ બન્યા છે કે પ્રેમદા ઉપર પ્રેમી કુરબાન થાય છે, થયા છે, અને થશે. લેલીના માટે મજનું શીરીંના માટે ફરહાદ કુરબાન થઇ ગયા, પણ આજે તેથી વિરૂધ પ્રેમી માટે પ્રેમદા એટલે શાહજાદા માટે કમળા કુરબાન થવા તૈ-યાર થઇ ગઇ હતી. કમળાની સ્થિતિ ઘણીજ કરૂણામય છે; જેના મુખ આગળ ચંદ્ર પણ નિસ્તેજ થઇ જતો, તે કમળાનું મુખ આજે લેવાઇ ગયું છે. તેના વિશાળ મૃગ નેનો અર્ધ ઉઘડેલાં છે, અને

હતેલા છે. આજે અણુખીલી કુમળી કળીઓ એક વજ્ર પ્રહાર નીચે ખુંદાઇ હતી નહતી બની જવાની છે. કમળાની આ સ્થિતિ જોઇ જન સમાજમાંથી મોટો ભાગ ઉદેસિંગ ઉપર ધિક્કાર વરસાવી રહ્યા છે. બરાબર સાડા આઠ વાગે ઉદેસિંગ કમળા પાસે આવ્યો, તેને નિહાળવા લાગ્યો. કમળાએ તેની દરકાર સરખી પણ ન કરી. ઉદેસિંગે કમળાને ઉદ્દેશીને કહ્યું " કમળા ! તમોને હવે રાજ્ય કુંવરી કહેતાં મારૂં અંતઃકરણ મને ના પાડે છે; આ સમયે તમોને ઘણો પશ્ચાતાપ થતો હશે; પણ હવે તે નકામું છે, કારણ તમે તમારા હાથે પોતાનું ભાગ્ય બદલી નાંખ્યું છે; તમે આપણા દેશના શત્રુઓ માટે માતા, પિતા અને દેશના પ્રેમને તિલાંજલી આપી અને તેની જગાએ શાહજાદાના પ્રેમને સ્થાન આપ્યું છે. તમે મહારાજા વિરૂધ આચરણ રાખ્યું પિતા સામાં બળવો કર્યો; અને શત્રુઓને દેશનો કબજો અપાવવા પ્રયત્ન કર્યો, કે જ્યાં તમારા વડીલો વંશપરંપરા રાજ્ય કરતા આવ્યા છે: તમે આજ ભુમિમાં જન્મ લીધો હતો. અત્રેજ ઉછેરાયાં હતાં. મોટાં થયાં હતાં. પણ હાય ! એક શાહજાદાના માટે સર્વેને વીસરી ગયાં, પણ નહિ આમાં તમારો વાંક કાઢવો તે પણ નકામું છે, કારણ ભાગ્ય આગળ કોઇ બળવાન નથી. તમારા ભાગ્યમાં લખ્યું હશે કે અઢાર વર્ષની વયમાં તમો આવું અયોગ્ય આચરણ કરશો, તેના પરિણામમાં તમોને ફાંસીને માંચડે ચડવું પડશે કમળા તમારાજ માટે મારૂં પણ સત્યાનાશ વળી ગયું. મારી આશાઓનો પણ નાશ થયો. નહિતો ચિતોડનું તખ્ત મારા ભાગ્યમાં લખાયલું હતું. કમળા હજી પણ માની જાવો. સમજો, સમય છે. જે સમય જાય છે તે અમુલ્ય જાય છે; પણ મને ખાતરી છે કે તમે તમારી હટધર્મિ નહિ મુકો ! તો ભલે મરવા માટે તૈયાર થઇ જાવો. છેલ્લી ઘડીએ હું તમોને કહું છું કે તમારી જે કાંઇ આશા હોય તે માફી વગર ગમે તે માંગશો તે પુર્ણ કરવામાં આવશે. કમળા જે કાલે તંબુમાં તમોને કહ્યું હતું. તે વાત કબુલ હોય તો હમણાં પણ પ્રાણ બચી શકે છે" આટલું કહી જવાબની વાટ જોતો ઉદેસિંગ ઉભો રહ્યો.

કમળા કાંઇ બોલી નહિ. આથી પાછો ઉદેસિંગ બોલવા લાગ્યો "કમળા બતાવો, બતાવો. તમોએ જેમના માટે પ્રાણ જોખમમાં નાખ્યો, જેના કારણે આજે ફાંસી ઉપર ચઢવાનો વારો આવ્યો. તે ક્યાં છે? જેમની તમને આશા હતી. તે તો તમને બચાવવા સરખા

પણ આવ્યા નથી. તે શાહજાદો ક્યાં છે જેનો તમો દમ ભરી રહ્યાં છો. બતાવો, બતાવો, તે બાયલાઓ ક્યાં સંતાઇ ગયા છે."

"ઉદેસિંગ સબુર કર. ખબરદાર." કમળાએ શાહજાદાના સંબંધમાં આવા શબ્દો સાંભળતાંજ ઉભા થઇ કહ્યું. આ વખતે તેની આંખો ગુસ્સામાં લાલ થઇ ગઇ હતી. ભ્રકુટી ચઢાવી ઉદેસિંગ સામા જોઇ બોલવા લાગી.

"ઉદેસિંગ, ઉદેસિંગ! સમય બળવાન છે, નહિ તો તારી શી તાકાત કે મારી સામાં ઉફ સરખું પણ કરી શકે. હું સર્વે સમજું છું કે તારી મનોવાંચ્છના પુર્ણ ન થતાં તેં કાવત્રું કર્યું છે, સાથે મારી પાસે પ્રેમની માંગણી પણ કરે છે. ધિક્કાર છે નરાધમ." કહેતાં તેણે જનસમુહ ઉપર નજર નાંખી એક નિશ્વાસ નાંખી પાછી બોલવા લાગી.

"મને મૃત્યુની સહેજ પણ ધાસ્તી નથી. મારા માથે મરણ ભમી રહ્યું છે, પણ મને તેની પરવા સરખી પણ નથી, કારણ જે જન્મે છે તે મરણ પામવા માટેજ. આજે મારી વારી છે, તો કાલે તારી. જગતમાં કોણ અમર રહ્યું છે કે રહેશે. મને આ મૃત્યુમાં આનંદ છે, કારણ પ્રેમીના કારણે મારી આ હાલત થઇ છે. આજે હું મારા પ્રેમી ખાતર, મારા પ્રેમી ઉપર કુરબાન થાવું છું. જગત મને સાચી પ્રેમદાના નામે હમેશ માટે યાદ કરશે. હું ચિતોડનું એક સૌન્દર્ય હતી, અને છું, પણ નહિ તે હમણાં હતું ન હતું થઇ જશે. તેની મને જરાભાર ચિન્તા નથી.

"રહ્યો સવાલ એ કે મેં મારો પ્રેમપાત્ર મુસલમાનને કેમ બનાવ્યો છે. તેમાં જો પાપ છે તો હું તમોને સર્વેને પુછું છું કે હિંદુસ્તાનમાં બીજી જાતીઓની વાત ન કરતાં માત્ર શિરોમણી ગણાતી રજપુત કોમની સાધારણ રજપુતથી લઇ મોટા મોટા રાજા સુધીમાં કોની પુત્રિઓ કે બેનો મુસલમાનોના મકાનોમાં નથી ગઇ! તેમાં રજપુતો પોતાની ઇજ્જત સમજે છે, પોતાની ઉન્નતિ સમજે છે; ત્યારે જો હું હિંદુસ્તાનના મહાન શહેનશાહના પુત્રના પ્રેમમાં દિવાની થાઉં તો તેમાં મેં કાંઇ અયોગ્ય કર્યું હોય તેમ માનવાને કારણ નથી. તમો સર્વે કોઇ જાણો છો કે પ્રેમ આંધળો છે; જો તેમ નહિ તો આપણા દેવાધિદેવ શિવ ભગવાન ભીલડીના પ્રેમમાં શા માટે ફસાત! પ્રેમ કરવામાં પાપ નથી; અને જો પાપ ગણવામાં આવે તો પછી આપણે કરવાનું મુકી દેવું જોઇએ. જો હું પ્રેમ કરવામાં નરાધમ ગણાઉં તો પછી આપણ દેવોના સંબંધમાં શું! અર્થાત શાહજાદા સાથે

પ્રેમ કરવામાં હું પાપ સમતી નથી. જો મુસલમાનો સાથે પવિત્ર ગાંઠે જોડાવવામાં પાપ છે તો આજે આખા હિંદમાં શું થઇ રહ્યું છે; અસંખ્ય એવા મુસ્લિમ કુટુંબ જોશો કે જેમના ઘરમાં હિંદુ સ્ત્રીઓ છે."

"જો મને કોઇ દિલગીરી કે અફસોસ હોય તો માત્ર આજ વાતનો છે કે હું શાહજાદાને મારા પ્રાણપ્રિય શાહજાદાને નયન ભરી જોવા પણ ન પામી તો મળવાની તો વાતજ શી કરવી. હમણાં સુધી મને તેમના ઉપર ભરોસો છે, પણ મને લાગે છે કે તેમને મારી આવી સ્થિતિની ખબર નથી પણ જો ખબર હોત તો તેઓ જરૂર મને તમારા સર્વેના વચ્ચેથી લઇ જાત. અરે ! તમો આંખો મસળતા રહી જાત, પણ ખેર ! જાલિમ ઉદેસિંગ ચલાવ. વાર ન લગાડ" હુકમ કરી દે."

કમળાના આવા વચનો બોલતાંજ ઉદેસિંગ જલ્લાદને બોલાવ્યો, તે આવી હાજર થઇ ગયો, અને કમળા તથા ચંપાને ફાંસી આગળ લાવી ઉભી કરી દીધી. કારણ બન્નેને સાથે એકજ ફાંસી ઉપર એકી સાથે એકજ ફાંસામાં લટકાવી મારી નાંખવાની હતી. કમળા આ વખતે આનંદી જણાય છે, તેના ફીક્કા પડેલા મુખ ઉપર લાલાશ આવી ગઇ છે, અને ચારે બાજુ નજર દોડાવી રહી છે જાણે કોઇને ખોળતી ન હોય. પોણા દશ થતાં ઉદેસિંગે પહેલો હુકમ સંભળાવ્યો, પાંચ મીનીટ પછી બીજો હુકમ કર્યો અને હવે માત્ર ત્રીજો હુકમ આપવાની વાર હતી કે કમળા સર્વેને ઉદ્દેશીને કહેવા લાગી. "હે જનસમુહ, તમો જાણો છો હું કોણ છું ? યાદ રાખો તમો મને નિરાધાર સમજો છો, પણ મોટી ભુલ કરો છો. પાપી ઉદેસિં-ગની ખટપટે રાણાના હુકમથી મને ફાંસી આપવામાં આવે છે; પણ યાદ રાખો મારૂં મૃત્યુ થતાં જ્યારે આ વાતની ખબર શાહજાદાને પડશે, ત્યારે મારો બદલો લેવા લાખોનું સૈન્ય તમારા ઉપર તુટી પડશે, અને બરાબર બદલો લેશે. મને મારી તો ચિન્તા નથી, પણ તમારી કેવી હાલત થશે તેજ મને મુંઝાવી નાંખે છે."

"હું તો મારા પ્રિય શાહજાદા માટે પ્રાણ આપી રહી છું. અહા ! તેમને શી ખબર કે તેમની દાસી તેમના પ્રેમ માટે કુરબાન થવા તૈયાર થઇ ગઇછે. જો ઉદેસિંગ યાદ રાખ. સારી પેઠે સાંભળી લે. મારો બદલો જરૂર લેવાશે. અને આખા રજપુતસ્થાનમાં

મુસલમાનોની વિજય પતાકા ફરકશે. તમારી આશા ન તમારી પુર્ણ થઇ છે તેમ ન ભવિષ્યમાં થશે. ચાલ. ઉતાવળ કર. ત્રીજો હુકમ પણ આપી દે." કમળાએ બેદરકારી અને હિંમત સાથે કહ્યું.

"ઉદેસિંગે તરત ત્રીજો હુકમ આપી દીધો. જલ્લાદ કમળા તથા ચંપાને સીડીએ ચઢાવવા લાગ્યો, કે એક વ્યક્તિ સૈન્યની લાઇનો ચીરતી ચીરતી કમળા તથા ચંપા પાસે આવી ઉભી રહી ગઈ, અને બોલી કે "કમળા ધભરાશો નહિ, તમો શાહજાદાને નથી વિસર્યા તો શાહજાદો પણ તમોને વિસરી ગયો નથી. શાહજાદાનો એક સેવક તમોને પાપી જાલિમોના પંજામાંથી મુકત કરવા હજારોમાં આવી ઉભો છે" એટલું કહેતાંજ જલ્લાદનું મસ્તક ધડથી અલગ કરી નાંખ્યું. સર્વે બહાદુર સૈનિકો તથા જનસમુહ આ આવનાર વ્યકિત સામાંજ જોઇ રહ્યું. તેની હિંમત તથા બહાદુરી જોઇ સર્વે દિંગ થઇ ગયા.

## પ્રકરણ ૩૨ મું.

### પાસા પોબાર

આ આવનાર વ્યકિત તે બહાદુર શાહજાદાનો બહાદુર જનરલ અબદુલ્લા હતો. તેણે પોતાની તલવાર હવામાં ધુમાવતાં કહ્યું "મારા સામાં શું જોઇ રહ્યા છો. તમારામાં જો કાંઇ પણ હિંમત હોય તો આવો અને જુવો મારી તલવારનો સ્વાદ કેવો છે, યાદ રાખો હવે તમારો યમદેવ આવી પોહચ્યો છે. તમે નિર્દોષોને કતલ કરી શકો છો ? નહિ કદાપિ નહિ. તમારી આશાઓ સર્વે ધૂળમાં રોળાશે, કારણ તે નિર્દોષોને બચાવવા હું આવી પોહચ્યો છું. જુવો હજારોમાં હું એકલો છું"

અબ્દુલ્લાની આવી બહાદુરી જોઇ સર્વે સૈનિકો દિંગમુઢ બની ગયા હતા. સાથે ઉદેસિંહના હૃદયમાં પણ બીક પેસી ગઇ હતી, પણ થોડા સમય પછી તેને પોતાની સ્થિતિનું ભાન થયું. તેનામાં ચેતન આવ્યું. તેણે લલકારીને કહ્યું "મારા શુરવિર શુરાઓ શું જુવો છો આ મલેચ્છ મુસલમાનના કકડે કકડા કરી નાંખો." તેનું આમ કહેવું હતું કે ચારે બાજુથી રજપુત વિરલાઓ કુદી પડયા કે પોતાના સરદારના શબ્દે શબ્દનો અમલ કરી નાંખે. જનરલ અબ્દુલ્લા માટે

આ સમય ઘણોજ બારીક હતો, પણ વાહરે અબ્દુલા ! દરેક હુમલામાં દસ દસ, બાર બાર રજપુત વિરલાઓને યમદેવના ખપ્પરમાં હોમી દેતો હતો. યમદેવ જેટલી ઝડપથી પ્રાણ ન હરે. તેથી વધુ ઝડપમાં કામ કરી તે યમદેવને મદદ કરતો હતો. તેઓ ઇચ્છતા કે અબ્દુલ્લાને કેદ કે કતલ કરી નાંખે પણ અબ્દુલ્લા કોઇને પણ પાસે આવવાજ દેતોજ નહિ, અને જે આવતા તે હતા ન હતા થઇ જતા હતા, પરંતુ ક્યાં હજારોનું સૈન્યને ક્યાં એક ! છેવટે અબ્દુલ્લા ઝખમી થયો ત્યારે તેણે ખીસામાંથી સીટી કાઢી જોરથી વગાડી કે તેનો અવાજ હવામાં ગુંજી ઉઠયો, અને ધ્વનિ પ્રતિ ધ્વનિ કરતો સર્વત્ર પ્રસરી ગયો.

હજુ સીટીનો અવાજ બંધ પણ નહોતો થયો કે પચાસ તુર્કી સવારોએ જોરથી હુમલો કરી દીધો, અને રજપુતોની લાઇનો ભાજી મુળાની માફક કાપતા અબ્દુલ્લા પાસે આવી પહોંચ્યા. તેમને જોઇ અબ્દુલ્લાએ હુકમ કર્યો કે "વીસ માણસો કમળા તથા ચંપાને સંભાળો અને બીજા મારી રહો." તે પાછો અબ્દુલ્લાએ હુમલો કરી દીધો, કમળા તથા ચંપા પણ હાથમાં તલવારો લઇ બરાબર હુમલાઓ કરી રહી હતી. જો કે તેઓ પણ જખમી થઇ ગઇ હતી, પણ કોણ જાણે તેમનામાં એવી શકિત કયાંથી આવી ગઇ હતી કે જે કોઇ તેમની સામાં આવતું તેને એકજ વારમાં વાઢી નાંખતી હતી.

રજપુતો ગભરાઇ ગયા હતા કે ગણતરીના મુસલમાનોએ હજારોને હંફાવી રહ્યા છે. અબ્દુલ્લાના અર્ધા સૈનિકો શહીદ થઇ ગયા હતા. તેથી તેને લાગ્યું કે જો આમજ યુદ્ધ કરતા રહ્યા તો કેદ થઇશું અથવા માર્યા જઇશું આથી તેણે હુકમ આપ્યો કે પાંચ માણસો ચંપા તથા કમળાને લઇને ચાલ્યા જાઓ, અને બાકીના મારી સામે બચાવ કરતા રહો, પણ ઝખમી થએલા અબ્દુલ્લા પ્રાણ સાથે રમત કરી રહ્યો હતો, ઝખમોમાંથી લોહી વહી જવાના કારણે તે જે વાર કરતો તે હલકો પડતો હતો તેને લાગ્યું કે હવે કેદ થઇ જવાશે.

ઉદેસિંગ જે દુર ઉભો ઉભો તમાસો જોઇ રહ્યો હતો. તે આમ યુદ્ધને લંબાતું જોઇ ગુસ્સામાં આવી વિરસિંહ ગરજતો હોય તેમ ગરજ્યો કે "શું જુઓ છો. તમોને લાજ પણ આવતી નથી કે નામની ગણતરીના મુસલમાનો તમોને હંફાવી રહ્યા છે." આ સાંભળતાં રજપુતોએ અબ્દુલ્લાને ઘેરી લીધો, અને ચારે બાજુથી તરવારો ચાલવા માંડી. હવે અબ્દુલ્લા પોતાને વિરતાપુર્વક બચાવતો હતો.

અબદુલ્લાની આ હાલત જોઇ ઉદેસિંગ પોતાના ઘોડાને કુદાવી અબદુલ્લા પાસે આવ્યો, અને કેહવા લાગ્યો. કે બસ અબદુલ્લા તલવાર મુકી દો, નહિ તો મારા બહાદુર સૈનિકો તમારા કકડે કકડા કરી નાંખશે. જો અત્યારે તલવાર મુકી દેશો તો હું તમારી એવી ઇજ્જત કરીશ કે જેવી એક અજોડ બહાદુરની કરવામાં આવે છે."

"હે! નપુશક શું બોલે છે: બૈરીની પેઠે દુર ઉભો ઉભો શું બહાદુરીની ડંફાંસો મારતો હશે. જ્યાં સુધી અબદુલ્લાના પ્રાણમાં પ્રાણ છે ત્યાં સુધી તેના હાથમાંથી તલવાર જગતમાં કોઈ પણ છીનવનાર નથી." અબદુલ્લાનું આવું બોલવું સાંભળી ઉદેસિંગે તલવારનો એકવાર કર્યો. અબદુલ્લામાં એવી શક્તિ ક્યાં હતી કે સામો વાર કરે! તેણે તેને વારને ઝીલી પોતાનો બચાવ કરવાનું ગ્યોગ્ય ધાર્યું પણ તેણે એક વાર ખાલી જતાં બીજો વાર કરવા તલવાર ઉગામી કે બાજુમાંથી દાઉદે તલવારનો એવો વાર કર્યો કે ઉદેસિંગને આબાદ સજ્જડ ઘા થયો, અને ઝખમી થતાં ઘોડા ઉપરથી તુટી પડે તે પહેલાં તેના સૈનિકોએ તેને પોતાની વચમાં લઇ લીધો, અને વિચાર કર્યો કે લઇને નાસી જાય. તેટલામાં ચિતોડથી એક તાજુ નવું સૈન્ય શમસેરસિંગ લઇને આવી પહોંચ્યો. રજપુતોની આ નવિન કુમક આવતાં તેમના હોંસલા વધી ગયા અને નાસી જતા સૈનિકો પાછા થોભી ગયા, કે પાછો પહેલા જેવો દેખાવ બની ગયો. કેટલાક મુસલમાનો પાછા શહીદ થઇ ગયા. અબદુલ્લાએ દાઉદ તથા તલહાને કહ્યું કે "હવે આપણે કેદ પકડાઇ જઇશું, માટે આપણે સાથેજ રહી વઢના વઢતા ચાલ્યા જઇએ, કારણ કમળા ચંપા તરફથી તો આપણને હવે ચિન્તા નથી. તેઓ તો લગભગ આપણી છાવણી લગોલગ પહોંચી જવા આવ્યાં હશે. આ પ્રમાણે સલાહ કરી સર્વે એકજ બાજુએ તલવારો ચલાવતા ચલાવતા માર્ગ કરવા લાગ્યા. જ્યારે રજપુતોએ તેમની આ વલણ જોઇ કે તરત પાછા ઘેરી લીધા, અને કોઇ પણ બાજુ જવાનો પ્રસંગ કે માર્ગ આપ્યોજ નહિ. વઢતાં વઢતાં બહાદુર નઇમ માર્યો ગયો. તેનું માર્યો જવું શું હતું કે અબદુલ્લા ઉપર આ એક વિજળી તુટી પડી તેણે કહ્યું "ગઝબ થયો. આપણામાંનો એક બહાદુર માર્યો ગયો. આવી રીતે તો આપણે સર્વે પૂર્ણ થઇ જઇશું." આમ કહી રહ્યો હતો કે શાહજાદા મહમદ સુલતાને રજપુત સૈન્ય ઉપર જબરો કાતિલ હુમલો કરી દીધો, અને જુસ્સાભેર કહ્યું કે "મારા બહાદુરો શાબાશ ખુબ લઢયા. હવે હું આવી ગયો છું ગભરાતા નહિ."

શાહજાદાના આ શબ્દો સાંભળતાં અબ્દુલ્લા ખુશીમાં ઉછળી પડયો, અને ખુદા જાણે તેનામાં કયાંથી શક્તિ આવી ગઇ કે તેણે જોરથી હુમલો કરી દીધો અને એકજ હુમલામાં તેણે લાઇનો ચીરી નાંખી. શાહજાદાએ પણ " અલ્લાહો અકબર " નો નારો કરી સર્વે સૈનિકો સાથે હુમલો કરી દીધો, અને રજપુતત સૈન્યમાં ધુસી ગયો. બરાબર એક કલાક યુદ્ધ ચાલ્યું તેમાં અર્ધા રજપુતોનું સૈન્ય નાશ પામી ગયું. ઉદેસિંગ ઘણોજ સખ્ત ઝખમી થયો હતો. છેવટે ઉદેસિંગ પ્રાણ બચાવી પુંઠ બતાવી નાઠો. બીજા રજપુતોની પણ હિંમત નાશ પામી, અને નાસવા લાગ્યા; પણ મુસલમાનો તેમને ઘેરી નાસી જવા ન દેતાં યમદરબારમાં મોકલી આપતા હતા. ઉદેસિંગને નાસ્તો જોઇ તલ્હાએ પોતાના ઘોડાને કુદાવી તેની પાસે જઇ કહ્યું. " કાયર નાસે છે કયાં ?" કહેતાં તલવારનો એવો વાર કર્યો, કે તેના બરાબર બેજ કકડા થઇ ગયા. હવે રજપુત સૈન્યનું થોભવું ભારે થઇ ગયું. પહેલાંથીજ તેમનાં દિલ તુટી ગયાં હતાં. હિંમત નાશ પામી હતી; અને આમ સરદારના મરતાં તો તેમના હોશજ ઉડી ગયા, ને એવા નાઠા કે પાછળ શું બને છે, તેનું પણ ભાન રહ્યું નહિ. મુસલમાનોએ એક માઇલ તેમની પુંઠ પકડી, અને બરાબર કતલ ચલાવતા રહ્યા. છેવટે અબ્દુલ્લાએ સર્વેને થોભાવ્યા, અને કહ્યું બસ કરો હજી એક યુદ્ધ બાકી છે. " જનરલ અબ્દુલ્લાનો હુકમ થતાં સર્વે થોભી ગયા, અને એક વિશાળ મેદાનમાં તંબુઓ ઠોકવા લાગ્યા. જોતજોતાં નાનુ સરખું ગામ વસી ગયું. દરેક સૈનિક તરત પોત પોતાના નક્કી કરેલા સ્થાને આરામ કરવા લાગ્યા. શાહજાદો પણ પોતાના તંબુમાં જઇ સૈનિક લિબાસ ઉતારી તરત ખુદાની દરગાહમાં ફતેહના કારણે બેદુગાના પઢી ખુદાનો ઉપકાર માનવા લાગ્યો. આ કામથી પરવારી તરત સહેજ પણ આરામ લીધા વગર સીધો જનરલ અબ્દુલ્લાના તંબુમાં ગયો. અબ્દુલ્લાને મલમપટા થઇ રહ્યા હતા. તે જોઇ શાહજાદાનું દિલ ભરાઇ આવ્યું, અને પોતાના હાથે પટા બાંધવા લાગ્યો, ત્યાર પછી અબ્દુલ્લાના ઘણાં વખાણ કરી એક મોતી જેની કિંમત એક લાખ રૂપીયા હતી, તે અબ્દુલ્લાને આપ્યું. શાહજાદાની પોતાના પ્રત્યે આવી અનુપમ લાગણી જોઇ પોતે અશક્ત હોવા છતાં શાહજાદાને વળગી પડયો. શાહજાદાએ તેના વધુ વખાણ કરી આરામ કરવાનું કહી ચાલ્યો ગયો, અને પછી વારા ફરતી દરેક સેનાધિપતિઓના તંબુમાં ગયો, અને

દરેકને ઇનામ આપવા લાગ્યો. આ વખતે શાહજાદો હલકામાં હલકા સૈનિકને પણ ભુલ્યો નહિ. તેમણે ત્યાં તો ઇનામ આપ્યું, એટલુંજ નહિ પણ દરેક સૈનિકના ઘર ઉપર સો સો રૂપીઆ આપવા પોતાના પિતા ઔરંગઝેબને લખ્યું. શાહજાદાનો પત્ર મળતાં તરત તેનો અમલ પણ થઇ ગયો. આવી રીતે શાહજાદો સર્વેના મન જીતી લઇ પોતાના તંબુમાં આરામ કરવા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### મુગ્ધ કમળા.

શાહઝાદો પોતાના સૈનિકો તથા સરદારોને ઇનામ આપવામાં રોકાયો હતો, ત્યારે તેના તંબુમાં અવનવોજ બનાવ બની રહ્યો હતો. તેમાં દરેક પ્રકારની સુખ સામગ્રી તૈયાર કરવામાં આવી હતી; કીમતી કીમતી ગાલીચા પાથરી દેવામાં આવ્યા હતા. ભિન્ન ભિન્ન પ્રકારના અત્તરો, સોના રૂપાની અત્તરદાનીયોમાં ભરી દેવામાં આવ્યાં હતાં, અને જાણી જોઇને તે અત્તરદાનીયો ઉઘાડી મુકવામાં આવી હતી, આથી આખો તંબુ અત્તરોના સુવાસથી મેહકી રહ્યો હતો, અને વાયુની લપટ આવતાં તંબુ બહાર પણ તેની સુવાસ પ્રસરી જતી હતી.

તંબુના પ્રવેશ દ્વારની સામાં એક સાધુ અને એક રજપુત રમણી બેઠેલી હતી. સાધુ તે અખ્તરજહાં અને રજપુત રમણી તે કુંવરી કમળા. કમળા સાધુના રૂપમાં અખ્તરજહાં છે, તે વાતથી અજાણ હતી. આપણે પણ અખ્તરજહાંને સાધુના નામેજ ઓળખીશું.

“ બેન કમળા આખરે મારી ભવિષ્ય વાણી સાચી પડી. ” સાધુએ કહ્યું.

“ શી ભવિષ્ય વાણી ? ”

“ કેમ ભુલી ગયાં. કિલ્લામાંથી શાહજાદા સાથે યુદ્ધ કરતાં આપે તેમનું મસ્તક કાપી લેવા ઉઘાડેલી તલવારને રોકતાં મેં નહોતું કહ્યું”

“ શું ? ”

“ કે સબુર, એક સમય એવો આવશે, કે શાહજાદાના પ્રેમનો દમ ભરશો; અને આ થતી ભુલને જન્મ સુધી યાદ કરશો, અને પસ્તાશો. શું તે યાદ છે ? ”

" હા. " કહેતાં કમળા શરમાઇ ગઇ.

" આમ હવે શરમ રાખે પાલવશે ? હમણાં શાહજાદા આવશે. ત્યારે પણ શું આમ શરમાશો. ચિતોડમાં તો તમો શાહજાદાની વાતોમાં ઘણો રસ લેતાં હતાં, અને એવા ચિત્તે સાંભળતાં હતાં કે જાણે અમો શાહજાદાના સંબંધમાં વધુ વધુ કહ્યાજ કરીએ, અને તમો સાંભળ્યાજ કરો. કેમ ખરૂંને કમળા ? " સાધુએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

" ત્યારે તો તમે મારા સંબંધી હલકો વિચાર બાંધ્યો હશે. " કમળાએ સાધુની સામાં જોઇ કહ્યું.

" નહિ. નહિ. આવો વિચાર તો અમોને સ્વપ્ને પણ નથી. "

" ત્યારે ! "

" કમળા એક તો તમારૂં સૌન્દર્ય એવા પ્રકારનું છે કે જે કોઈ તમોને એક નજરે જોઇ લે તે તરત ગુલામ બનવાની ઇચ્છા દર્શાવે; તેના બદલામાં તમોને શાહજાદાના પ્રેમમાં મુગ્ધ થએલાં જોઇ અમો શાહજાદાને ભાગ્યશાળી માનતા હતા. સાથે તમારા પ્રેમના યશોગાન ગાતા હતા. "

" એમ કે ? "

" પણ હાં કમળા. સાધુ આગળ વાત સંતાડવી સારી નહિ, કારણ અમો લોકો તો સર્વે વાત જાણીએ. કહો તમે શાહજાદાને પ્રથમ કયાં જોએલા. " સાધુએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

" એકવાર છેતરાઇ હવે નહિ છેતરાવું. "

" એટલે. "

" આવું મીઠું મીઠું બોલી ચિતોડમાં મારા મુખે સર્વે વાત જાણી લીધી. હવે બીજી વાર નહિ છેતરાવું હો. પણ હાય—"

" કેમ કમળા અટકી ગયાં. નિશ્વાસ કેમ નાંખ્યો ?"

" શું કહું ! મારી વિટમ્બણા અપાર છે. તમો મને સમજાવો તો સારૂં. શાહજાદા જેવું રત્ન મને મળી શકે છે; પણ હું અભાગીણી મારા હાથેજ તેમને ગુમાવીશ. ગુમાવવા માંગું છું. હાય ! સંજોગો ! દુઃખદ સંજોગો ! તેજ કારણે હું આ પ્રેમની વ્યથા ભોગવી રહી છું. સાધુ મહારાજ હું તમારા જેવી બ્રહ્મચારણી બનીશ, પણ મારા દેવ તો શાહજાદા હશે. તેમનું રટન કરીશ. તેમની જપમાળા જપીશ. મારા પ્રભુ તેમનેજ બનાવીશ. મારૂં દેહ કુંવારૂં રહેશે, પણ આત્મા શાહજાદા સાથે જોડાયલો રહેશે. શુદ્ધ પ્રેમે સ્વર્ગ

મળે છે. તેવું મેં વાંચ્યું છે. સાંભળ્યું છે; હું શાહજાદા સાથે પ્રેમ કરીશ, અને ખુન લગાવી પ્રિતમ શાહજાદા પાછળ ન બનીશ." કહેતાં કહેતાં કમળા રડી પડી.

" કમળા ! બેન કમળા ! તને શું થઇ ગયું છે માટે રડે છે ?"

" હાય ! બેન અખ્તર ! તારા માર્ગમાં હું કંટક નહિ તારૂં રત્ન હું છીનવી નહિ લઉં તું સુખી થઇશ, તેજ મારા સ્વર્ગ સમાન સુખ છે. મારૂં તથા અખ્તર તારૂં જીવન તોલતાં તાજવામાં કોનું જીવન વધે." કમળાએ આંખો મીચી કહ્યું.

" કમળા, તને ખાતરી આપું છું, કે અખ્તરજહાંને ફીકર ન રાખ. તે તને કદાપિ કંટક સમાન લેખવાનીજ નથી તને બેન સમાનજ ચાહશે."

" તેમ થાય. તે કરી બતાવે તો તે સ્વાભાવિ છે, ક તેણીએ હૃદયી પ્રેમદા પોતાને બનાવી છે."

" ત્યારે તું બનને કમળા."

" બની છું."

" ત્યારે તેમનાથી—શાહજાદાથી—કેમ અલગ રેહવા માગે છે

" અલગ કયાં છું. અંતરથી તો તેમને સ્વિકાર્યાં છે; બાહ્ય રીતે સ્વિકારવા ના પાડું છું."

" આમ કરવાનું કારણ કમળા ? શું તું શાહજાદાને દુ બનાવવા માંગે છે !"

" નહિ. તે દુઃખી શા માટે થાય. હું તેમને કયાં નથી ચા કે દુઃખી થાય."

" પણ તે શા કામનું."

" મેં તેમના માટે સર્વે કાંઇ તજ્યું. સંજોગોએ મને તે શિતળ છાયામાં પણ લાવી મુકી, પણ મારૂં અંતઃકરણ પોકાર છે, કે હું કતલજ થઇ હોત તો મને હાલ જે વ્યથા ભોગ પડે છે, મારા અંતઃકરણમાં જે વેદના થાય છે તે થાત નહિ

" કમળા તું અન્યને ચાહે છે ?" સાધુએ ન પ્રશ્ન કર્યો.

" ચાહું છું. અંતરથી એકલા શાહજાદાને."

" તો પછી હતાશ શા માટે થાય છે ?"

"હતાશ થાઉં નિજ ઉત્તમ છે, તેમને પરણી તેમના જીવનમાં ઝેર મેળવું, તે અધમતા કહેવાય."

"કેવું ઝેર કેવી અધમતા." શાહજાદાએ કમળાના બોલ પકડી અંદર દાખલ થતાં કહ્યું. સાધુ બહાર ચાલ્યો ગયો, એટલે અખ્તરજહાં બહાર ચાલી ગઇ.

"શાહજાદા તમે બેન અખ્તર સાથે સુખી થાવો. મને મરી જવા દો." કમળાએ સજળ નેત્રે શાહજાદાને કહ્યું.

"દેવી કમળા આમ વજ્ર પ્રહાર શા માટે ?"

"કમળાને ક્ષમા કરો, વ્હાલા ! તમે મને કદાપિ વિસ્મૃત થશો નહિ, પણ તમે ભુલી જજો."

"પ્રિયે ! તે કેવી રીતે બને. મારા જીવનના બનાવેલા સાથીને કેવી રીતે વિસારી શકાય ! અશક્ય. શું તને ધાસ્તી છે કે તારી સાથે પરણ્યા પછી તને વિશ્વાસઘાત કરીશ, નહિ તેના કરતાં તો મરણને વધુ પસંદ કરીશ. હું મારી હૃદય દેવીને દગો દઇશ."

"ના. મને તેવી શંકા સરખી પણ નથી. તો પણ હું તમારી સાથે પરણી નહિ શકું.

"કમળા હું તારો પ્રેમ મેળવી શક્યો, પણ તને ન મેળવી શક્યો. તે કેવું દુઃખી દાવાનળ છે."

કમળા રડી અને શાહજાદો કમળાના આંસુ લુછવા લાગ્યો. "વ્હાલા તમે આકાશનું નીરિક્ષણ કર્યું છે. કેટલા તારાની સ્થિરતા તથા કેટલા તારાઓનું પતન તમેં નિહાળ્યું છે ! તેમાં શુદ્ધ હૃદયી પ્રેમના તારાઓ સ્થિર રહે છે. અખ્તરજહાં શુદ્ધ પ્રેમ હૃદયી છે. હું નથી." કહેતાં કમળા વધુ રડી પડી.

"કોણ કહે છે કે તું શુદ્ધ પ્રેમ હૃદયી નથી ? મને તેમ દેખાતું નથી."

"તમોને ન દેખાય પણ હું તો દેખું છું."

"કારણ ?"

"સંજોગો."

"જો તે સંજોગોનું નિવારણ થાય તો કમળા મારી થશે."

"હા. તે અકથનીય સંજોગોનું નિવારણ થતાં કમળા આપની છે, પણ પ્રિય શાહજાદા તે દુર થાય તેવો સંભવ નથી."

"હું જેને અશક્ય ધારે છે, તેને શક્ય બનાવીશ. જોવું છું કે મારા માર્ગમાં કોણ આડે આવે છે" શાહજાદાએ કહ્યું.

" કમળા, હવે તો તેં શાહજાદાને કબુલ કર્યો ને." સાધુ અખ્તરે પ્રવેશ કરતાં કહ્યું.

" નહિ. " તરત સાધુ વેષધારીની નજર શાહજાદા ઉપર પડી. શાહજાદાના મુખ ઉપર વિજયના ચિન્હ દર્શિત થતાં, તેણે તે વાત પડતી મુકી અને વધુ પુછવાનું માંડી વાળ્યું.

" ચાલો. આપણે બહાર ખુલ્લા મેદાનમાં ફરીએ. " વેષધારી સાધુએ કહ્યું.

ત્રણે જણાં મેદાનમાં જવા સારૂ ચાલ્યા. વિધ વિધ પ્રકારની વાતો કરતા કરતા તેઓ છાવણીથી થોડે છેટે એક ઘટાદાર વડના વૃક્ષ નીચે પાથરેલા ગાલીચા ઉપર બેઠા.

" સાધુ મહારાજ આ સમયે કાંઇ ગાઓ તો " શાહજાદાએ મંદ હાસ્ય કરતાં વેષધારી સાધુ સામાં જોઇ કહ્યું.

વેષધારી સાધુ કાંઈ બોલ્યો નહિ.

" શું તમો પણ કમળા પેઠે રીબાવી રીબાવી મારવા માંગો છો કે શું ? "

" નહિ. હું આપની આજ્ઞા માથે ચઢાવું છું. "

વેષધારી સાધુ ગાવા લાગ્યો. સમય રાત્રિનો હતો, ચંદ્રમાં પોતાનો શિતળ પ્રકાશ અવની પટ ઉપર પ્રસારી રહ્યો હતો.

" છા રહી કારી ઘટા જીયરા મોરા લેહરાય હે
ચુપરી કોયલ બાવરી તું કયું મલાર ગાએ હે—છા.
હાય કંથા ચલ બસે મુજકો અકેલી છોડ કર;
પડ યે ન જાના કે મર જાયગી તનતોડ કર;
અયસે બે દર્દીકા દિલ લોહેસે ટક્કર ખાએ હે—છા.

" બેન અખ્તર તારી આવીજ હાલત હશે. " કમળાના મુખમાંથી નીકળી ગયું. શાહજાદાએ બન્નેના સામાં જોયું. શાહજાદો તથા વેશધારી અખ્તર અર્થસુચક સહેજ હસી પડયા. ગાન આગળ ચાલ્યું.

સારે આઝારોંસે બડકર ઇશ્કકા આઝાર હે;
જાન દિલકા ડાલના આફતમે યે બેકાર હે.
અયસે બે દર્દીકા દીલ લોહેસે ટક્કર ખાએ હે—છા.
કયા યે બીમારે અલમ ઇસ દર્દસે બચ જાયગી,
યાકે યું ખાખા કે ગમ ફુરકતમેંહી મર જાયગી.
તુમતો બોલો હે મસીહા કયા તુમારી રાય હે—છા.

ઓ પપૈયા બસ ખુદાકે વાસ્તે ચુપ હો જરા,
રાત આધી આ ગઇ ઝાલિમ તુઝે ક્યા હો ગયા:
તેરે પી પી કેહનેસે વો બેવફા યાદ આએ હે—છા.
ચુપરી કોયલ બાવરી મત કુક ઇતના જોરસે;
ટીસ ઉઠતી હે જીગરમેં હાય તેરે શોરસે;
તું જુદા તડપાએ હે ઓર વો જુદા તડપાએ હે—છા.
બઢ ગયા જોશે જુનું વેહશત ગલેકા હાર હે;
અબ કહાં ચલના કદમ તક ભી ઉઠાના બાર હે.
ઉલ્ફતે ગેસુએ જાના બેડીયાં પેહનાએ હે—છા.

મધુર ગાનનું મધુરૂં સામ્રાજ્ય સર્વત્ર પથરાયું.હતું શાહજાદો તથા કમળા સંગીતમાં તલ્લીન બની ગયાં હતાં. કમળાના નેત્રામાં આંસુ હતાં. શાહજાદાના નેત્રામાં કૌતક હતું. વેશધારી સાધુનું હૃદય પણ પીગળી ગયું હતું. તેની આંખમાં પણ આંસુ હતાં. સંગીતની મધુરતા, શિતળતા અને દિવ્યતાનો ત્રણે અવર્ણ્ય આનંદ લઈ રહ્યા હતા કે કમળાથી પોક પાડી રડી પડાયું. શાહજાદો શાન્ત કરવા લાગ્યો. પણ શાહજાદાના ખોળામાં કમળા પોતાનું મસ્તક નાંખી રડવાજ લાગી. કમળાની આવી હાલત જોતાં વેશધારી અખ્તરજહાં પણ રડવા લાગી.

" તમો બન્ને આમ શા માટે રડો છો. તમારા રડવાથી મારા અંતઃકરણને મહાન આઘાત થાય છે; તમારા અમોલાં મોતી સમાન આંસુ શા માટે ધૂળમાં મેળવો છો. હું તમારૂં રૂદન જોવા અશક્ત છું. કમળા ! કમળા ! શાન્ત થા. વાત શી છે ! " શાહજાદાએ ગળગળા થઇ કહ્યું.

" પ્રિય શાહજાદા. હું બેન અખ્તરજહાંના માર્ગમાં આડખિલ થવા નથી માંગતી. "

" પણ જો અખ્તરજહાં તને આવીને ખાતરી આપે તો. "

કમળા શાહજાદાના મુખ સામાં જોઈ રહી. શાહજાદાએ વેશધારી અખ્તરજહાં સામાં જોયું. વેશધારી અખ્તરજહાં શાહજાદાનો ભાવાર્થ સમજી ગઇ.

" બેન કમળા હું સાધુ નથી પણ અખ્તરજહાં છું. " અખ્તરજહાંએ કમળા સામાં જોઇ કહ્યું.

" કોણ બેન અખ્તર. "

" હા. અને તું શાહજાદાની થાય તેમાં મને આનંદ છે. તે હું જોવા માંગું છું. આપણે બન્ને બેનો થઇ શાહજાદાને સ્વર્ગીય સુખનો લાહવો આપીશું " કેહતાંજ અખ્તર કમળાને અને કમળા અખ્તરને વળગી પડી. અંતરથી અંતર ભેટાયાં અને મળી ગયાં.

" બેન અખ્તરે તેં શાહજાદા માટે પ્રાણુની પણ દરકાર ન કરી. તેં ઘણો મોટો ભોગ શાહજાદા માટે આપ્યાનો આ દાખલો છે."

" ત્યારે તેં મારા કરતાં કયાં ઓછો ભોગ આપ્યો છે. મારા કરતાં તારો ભોગ વધુ છે. કમળા. "

" બેન મારા મનમાં જે એક ચિન્તા સ્થાન કરીને રહી હતી તે આજે ટળી ગઇ. "

" ચાલો. અત્રે ઘણો સમય થઇ ગયો છે, મુકામે જઇ નિરાંતે સર્વે વાતો કરજો. પણ હાં આ વાતની ખાસ કાળજી રાખજો કે અખ્તરજહાંને હાલ તરત કોઇની આગળ પણ જાહેર ન કરશો. "

" હા. બેન કમળા આ વાત ગુપ્ત રાખવામાં એક ભેદ છે. "

" હું કદાપી વિશ્વાસઘાતી નહિ થાઉં. "

આમ વાત કરતા કરતા ત્રણે જણાં છાવણીમાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### પ્રપંચ જાળ

---

ચિતોડનું હારેલું સૈન્ય ચિતોડમાં દાખલ થઇ રહ્યું છે; તેમના મુખે વાતો સાંભળી સાંભળી ચિતોડવાસીઓ ઘણા ગભરાટમાં પડી ગયા છે; શું થશે અને શું કરશું તેવી વિટમ્બણામાં દરેક નગરવાસી મેહા મુસીબતમાં આવી પડયો છે. તેમાં ઉદેસિંગના માર્યા જવાની વાતે સર્વેના હોસકોસ ઉડાવી મુકયા છે. અને રાણાએ રાત્રિ થઈ ગેઇ હોવા છતાં સર્વેને બોલાવ્યા છે, સર્વે અમીર ઉમરાવોથી આખો દરબાર ભરાઇ ગયો છે, રાણો તખ્ત ઉપર ઘણા ખિન્ન મુખે મોટા વિચારમાં બેઠો છે, તેણે મસ્તક ઉંચું કરી સર્વેને ઉદ્દેશી કહ્યું.

" અફસોસ આજે હું બેગેરત થઇ તખ્ત ઉપર બેઠો છું, મને આજે તખ્ત ઉપર પણ બેસતાં લાજ આવે છે; અને ઘણા ભાગે આપ સર્વેને પણ શરમ લાગતી હશે, કારણુ આવા લુટેરા ઔરંગઝેબનો નાનો છોકરો જે બીન અનુભવી હોવા સાથે આપણને હાર

ઉપર હાર આપે તે થોડી લાજી મરવાની વાત છે. આનો નમુનો આની જોડ જગતમાં મલવી મુશ્કેલ છે, કારણ આપણા આશા મોટા સંગઠન કર્યા છતાં પણ આપણી હાર થાય તો પછી શું કહેવાનું બાકી રહે છે. આપણા બહાદુરો દેશ માટે કુરબાન થઇ રહ્યા છે, ઘણાએ પ્રાણો ઓવારી નાંખ્યા તો પણ આપણી આશા માટીમાં રગદોળાતી જોઇ મને ઘણું લાગી આવે છે, આપણી તે બહાદુરી કયાં નાશ પામી ગઇ, કે જે એક લુટારૂ કોમથી આમ ડરવા તથા હારવા લાગ્યા છે. હું તમારા ઉપર સખ્તાઇ કરવા માંગતો નથી, તમો તમારા પ્રાણ બચાવી ઘરમાં બેસી રહો, પણ હું તો એકલો તેમના લશ્કરમાં ઘુસીને ઘમસાણ મચાવી મૃત્યુ પામીશ, પણ મારા જીવતાં તેઓ ચિતોડમાં આવી આપણા દેવો વગેરેને ભાંગી તોડી અપવિત્ર બનાવે તે જોવા માંગતો નથી." આટલું બોલતાં બોલતાં તો રાણાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

રાણાની આવી નિરાશમય અને શોચનય હાલત જોતાં ઘણાના મનમાં નિરાશાએ સ્થાન કરી લીધું. દરેકના હોંશકોશ ઉડવા લાગ્યા. હવે શું કરવું તે બાબતની કોઇને સમજ સરખી પણ પડી નહિ.

"મહારાજા ધિરાજ, આપણાં કર્યાંજ આપણે હૈયે લાગેલાં છે. આ સર્વે આપણાજ પાપના છાંટા છે, તો પણ આપ શ્રીમાનને ચિંતા કરવાની આવશ્યક્તા નથી, કારણ જ્યાં સુધી અમારી કાયામાં પ્રાણ છે, ત્યાં સુધી તે શત્રુઓ કાંઇ પણ કરી શકશે નહિ, અને અમારૂં લોહીનું એક ટીપું પણ હશે ત્યાં સુધી તેમને ચિતોડના કિલ્લામાં પેસવાનું તો શું પણ નજર સરખી પણ નાંખવા દેશું નહિ." વજેસિંગે મહારાજાને હિંમત આપતાં કહ્યું.

"મને તમારા જેવા સ્વદેશ ભક્તોથી આવીજ આશા છે, પરંતુ હવે આપણી તેવી બહાદુરી રહી નથી, કે જેવી પહેલાં હતી. હું તો જોઇ રહ્યો છું કે આપણામાંથી બહાદુરી તથા હિંમત લાખો માઇલ દુર નાસી ગએલી છે."

"નહિ. મહારાજ આપણે તેજ બહાદુરો છીએ કે જે પેહલાં હતા; પણ શું કરીએ જ્યારે પેટ ફાટે ત્યાં પાટો કયાં બાંધવામાં આવે. સત્ય છે. ઘર ફુટે ઘર જાય. તે કોઇએ સત્યજ કહ્યું છે."

"વજેસિંગ. વજેસિંગ ! હું તમારો ભાવાર્થ સમજું છું, તમો પાપિણી કમળા પ્રત્યે ઇશારો કરો છો. કે જેણે પોતાની તથા

પોતાના બાપદાદાની આબરૂનેજ પાણીમાં મેળવી નથી, પણ આખા ચિતોડની નાંક તેણે કાપ્યા બરાબર કર્યું છે, પણ તે કુમારજી પોતાની શિક્ષાને પોહચી ગઈ છે. "

નહિ. મહારાજ જો તેમ થયું હોતતો ઉત્તમ થાત, પણ તેને ફાંસી આપવામાં આવી નથી.

" શું ઉદેસિંગે સ્ત્રી હત્યાને પાપ સમજી મુક્ત કરી દીધી ? "

" નહિ. "

" ત્યારે ? "

" ઉદેસિંગ કાંઇ સ્ત્રી હત્યાના પાપથી ડરે તેવા તો નહોતા, પણ મુસલમાનો તેને ફાંસીના માચડા આગળથી સૈન્યના મધ્યમાંથી ઉપાડીને ચાલ્યા ગયા, અને તે યુદ્ધમાંજ ઉદેસિંગ માર્યો ગયો."

" અફસોસ ! જો મારૂં ચાલત તો મારી પુત્રિ હોવા છતાં મારા હાથે તેનું મસ્તક તલવારના એકજ વારમાં ધડથી અલગ કરી નાખત, પણ શું આપણામાં કોઇ એવો બહાદુર નથી, કે જેમ તેઓ કરી ગયા તેમ તમારામાંથી કોઇ તે શત્રુના દળમાંથી કમળાને ઉપાડી લાવે. " રાણાએ સર્વે ઉપર નજર નાખતાં કહ્યું.

સર્વે સરદારો તથા મહાન મહારથીનો દાવો રાખનાર રજપુતો બેઠા હતા, પણ કોઈની પણ હિમત સરખી પણ ન ચાલી કે રાણાના વચનોને ઉપાડી લે, જ્યારે આવી વસ્તુ સ્થિતિ જોતાં હુસેન મીરઝાએ ઉભા થઈ કહ્યું.

" જો કોઇ રજપુત બહાદુર આને માટે તૈયાર થતો નથી. ત્યારે હું તૈયાર થાવું છું, અને કમળાને જીવની સેવામાં હાજર કરવા બંધાવું છું. "

" શાબાશ. મારા વીરનર. જે કામની હિમત રજપુતોમાંથી કોઇ ન ભરી શક્યું, તેની એક મુસલમાનને હામ ભીડતો જોઇ મને ઘણી દિલગીરી થાય છે, યોગ્ય તો હતું કે કોઈ આપણાંમાંનો રજપુત કે મરાઠો તૈયાર થાત. "

" પણ રાણા સાહેબ હું આપથી ક્યાં અલગ છું, હું પણ તમારોજ માણસ છું. તેમ બીજા પણ આપનાજ માણસો છે; આના માટે આપે દિલમાં કોઈપણ પ્રકારે ઓછું લાવવાની આવશ્યકતા નથી. કહો આ કામ માટે મને ક્યારે મોકલવા વિચાર રાખો છો. " હુસેનમીરઝાએ રાણાને બોલતા અટકાવી કહ્યું.

" જેમ બને તેમ આ કામ જલદી થવું જોઇએ. "

" તેના માટે સહુથી પહેલાં સાહજાદા મહંમદ સુલતાનને સલાહના માટે એક પત્ર લખી મોકલવો જોઇએ."

" હુસેન મીરઝા ! શું ! સલાહ ! નહિ. કદાપિ નહિ. પ્રાણુ જતાં પણ તે નહિ બને." રાણાએ ટહુકાર કરતાં કહ્યું.

" આમાં સલાહ જેવું છેજ ક્યાં ? તે બાને અમુક સમય સુદ્ધ મુલ્તવી રાખવાનું માંગી લો. જેથી આપણને બે લાભ થશે. એક તો આપણો કિલ્લો મજબુત બનાવી થઇશું, તથા હુસેનમીરઝાં પોતાનું કામ પણ કરી લેશે." વજેસિંગે નમન કરતાં કહ્યું.

" સારૂં એ વાત ઉત્તમ છે" રાણાએ પોતાનો મત દર્શાવી દીધો.

રાણાની ખુશી જણાતાં તરત એક પત્ર લખવામાં આવ્યો, અને પ્રતાપસિંગ જે મહાન બળવાન તથા ઉચ્ચ સૈનિક હોદ્દા ઉપર હતો, તેને પત્ર આપી હુકમ કર્યો કે " જાઓ આ પત્ર મહમદ સુલતાનને પહોંચાડી તેનો ઉત્તર લઈ આવો." હુકમ મળતાંજ પ્રતાપસિંગ તરત ઉભો થઈ છાવણીમાં આવી એક પાણીદાર ઘોડા ઉપર સવાર થઇ, પોતાના ઘોડાને પવનવેગે દોડાવતો દોડાવતો શાહજાદાની છાવણીમાં આવી પહોંચ્યો. મોગલ સૈન્યના પહેરેગીરે તેને નવીન જાણતા ટોક્યો ને કહ્યું. " ઉભા રહો ક્યાં જાઓ છો. ક્યાંથી આવો છો."

" તેની તારે શી જરૂર છે. મારે શાહજાદાને મળવું છે." પ્રતાપસિંગે અકડાઇમાં કહ્યું.

" તમો ઘણાં બહાદુર જણાઓ છો, પણ જ્યાં સુધી તમારૂં નામ ઠામ જણાવશો નહિ, ત્યાં સુધી એક ડગલું પણ આગળ ભરી શકશો નહિ" પહેરેગીરે મંદ હાસ્ય કરતાં કહ્યું.

" મારૂં નામ પ્રતાપસિંગ છે; અને ચિતોડગઢથી રાણાનો સંદેશો લઇને આવું છુ." પ્રતાપસિંગને લાગ્યું કે નામ બતાવ્યા વગર જવું મુશ્કેલ છે એવી ખાતરી થતાં કહ્યું.

" ત્યારે પહેલાં કહેતાં શરમ આવતી હતી; પણ તેની ખાતરી શી ! પણ નહિ જાઓ એક સૈનિક તમારી સાથે આવે છે. જેથી તમોને કોઇ અટકાવશે નહિ; અને સહેલાઇથી શાહજાદાની મુલાકાત કરી શકશો."

બહાદુર પ્રતાપસિંહ સૈનિક સાથે સહેલાઇથી શાહજાદાના તંબુ આગળ આવી પહોંચ્યો, કે તરત તેના આવવાની ખબર આપતાં તેને બોલાવવામાં આવ્યો તેણે તંબુમાં જતાં સલામ કરી અમુક

ભેટ સોગાત સાથે તે પત્ર શાહજાદાની ખિદમતમાં રજુ કર્યો. શાહજાદાએ પ્રતાપસિંગને એક આસને બેસવાનો ઇશારો કરતાં બેસી ગયો, કે તરત શાહજાદાએ મીર મુન્શીને પત્ર વાંચવા હુકમ કર્યો. મીર મુન્શી વાંચવા લાગ્યો.

" મહાન શુરવિર અને બહાદુરીમાં
અજોડ શાહજાદા મહમદ સુલતાન."

દંડવત પ્રણામ સાથે હું આ મારી વિનતી આપની સેવામાં દર્શાવી રહ્યો છું; મારી મુર્ખતાએ બીજાના ઉંધા માર્ગે દોરી સંગઠનના ભુતે મને શક્તિ ઉપરાંતના કામ માટે તૈયાર કરી દીધો. તેના માટે મને ઘણો પશ્ચાતાપ થાય છે; પણ આપ નામદાર જાણો છો કે હિંદુ સંગઠનના બાના હેઠળ મારી કુમકે કેટલાક રાજાઓજ નહિ પણ છેક દક્ષિણથી મરાઠા સરદાર શિવાજી પણ આવ્યો છે; જો મારા એકલાની વાત હોત, તો હું મુખમાં તરણું લઇ શ્રીમાનની ગુલામીમાં હાજર થાત; અને તેમાં ગર્વ સમજતો, પણ મારે બીજાઓને પણ સમજાવવાંના છે.અન્યના મત પણ લેવાના છે.તેના માટે અમુક સમયની આપની પાસે નમ્ર ભાવે વિજ્ઞપ્તિ કરૂં તો અયોગ્ય નહિજ ગણાય. અર્થાત સુલેહના સંબંધમાં હું સંપુર્ણ વિચાર કરી લઉં તેટલા માટે હાલ દસ દિવસ માટે યુદ્ધ બંધ કરવાનું આપ શ્રીમાન મંજુર કરશો. "

" પ્રિય કમળાને આપે મૃત્યુના મુખમાંથી બચાવી લીધી તેના માટે હું અંત:કરણ પુર્વક આભાર માનું છું. જોકે તેને કતલ કરવાનો મેંજ હુકમ આપ્યો હતો, તે પણ અન્ય દબાણોને લઈ, નહિ તો જગતમાં એવો કયો નિષ્ઠુર પિતા હશે કે જે પોતાની પુત્રિનો પોતાના હાથે સંહાર કરે, પાળી પોશી ગાયને કોણ પોતાના હાથે તેના ગળા ઉપર છરી ફેરવે. "

ટુંકમાં આશા છે કે હાલમાં યુદ્ધ મુલતવી રાખવામાં આવે.

લી. આપનો દોષિત,

જશવંતસિંહ. રાણા ચિતોડ,

પત્ર વંચાઇ રહ્યા પછી શાહજાદો વિચારમાં પડી ગયો, અને પ્રતાપસિંગને ઉદ્દેશીને પુછ્યું " શું આ પત્ર રાણાએ લખાવ્યો છે.

" હા. નામદાર. "

" સાંભળવા પ્રમાણે તો રાણો ઘણો ગર્વિષ્ટ છે: તો પછી આમ ગર્વરહિત થવાનું પ્રયોજન. "

" અન્ય શું ? નિરાશા. "

" ત્યારે આની પહેલાં ખબર નહોતી "

"ભવિષ્યની વાત કોણ જાણે છે નામદાર. મને આશા છે કે આપને યુદ્ધ મુલતવી રાખવામાં કાંઇ હરકત નહિ હોય; આમ પણ એટલે યુદ્ધ કરીને પણ રાણાને તાબે કરી શકશો. તેમાં કેટલાનું લોહી વહેશેઃ પરંતુ જ્યારે રાણો પોતે તાબેદારી સ્વિકારવા તૈયારી બતાવે છે, તો પછી શાહજાદા સાહેબને વાંધો ન હોય. આપનો તે આશરો માંગવા આવ્યો છે, તો આપે આશ્રિતને નિરાશ ન કરવો જોઇએ." પ્રતાપસિંગે નમનતા પુર્વક કહ્યું.

"મને તો આમાં એક તરકટ લાગે છે; અને રાણો ડુબતો માણસ તરણાને પકડે તેમ ફાં ફાં મારતો દેખાય છે; પણ અમો લોકો બહાદુર છીએ. જાઓ દસ દીવસ યુદ્ધ મુલતવી રાખવામા આવે છે; પણ ખબરદાર આ મહેરબાનીનો ગેર ઉપયોગ કર્યો તો યાદ રાખજો કે તેનું વેર ચિતોડના નાનામાં નાના બાળકથી પણ લેવામાં આવશે, અને ચિતોડ હતું ન હતું બનાવી મુકવામાં આવશે."

"રજપુતો દગો કરવો મૃત્યુ કરતાં ખરાબ ગણે છે" પ્રતાપસિંગે સહેજ ખિન્નવદને કહ્યું.

"તેનું મને જ્ઞાન છે, અને તમારા બોલવા ઉપરથી ખાતરી થાય છે." શાહજાદાએ એક બારીક નજરે પ્રતાપસિંગને નિહાલતાં કહ્યું; અને પછી મીર મુન્શીને યુદ્ધ મુલતવી રાખવાનો પત્ર લખવા કહેતાં પત્ર લખાઇ પ્રતાપસિંગને સોંપવામાં આવ્યો. કે તે તરત શાહજાદા મહમદ સુલતાનને સલામ કરી તંબુ બહાર આવી મલકાતો તથા ખુશી થતો થતો ઘોડા ઉપર સવાર થઇ ઘોડાને દોડાવી મુકયો.

"અલબત. આમાં કાંઇ હિંદુઓની ચાલાકીજ માલમ પડે છે." અબ્દુલ્લાએ પ્રતાપસિંગના ગયા પછી કહ્યું.

"તેથી શું. જોઇ લેવાશે. કરશે તેવું ભરશે. હમણા તો આપણું સૈન્ય તાજું થઇ જશે." શાહજાદાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"આપ હસવામાં વાત ન ઉડાવો, સાવધાનીની આવશ્યકતા છે."

"પણ વખતે તેઓ ગમે તેમ કરે પણ આપાણું શું બગાડી શકવાના છે."

"હશે જોઇ લેવાશે. યુદ્ધ તો મુલતવી રાખવા જણાવી દીધું, તો પછી તેના માટે ચિન્તા શી." તલ્હાએ વાત પતાવવા કહ્યું.

"સારૂં હાલ તો આરામ કરો." કહી શાહજાદો પોતાના આરામ કરવાના તંબુમાં ચાલ્યો ગયો. તેના જતાં બીજાઓ પણ પોત પોતાના તંબુમાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૩૫ મું.

### કમળા ગેબ.

યુદ્ધ મુલતવી રાખવાને આજે આઠમો દિવસ છે; શાહજાદા તરફથી દર્શાવવામાં આવેલી ધાસ્તી જેવો એક બનાવ તો શું પણ તેનો દેખાવ સરખો પણ થયો નથી. શાહી સૈન્ય પહેલાં તો ઘણું સાવધાન પુર્ણ રહેતું હતું. દરેક બાજુ ચાંપતી દેખરેખ રાખતા હતા; પરંતુ જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ તેમાં શિતળતા આવવા લાગી હતી. તે ત્યાં સુધી કે જાણે કોઇ પ્રકારની ધાસ્તીજ નથી એમ સમજી પોતાને નચિન્ત બનાવી દીધા હતા.

રાત્રિના બે વાગેલા છે. રાત્રિએ અંધકારનું સ્વરાજ સ્થાપવામાં કોઇ પણ વાતની કમી રાખી નથી. તારાગણો પણ રાત્રિની અભિલાષાને પુર્ણ કરવા પોતાના મુખ સંતાડી ક્યાંના ક્યાં અલોપ થઈ ગયા હતા. જ્યાં જુવો ત્યાં અંધકાર વગર કાંઇ પણ દિશતું નહોતું. તેવા સમયમાં પાંચ સવાર ચિતોડના કિલ્લામાંથી પોતાના ઘોડાઓને દોડાવતા નીકળ્યા, અને એક કલાકમાં તેઓ શાહી સૈન્યના લગોલગ આવી ગયા. કે તરત ઘોડાઓ ઉપરથી ઉતરી પડયા, અને એક વૃક્ષ નીચે તેઓ અંદર અંદર કાંઇ વાતો કરી તેમાંથી એક માણસ લપાતો લપાતો છાવણી તરફ જવા લાગ્યો. સૈન્યના ચોકીદારો આ વખતે ઉંઘતા હતા. પાસે સળગાવેલો અગ્નિ પણ શાન્ત થઇ ગયો હતો. અંગારા ઉપર રાખોડી જામી ગઇ હતી. આવનાર માણસે તે જોયું અને ફુલાયો, અને તરત તે સૈનિકને પોતાના ખીસામાંથી એક શીશી કાઢી સુંઘાડી કે તેણે એક છીંક ખાધી. છીંક ખાઇ સાવધાન થવાના બદલે તે બેભાન બની ગયો, કે તરત તેણે તેના લુગડા કાઢી લઇ પોતે પહેરી લીધા, અને તેની બંદુક પોતાના ખભે રાખી તે મોગલ સૈન્યમાં બારીક નજરે આમ તેમ જોતો જોતો આગળ વધ્યો.

તે એક નાના પણ સુંદર ઘાટીલા તંબુ પાસે આવી થોભી ગયો. તે તેના પાછલા ભાગમાં હતો. તેણે તલવારથી તંબુ ફાડી અંદર જોયું તો તેની ખુશીનો પાર રહ્યો નહિ. આ તંબુ કમળાનો હતો; અને કમળા તથા ચંપા બન્ને ભર નિંદ્રામાં આરામ કરી રહ્યાં હતાં.

તે જાણનાર માણુસ તરત તે તંબુમાં દાખલ થયો, અને પેલી શીશી કાઢી વારાફરતી ચંપા તથા કમળાને સુંઘાડી. તેના સુંઘતાંજ બન્નેએ છીંક ખાધી અને બેહોશ થઇ ગઇ. તેને ખાતરી થઈ ગઈ કે બન્ને બેહોશ થઇ ગઇ છે, કે તરત તેણે કમળાને પલંગ ઉપરની ચાદરમાંજ બાંધી ખભે નાખી જે માર્ગે આવ્યો હતો તે માર્ગે ચાલ્યો ગયો. પોતાના સાથીઓને મળી તરત કમળાને ઉપાડી તેઓ ચિતોડ તરફ પસાર થઇ ગયા.

સવાર થઇ ગઇ છે; પક્ષીઓ પોતાના માળાને પરહરી સ્વતંત્રાથી ખુદાના ગાન ગાઇ રહ્યા છે. ચલ્લીઓના ધીમાં પણ સર્વેના સાથે બોલવાના મધુર સ્વરોએ સૈનિકોને જગાવી દીધા, અને પક્ષીઓને ખુદાના ગાન ગાતા જોઇ તેઓ પણ વોજુ વગેરે કરી ખુદાની આગળ મસ્તક નમાવી સીજદો કરી રહ્યા છે. શાહજાદો પણ સવારની નઝામ અદા કરી સવારના સોહામણા સમયની બહાર લુંટવા તંબુ બહાર આવી ટહેલી રહ્યો છે. અને ટહેલતો ટહેલતો તે કમળાંના તંબુ પાસે આવ્યો, અને પેહરેગીરને પુછ્યું કે "કમળા શું કરે છે!"

"હજુર શાહજાદી કમળા તંબુમાં છે; ખબર નથી કે ઉંઘે છે કે જાગે છે." સૈનિક જે પેહરો ભરતો હતો તેણે શાહજાદાને જોતાં ધભરાઇ સલામ કરતાં કહ્યું.

શાહજાદો સૈનિકનો આવો જવાબ સાંભળી તરત તંબુમાં ગયો. તો ચંપા બેહોશ પડી હતી, અને કમળાનો પલંગ ખાલી હતો. તે જોતાંજ તે બહાર આવ્યો. અને પેહરેગીરની સામાં કરડી નજર કરી કહ્યું. "કમળા કયાં છે! તે અંદર તો નથી."

"હજુર તેઓ હમણાં સુધી તો બહાર નથી નીકળ્યા."

"કોઇ માણુસ અત્રે આવ્યો હતો!"

"નહિ. અત્રે કોઇપણ આવ્યું નથી."

શાહજાદો પાછો તંબુમાં આવ્યો. તેણે બરાબર આજુબાજુ જોયું, તો એક બાજુ તંબુ ફાટેલો માલમ પડતાં તેણે જાણી લીધું કે કમળા આ માર્ગે પોતાની ખુશીથી અથવા જબરાઇથી ગઇ છે, અથવા ઉપાડી જવામાં આવી છે તેણે ચંપાને ત્રણ ચાર હાંકો મારી પણ તે જાગૃત ન થઇ. હાથથી હલાવી તેને જાગૃત કરવાનો શાહજાદાને વિચાર થયો, પણ કોણ જાણે શાથી લંબાવેલો હાથ પાછો ખેંચી લીધો, અને તરત પોતાના તંબુમાં પાછો આવ્યો. તે વખતે તંબુમાં અબ્દુલ્લાહ, તલહા તથા જોગીઓ બેઠેલા હતા. શાહજાદાને જોઇ તેમણે ઉભા થઈ માન આપ્યું.

"આ વખતે આપ ક્યાં ગયા હતા" અબ્દુલ્લાએ શાહજાદાને ચિંતામય જોઈ કહ્યું.

"હું નમાઝ પડી રહ્યા પછી કમળાના તંબુ તરફ ગયો હતો. ત્યાં જતાં ખબર થઇ કે તે તંબુમાં છે; પણ તંબુમાં જઇ જોતાં પત્તો નથી. તેનો પલંગ ખાલી છે."

"ચંપા પણ નથી ?" અબ્દુલ્લાએ સહેજ ઉંચા સ્વરે કહ્યું.

"તે તો છે" કહેતાં શાહજાદો સહેજ હસી પડયો.

"ત્યારે કમળાજ નથી."

"હા."

"ત્યારે કમળા કેવી રીતે ગેબ થઇ. તે કાંઇ સમજાતું નથી."

"શું કમળા પોતાની મરજીથી તો ચાલી નહિ ગઇ હોય." તલ્હાએ કહ્યું.

"નહિ. તે બનવું અસંભવિત છે; કારણ ચિતોડ જવામાં તેના પ્રાણ જોખમમાં છે, પણ જો આ બાબત ચંપાને પુછશો તો કાંઇ પત્તો લાગશે." અબ્દુલ્લાએ કહ્યું, કે સર્વે ઉભા થઈ કમળાના તંબુમાં ગયા. તે વખતે ચંપા સાવધાન થઇ કમળા ક્યાં ગઇ હશે. તેના વિચારો કરતી હતી. તંબુમાં આવતાંજ અબ્દુલ્લાએ પ્રશ્ન કર્યો કે "ચંપા. કમળા ક્યાં છે ?"

"હું પણ તેજ વિચારમાં છું કે કમળા ક્યાં છે."

"કમળા ગેબ થયેલી લાગે છે."

"હેં ! શું ? તે ક્યાં ગઇ તેને કોઇ ઉપાડી ગયું હશે." ચંપાએ ગાભરી બની જતાં કહ્યું.

"આ શું છે ?" અબ્દુલ્લાની નજરે પેલી બેહોશિની શીશી ઉપર પડતાં ઉપાડીને કહ્યું. સર્વેની નજર તેના ઉપર પડી. થોડીવાર પછી અબ્દુલ્લાએ કહ્યું "બરાબર કમળા અત્રેથી કેવી રીતે ગેબ થઈ તેનો ભેદ મેં જાણી લીધો."

"શો ?"

"જુઓ શાહજાદા સાહેબ આ બેહોશીની શીશી છે. તે સુંઘાડી કમળાને કોઇ ચિતોડ લઇ ગયું છે; કમળા ખુશીથી ગઇ નથી, પણ દગો કરી તેને બદમાશો ઉપાડી ગએલા છે. મને માનવાને કારણ છે કે કમળાના પ્રાણ ધાસ્તીમાં છે. તેનું રક્ષણ કરવાની ખાસ આવશ્યકતા છે."

"ત્યારે તો તેનો બચાવ કરવોજ જોઇએ." એક જોગી અખ્તરજહાંએ કહ્યું.

"હું એજ વિચારમાં છું કે આ કામ માટે કોને મોકલું. મારો વિચાર છે કે મારી કમળાને બચાવવા હું પોતેજ જાઉં." શાહજાદાએ કહ્યું.

"નહિ. તે કામ હું સારી પેઠે બજાવી લાવીશ અખ્તરે કહ્યું."

"નહિ. તમોને જવા દેવાશે નહિ."

"ત્યારે અમો બન્નેને જવા દો." બીજા જોગીએ કહ્યું.

"તમો શું કરશો ?" શાહજાદાએ તાજુબ થતાં કહ્યું.

"અમારા વગર આ કામના માટે અન્ય કોઇ પણ યોગ્ય ગણાશે નહિ, કારણ અમારા માટે માર્ગ ખુલ્લા છે; પરંતુ તમારામાંથી કોઇ જશે તો જરૂર કતલ થશે."

"મારૂં અંતઃકરણ તે વાત કબુલ કરતું નથી, કે તમોને જવા દઉં."

"નહિ. જાઓ. શાહજાદા સાહેબ જવા દો. ચિન્તા ન કરો." અખ્તરજહાંએ કહ્યું અને બન્ને જોગીઓને જરા છેટે લઇ જઇ કાંઇ કહ્યું.

બન્ને જોગી જવા તૈયાર થઇ ગયા. શાહજાદાએ પણ તેમને જવા રજા આપી દીધી, કે તરત તેઓ જોગીના વેશમાં ચિતોડ તરફ ચાલી નીકળ્યા.

"આજે યુદ્ધ મુલતવી રાખવાને કેટલાય દીવસ થયા છે ?" શાહજાદાએ જોગીઓના ગયા પછી કહ્યું.

"માત્ર કાલનો દીવસ."

"ત્યારે હમણાંથીજ સૈન્યને તૈયાર થવાનો હુકમ આપો. કાલ સવારમાં આપણું સૈન્ય ચિતોડ તરફ રવાના થવું જોઇએ; કારણ રાણાએ આપણી સાથે દગલબાજી કરી છે, માટે તેને તેનું ફળ ચખાડવુંજ જોઇએ." શાહજાદાએ ગુસ્સામાં કહ્યું.

"અલબત કમળાને ઉપાડી જવામાં બદમાશ રાણાનોજ હાથ છે." તલ્હાએ કહ્યું.

"અફસોસ ! કમળા મારા માટેજ આફતમાં આવી પડી છે. તું મને મુકીને ચાલી નથી ગઇ, પણ તને તે લોહી તરસ્યા ઉપાડીજ ગયા છે. કમળા તારી લાચારી ઉપર મને ઘણી દયા આવે છે. ખુદા જાણે તારા ઉપર કેવા કેવા જુલમો જાલિમો વરસાવતા હશે. અલબત મારાજ કારણે કમળાનો એશ આરામ નાશ પામી તે

મહાન આફતમાં આવી પડી છે; અને હું તારી મદદ ન કરૂં તો મને હજારો ધિક્કાર છે, પણ કમળા તું જો જીવતી છે, તો તને ત્યાંથી ખોળીજ કાઢીશ; પરંતુ જો ખુદા ન કરે ને તને તલ બરાબર પણ નુકશાન થયું, તો ચીતોડની ઇંટથી ઇંટ વિખુટી કરી નાંખીશ. એક કીડીને પણ જીવતી રહેવા દઇશ નહિ. તારા પછી તારો સુલતાન કદાપિ પણ જંપીને બેસશે નહિ. મારા બહાદુરો તૈયાર થાઓ અને દગલબાજોને તેમના દગાનો બદલો એવો આપો કે તેઓ તો શું પણ અન્ય પણ તેમ કરવાની ખોડ ભુલી જાય." શાહજાદાએ લાગણી વશ થઇ ક્રોધાવેશમાં આવીને કહ્યું.

શાહજાદાનો આવો હુકમ થતાં સર્વે સરદારો તેનો અમલ કરવા તરત ચાલ્યા ગયા. શાહજાદો પણ પોતાના તંબુમાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૬ મું.

---

### વિનાશકાળે વિપરિત બુદ્ધિ

---

વિયોગ મહા વિટમણાં તથા અસહ્ય કારમો પ્રસંગ છે. તેને સહન કરવા માટે મોટા મોટા મહારથીઓને પણ જો તેમ કરવા કેહવામાં આવે તો એક વાર હબકી જાય છે. મૃત્યુ કરતાં તે પ્રસંગને અધિક કડવો પ્રસંગ ગણે છે. સમજે છે. તોપણ પ્રસંગ આવતાં તેનો ભોગ થતા રડતા હૃદયે તેને સહન કરે છે. તે વખતે નહિ જણાતી શકિત તેમનામાં કયાંથી આવી જાય છે ! વિયોગ થતાં વિયોગીઓ ઉપર કેવા પ્રકારની કાતિલ અસર થાય છે, તે સંબંધી કહેલું છે કે.—

તેરે જાતેહી મુજે લેનેકો આઈ હય કઝા,
વો સફર તેરે લીયે થા, યે સફર મેરે લીએ.

વિયોગ થયો તે જાણે મૃત્યું થયું. વળી.

મોતસે કુચ્છ ઇલાજે દર્દે ફુરકત હોતો હો;
ગુસ્લે મૈયત હી હમારા ગુસ્લે સેહત હોતો હો.

મૃત્યુ થતાં પણ વિયોગની આપદાથી છુટકારો થશે કે કેમ ?" તે દર્શાવે છે; એટલે મૃત્યુ કરતાં પણ વિયોગ દુઃખ અતિ કઠિન દર્શાવવામાં આવ્યું છે. વિયોગના દુઃખે કંટાળી કહેવામાં આવ્યું છે કે

છુટ જાએં ગમકે હાથોંસે જો નીકલે દમ કહીં,
ખાક એસી ઝિંદગીપર, તુમ કહીં ઔર હમ કહીં.

વળી

હમ તેરી રાહમેં મરજાએંગે, સાચા હય યેહી,
દર્દમન્દાને મહોબ્બતકા તરીકા હય યેહી,

એક પ્રેમી વિયોગના દુઃખે કંટાળી પોકારી ઉઠે છે કેઃ—

મોત ક્યું આતી નહીં, યારબ પીરાકે યારમેં,
બંદ હય કયા ઇન દીનોં રસ્તા અદમઆબાદકા.

તેમજ રાત્રિ મટી સવાર થતાં ચંદ્ર ડુબી ગયો, તારા ગણો પોતાના પ્રેમી ચંદ્રનાં જતાં તેમના મુખો લેવાઇ ગયા, ગભરાયા, રડવા લાગ્યા અને તેમના આંસુડાઓમાં તેમનો પ્રકાશ નાશ પામ્યો. તારા ગણો થોડા સમય ઉપર ચકચકાટ કરી રહ્યા હતા, તે ઝાંખા પડયા એટલુંજ નહિં, પણ દેખાતા બંધ થયા. પરિવર્તન થયું, પૂર્વ બાજુ પ્રકાશ પ્રસરેલો જણાયો. ધીમાં ધીમાં પ્રકાશ વધવા લાગ્યો સવાર થઇ ગયા.

તેવા સમયમાં ચિતોડમાં સામાન્ય નગરજનો ચિન્તા રહીત થઇ આનંદમાં ફરી રહ્યા હતા. ચિતોડના લાંબા સમયથી બંદ થયેલા દરવાજાઓ ઉઘડી ગએલા હતા. લોકો બહાર જતા અને આવતા હતા; સર્વે આનંદમાં હતા કારણ આ વાત જાહેર થઇ ગઇ હતી કે સુલેહના પેગામો મોકલવામાં આવ્યા છે, તેથી સુલેહ થઇ જશે. આથી આલમગીરના સૈન્યની ધાસ્તી રહી ન હતી; સામાન્ય જન સમાજની આવી સ્થિતિ હતી, પરંતુ જેઓ કાંઈ સમજ ધરાવતા હતા. અસલ બીનાથી વાકેફ હતા. તે મોટી ચિન્તામાં પડી ગયા હતા. તેમના દિલોમાં એક બીકે નિવાસ કરી લીધો હતો, અને તેઓ કહી રહ્યા હતા કે જો રાણો સલાહ નહિ કરે તો શાહજાદો ઘણોજ કોપાયમાન થશે, અને ચિતોડનો નાશ કરશે, આથી ચિતોડના પૂર્વે બાજુ એક નગરશેઠની આલીશાન ઇમારત આવેલી છે;ત્યાં આગળ કેટલાક આગેવાન જણાતા લોકો એકઠા થવા લાગ્યા છે; તે મકાનની ચારે બાજુ સખત પેહરો રાખવામાં આવ્યો છે, કે જેથી અજાણ્યો કોઇ માણસ મકાનમાં દાખલ થઇ શકે નહિ. થોડા સમયમાં સર્વે આવનારા આવી ગયા, અને સર્વે શાન્ત રીતે બેસી ગયા ત્યારે એક વૃદ્ધ માણસ ઉભો થયો અને બોલવા લાગ્યો.

"મિત્રો! તમો જાણો છો કે મેં તમોને અત્રે શા માટે બોલાવ્યા છે; તે જણાવવાજ મેં તમોને તકલિફ આપી છે, મેં મારા કોઇ પણ પ્રકારના લાભાર્થે તમો સર્વેને બોલાવ્યા નથી. હાલ ચિતોડ ઘણી ધાસ્તીમાં છે, તેના ઉપર એક અસાધારણ અને મહાન કાતિલ આફત તુટી પડનાર છે; અને તેના માટે સર્વે પ્રકારની તૈયારીઓ ચાલી રહી છે; તમો આ વાતથી તો અજાણ નથી કે શહેનશાહ આલમગીરે ચિતોડ સર કરવા પોતાના બહાદુર પુત્ર મહમદ સુલતાનને મોકલ્યો છે, તે જીત ઉપર જીત મેળવતો મેળવતો આગળ વધી રહ્યો છે, ત્યારે રાણો હાર પર હાર ખાઇ પાછળ ખસી રહ્યો છે. તેમાં આપણને ઘણું નુકશાન થયું છે: આપણે કોઇ પણ પ્રકારના ભોગો આપવામાં જરાપણ કસર રાખી નથી, પણ તે સર્વે નકામું ગયું છે, હવે શું આપ કલ્પિ શકો છો કે રાણો ફત્તેહ મેળવશે, અને હિંદમાંથી ઇસ્લામી રાજ્ય નાશ કરવાની રાણાની આકાશ પુષ્પ સમાન હઠ પૂર્ણ કરશે ? સાથે આવી પણ તમોને ખબર છે કે આલમગીરનું સૈન્ય જે બાજુ જાય છે, ત્યાં ફતેહ કરીનેજ આવે છે. આ પણ તમો સર્વેને જ્ઞાન છે કે જે જેઓ ઔરંગઝેબ સાથે સલાહ ન કરતાં યુદ્ધ કરે છે, અને યુદ્ધમાં હારી જાય છે, ત્યારે શહેર ઉપર કબજો લેતાં કેવો ભયંકર દેખાવ થઇ રહે છે; તેમાં નિર્દોષોના પ્રાણો જતા રહે છે. મોટો હોહોકાર મચી જાય છે. જીતનાર પ્રજા સર્વે સમજે છે કે આમ કરવું ઉત્તમ નથી, પણ શત્રુ કોણ ને મિત્ર કોણ તે ઓળખવું અશક્ત ઘટના હોવાના કારણે તેઓ પણ લાચાર હોય છે: તેથી તેમનો વાંક કાઢવો તે મૂર્ખતા છે, પરંતુ જે સલાહ કરે છે, તેમને દરેક પ્રકારની સલામતી આપવામાં આવે છે; અને તેમની સંભાળ માટે એક જબરૂં મોગલ સૈન્ય પણ તે રાજ્યમાં મુકવામાં આવે છે."

"આટલુંજ હોય તો ઠીક હતું, પણ આપણો રાણો શાહજાદા સાથે દગો રમી રહ્યો છે; અને જાણી જોઇને ચિતોડના નાશના પગલાં ભરી રહ્યો છે. '**વિનાશકાળે વિપરિત બુદ્ધિ**' અનુસાર રાણો પોતાનું આચરણ બદલી રહ્યો છે; તેણે મારી સામા શાહજાદા ઉપર સુલેહનો પેગામ મોકલ્યો છે, અને તે એટલાજ માટે કે રાજ્યકુંવરી કમળાને ઉપાડી લાવવામાં આવે. તેના માટે મીરઝા હુસેનને નક્કી કરવામાં આવ્યો છે. તે એજ હુસેન છે કે જે શુજાના રાજ્યને બરબાદ કર્યા પછી ચિતોડને બરબાદ કરવા અત્રે આવ્યો.

છે. તમો જાણીને તાજુબ થશો કે મીરઝા હુસેન કમળાને ઉપાડી લાવ્યો છે; અને રાણાએ તેને કેદમાં પણ મોકલી આપી છે. હવે જ્યારે આ વાતની શાહજાદાને ખબર પડશે ત્યારે તે શું નહિ કરે. જેટલું કરશે તેટલું ઓછું ગણુશે. એકવાર આપણા સૈન્યની વચમાંથી ગણતરીના માણસો કમળાને ફાંસીના લાકડા આગળથી બહાદુર રજપુતોની આંખોમાં ધુળ નાખી જોતી આંખે લઇ ગયા હતા, તો આ વખતે તેઓ શું કરશે તેનો તમારે વિચાર કરી લેવો જોઇએ."

"શાહજાદાને આની ખબર પડયા વગર તો રહેશેજ નહિ, તે વખતે તેના ક્રોધનો પાર રહેશે ખરો કે ? તમો જાણતા હશો કે આ દગલબાઝીનો બદલો શાહજાદો મહમદ નહિ લે ? નહિ અલબત તે લેશે. અને એ એવો બદલો હશે કે લાંબા સમય સુધી યાદ રહેશે. ચિતોડનો નાશ કરી નાંખશે. પ્રજાની પુત્રિઓ તથા સ્ત્રીઓને લોંડીઓ બનાવવામાં આવશે. કોણ જાણે શું શું કરશે. તેવા સમયમાં આપણે આપણો બચાવ કરવા તૈયાર થઇ જવું જોઇએ. આપણી ઈજ્જત તથા આબરૂ આપણે બચાવવી જોઇએ. અને તેના માટે અત્યારેજ તૈયાર થઇ જવું જોઇએ. હું તમારા સર્વે પાસે સલાહ માંગું છું કે આવી વસ્તુ સ્થિતિમાં આપણે શું કરવું જોઇએ, કે આપણી ઈજ્જત તથા આબરૂ બચી જાય." આટલું કહી તેણે પોતાના બોલવાની કેવા પ્રકારની અસર થઇ તે જાણવા સર્વે ઉપર એક નજર નાંખી. કોઇ કાંઇ બોલ્યું નહિ, સર્વેજણ આ સ્થિતિ જોઇ દિંગમુઢ બની ગયા હતા. કોઇપણ કાંઇ બોલ્યું નહિ ત્યારે પાછો તે બોલવા લાગ્યો. "તમો કેમ કાંઇ બોલતા નથી. જો તમો તમારા વિચાર નહિ જણાવો તો કોઇ જણાવશે. ? હું તમારા અભિપ્રાયો જાણવા માંગુ છું, પણ આપણું ભલું કયા માર્ગે છે. તે વિચારીનેજ પોતાનો અભિપ્રાય આપશો."

"જો કે હું કુંવરપાળના મુદ્દાઓને સંપુર્ણ રીતે સમજી ચુકયો છું; પણ મારા મત પ્રમાણે તો આપણે દેશ ઉપર કુરબાન થઇ જવું જોઇએ." એક યુવાને કહ્યું.

"દોલતસિંગ તમો યુવાન છો. તેથી આવા કુરબાન થવાના વિચારો દર્શાવો છો, પરંતુ હમણાં સુધી ઓછી કુરબાની આપવામાં આવી નથી; પણ દિવસે દિવસે આબાદીના બદલે બરબાદીજ આપણા ભાગ્યમાં લખાયલી જોવાય છે; પણ જો જીંદગી છે તો પછી પણ આપણે

કાંઇ કરી શકીશું, હાલ સમય નથી; માટે આપણે હમણાં જે કાંઇ કરીશું તેમાં નિષ્ફળતા વગર અન્ય કાંઇ પણ મળનાર નથી. રાણાએ પોતાની મૂર્ખતાના કારણે શાહજાદા સાથે દગો રમી પોતાનો પોતાના હાથે નાશ હોરી લીધો છે, સત્ય રીતે તો '**વિનાશ કાળે વીપરિત બુદ્ધિ**' તે રાણાને બરાબર બનએસ્તું થઇ ગયું છે." જવાહીરસીંગ જે રાજ્યનો નામાંકીત અમીર હતો તેણે કહ્યું.

પોતાના મતને આમ સર્વેને મળતા જોઇ કુંવરપાળ નામે નગર શેઠે ગર્વમાં ફુલાતા ફુલાતા કહ્યું "આપણે કોઇપણ પ્રકારે સુલેહ થશે એ માનવું અસંભવિત નહિ પણ આકાશપુષ્પ સમાન છે. રાણાને મેં ઘણીવાર સલાહ કરવા સમજાવ્યા, ઘણા પ્રયત્નો કર્યા પણ સર્વે નિષ્ફળ ગયા છે; તે મરવાનું કબુલ કરે છે; પણ સુલેહ કરવાનું કબુલ કરતો નથી. સત્ય રીતે તો તે મરી જશે ને બીજાઓને મારતો જશે."

"હા. વાત સત્ય છે." પાંચ છો જણાં સાથે બોલી ઉઠયા.

"આટલા માટે જો રાણો સલાહ કરવા તૈયાર નથી, તો આપણે દેશ તથા નિર્દોષ પ્રજાની સલામતી માટે સલાહ કરવી જોઇએ; અને આ બાબતની આપણે શાહજાદાને હમણાંને હમણાં ખબર આપી દેવી જોઇએ, અને તેના સંબંધમાં મારી યોજના પ્રમાણે કામ કરવામાં આવે તો સર્વે વાના સારાજ થશે."

"તે યોજના શી છે!" એક અવાજ.

ત્યાર પછી તેઓ ધીમાં ધીમાં એક એકના કાનમાં કાંઇ કહેવા લાગ્યો; અને સર્વે એ શી વાત કરી તે આપણે આગળ જોઇશું. પરંતુ તેઓ સર્વે એકમત તથા તે ઉપર કબુલ થયા હોય તેમ સ્પષ્ટ જણાતું હતું.

આમાં "**વિનાશ કાળે વિપરિત બુદ્ધિ**" કોની?" રાણાની કે આ સલાહ કરવા માગનાર માણસોની તે આગળ સિદ્ધ થશે.

---

## પ્રકરણ ૩૭ મું.

### કેર અને ભર.

રાત્રિના બાર વાગી ગયા છે અને એક વાગ્યાની તૈયારી છે; ચિતોડગઢમાં ઘણાં નગરજનો આરામની નિંદ્રા લઇ રહ્યા છે; તો કેટલાક ચિન્તાના કારણે પલંગોમાં આમ તેમ પાસા બદલવા છતાં પણ નિંદ્રા કેમે કરી આવતી નથી. આવીજ હાલત ચિતોડના રાણાની હતી. તેના મગજમાં એવા તો વિચારો ઉદ્ભવી રહ્યા હતા કે તેને નિંદ્રા પરહરી ચાલી ગઇ હતી. આખરે તે થાક્યો. ઉભો થયો પોતાના ખંડમા આમ તેમ ફરવા લાગ્યો; પણ કાંઇ શાંતિ જણાઇ નહિ કે તરત તેણે એક દાસીને બોલાવી શમશીરજંગને બોલાવી લાવવા હુકમ કર્યો. રાણાનો હુકમ થતાં દાસી ચાલી ગઇ અને થોડા સમય પછી શમશીરજંગે આવી સલામ કરીને કહ્યું. "મહા પ્રતાપી રાણાશ્રી, અબ ઘડીએ દાસને કેમ યાદ કરવામાં આવ્યો છે."

"શમશીરજંગ મને આ મોગલોનાજ વિચારો થયા કરે છે; જો કે આપણે બીછાવેલી કપટજાળમાં શાહજાદો બરાબર સપડાયો છે. આપણે આપણા કિલ્લાને મજબુત કરી લીધો છે; તથા કેટલાક પહાડી અને જંગલી માણસોને પણ સૈન્યમાં ભરતી કરી આપણું બળ મજબુત બનાવ્યું છે, એટલુંજ નહિ પણ દગલબાઝ પાપીણી કમળાને તેમના પંજામાંથી મુકત કરાવી લાવ્યા છીએ; પણ હવે પછી શું થશે તે મને કાંઈ સમજાતું નથી. કારણ સંધ્યાકાળ પહેલાં મને એવા ખબર મળ્યા છે કે ચિતોડમાં કેટલાક લોકો બળવો કરવા માંગે છે." રાણાએ પોતાની મુશ્કેલી જણાવી.

"શ્રીમાનને તેના ઉપર વિશ્વાસ આવે છે ?"

"પહેલ વહેલા તો મેં તે વાત ઉપર ધ્યાન સરખું પણ ન આપ્યું, પણ પાછળથી વિચાર કરતાં મારૂં અંતઃકરણ કબુલ કરે છે કે વખતે બળવો ફાટી નીકળે તો આપણે શું કરવું, કારણ મને આ પણ ખબર મળ્યા છે કે ચિતોડગઢના કેટલાક આગેવાન ગણાતા માણસોએ સલાહ કરી બળવો જગાડવા ઠરાવ કરી લીધો છે; સાથે મને ગાદી ઉપરથી ઉઠાવી મુકી પાપીણી કમળાને રાજ્ય ગાદી આપવા માંગે છે.

"જો એ વાત સાચી હોય તો તેવું કરવા ધારનારનું મૃત્યુજ પાસે આવી લાગ્યું છે, કોઇની પણ શી તાકાત છે. આ શમશીર-જંગના હાથમાં તલવાર છે ત્યાં સુધી તો આપના તરફ કોઇપણ એક આંખ ઉઠાવીને પણ જોઇ શકે તેમ કોઇ નથી."

"હા તે વાત સત્ય છે, પણ પ્રજાનો બળવો આપણને આફત સમાન છે, મને તો લાગે છે કે ચિતોડનું ભાગ્ય બદલાઇ ગયું."

"શ્રીમાન, તમો તે વાતની ચિન્તાજ ન કરો, એ સ્વદેશ શત્રુઓને પકડી પકડી '**કર અને ભર**' ના નિયમાનુસાર તેમના મસ્તકો ઉડાવી દેવામાં આવશે, પણ હા. તે સ્વદેશ શત્રુઓના નામો પણ શ્રીમાનના જાણવામાં આવ્યા હશે ?"

"નહિ, નામો તો જાણવામાં આવ્યા નથી."

"ત્યારે તો કિલ્લાનો બંદોબસ્ત કરી આ વાતની ખાસ તપાસ કરવી જોઇએ કે આમાં કોણે કોણે ભાગ લીધો છે."

"અલબત તે જાણવાની ખાસ આવશ્યકતા છે."

"પણ હા, તે સ્વદેશપાપીઓ મારી જગ્યાએ કમળાને ગાદીએ બેસાડવા માંગે છે, તો તેને અત્રે પકડી લાવો કે મારા હાથે તેનું મસ્તક અલગ કરી મારૂં બળતું કાળજું શાન્ત કરૂં" રાણાએ ક્રોધમાં કહ્યું. પણ તમો ન જાઓ; તમારી સાથે મારે કેટલીક મસલત કરવી છે; હું મારા મહેલના સેવકોને મોકલું છું." શમશીર જંગને જતાં જોઇ રાણાએ તેને પાછો બોલાવતાં કહ્યું.

o o o

રાણાએ બીજા માણસોને કમળાના કતલ કરવા મોકલ્યા ત્યારે કમળા જે કેદખાનામાં હતી, ત્યાં બીજીજ ઘટના બની રહી હતી. કમળાને એક ભોંયરામાં પુરવામાં આવી છે; ત્યાં એક સાદડી ઉપર બેઠી બેઠી પોતાના ભાગ્ય ઉપર વિચાર કરી રહી છે; તેને ખાતરી થઇ ગઇ હતી કે હવે ટુંક સમયની હું મહેમાન છું, પણ તેના માટે તે દિલગીર નહતી. મૃત્યુની તેને ચિન્તા નહતી. ચિન્તા હતી તો માત્ર શાહજાદાની. તેનું અંતઃકરણ પોકારી રહ્યું હતું કે—

"તમન્ના દીલકી અય પારે ફલક કુછતો નીકલને દે;
અરે! ઝાલીમ ન આએંગે કભી હમ ફીર જવાં હોકર."

પણ લાચાર હતી. સામાં એક ગોખલામાં દીવો બળી રહ્યો હતો. કમળા ઉપર આ આફત એવા પ્રકારની આવી પડી હતી કે દુઃખ ઉપર દુઃખ હતું, આહ તોબા કરતી હતી અને ફરિયાદ પણ ફરિયાદ કરતી હતી, કારણ આ તેજ કમળા કે ચિતોડની સૌંદ-

ર્યદેવી છે કે જેના માટે મોટા મોટા મરતા હતા, જેના સૌંદર્યનો મહિમા ચારે દિશાએ ગુંજી રહ્યો હતો, જેને રાણો એકપળ પણ પોતાથી અલગ કરતો નહતો; જેના એક ઇશારા ઉપર હજારો દાસ દાસીઓ પ્રાણ પાથરવા તૈયાર રેહતા હતા. તેજ કમળા આજે નિરાધાર અવસ્થામાં એક ફાટેલી ચટાઇ ઉપર નિરાશ થઈ અરમાનભરી બેઠી છે.

આ સર્વે પ્રેમનોજ મહિમા છે. પ્રેમે કોણ જાણે હમણાં સુધી કેટલાને હાલ હવાલ બનાવ્યા હશે. કોણ જાણે કેટલા સૌંદર્યમય પુષ્પોને ધૂળમાં રગદોળી નાંખ્યા હશે. તેના દરબારમાંથી કયસને મજનુનો ઇલ્કાબ મળ્યો, અને જંગલમાં ભટકાવ્યો. પ્રેમ ! આ તારીજ શૈકિત હતી કે ફરહાદે **શીરીં**, **શીરીં** કહતાં પર્વતને તોડી નાંખ્યો. ઝુલીખાને તખ્ત ઉપરથી ઉતારી નાંખી. ધૂળમાં રગદોળી, તેમાંના તે પ્રેમના નાશમય જવાળાનો આતો માત્ર એક નાનો સરખો નમુનોજ છે. કમળા વિચારમાં ને વિચારમાં નિશ્વાસો નાંખતી રડતી અને આકાશ ન જોઇ શકતી પણ મસ્તક ઉંચુ કરતી. છેવટ તે બોલવા લાગી.

“ અફસોસ ! હું અત્યંત હતભાગીણી છું. જગતમાં મારાથી અધિક કોઇપણ અરમાનભરી નહિ હોય. હાય ! સર્વે જગ્યા બદનામ થઈ ગઇ; સર્વે કાંઇ કર્યું પણ હાય સર્વે નકામુંજ ગયું; હાય હવે તો જોવાનું રહ્યું કે—

દેખીયે કરતી હય રૂસ્વાએ ઝમાના કયા કયા,
મુજકો યે ચાલ મેરી, તુજકો યે સુરત તેરી.

હવે તો—

સબ્રો તાકત તો કભીકે કુચ યાસે કર ચુકે;
અબ વીદાએ નંગ હય ઔર રૂખ્સતે નામુસ હય.

જગત આ સર્વે ઉત્પત્તિનું કારણ સમજે છે, પણ તેમને ખબર નથી કે—

નાહક નહીં જો અપને કો રૂસ્વા કરે કોઇ;
દીલહી ન બસમેં હોવે તો ફીર કયા કરે કોઇ.

જો દીલ કાબુમે હો તો કોઇ રૂસ્વાએ ઝમાં કયું હો;
ખલીશ કયું હો, તપીશ કયું હો, કલક કયું હો,
ફુંગા કયું હો.

મેં તો મારો પ્રેમ સંતાડવા ઘણું કર્યું, પણ લાચાર ! હાય

સત્ય છે કે—

મયે તો રાઝે દીલ છુપાલું, પર છુપા રહેને ભી દે,
જાનકી દુસ્મન યે ઝાલીમ, આંખ લલચાઇ હુઇ.

અને

કયા બુરી શય હય યે ઝાલીમ, આંખ લલચાઇ હુઈ;
ખુલ ગયા રાઝે મહોબ્બત, સખ્ત રૂસવાઈ હુઇ.

સત્ય છે કે—

પોશીદા ગર રખે કોઇ ચાહત તો કયા મજાલ;
છુપતી નહિ હય આંખ કીસી પર લગી હુઇ.

આમજ હું લાચાર બની. જેને ચાહું છું, તે મારાથી અલગ થયો છે; અને આવીજ રીતે નાશાદ નામુરાદ ચાલી જઇશ. રાણાથી આશા નથી કે મને તે મુકત કરે. તે તો પ્રાણનો પ્યાસો છે. મને તાજુબીતો આ છે કે હમણાં સુધી મને શા માટે જીવતી રાખવામાં આવી છે. મારે કોઇનો શા માટે વાંક કહાડવો જોઇએ. મેં જે કર્યું તેનું ફળ હું ભરૂં છું. કર **અને ભર** કહેવત સત્ય છે. ચંપા પ્રિય ચંપા. તું પણ મારી પાસે નથી. કે મને ધીરજ આપે. મારા આસુંડા લુછે. નિર્ભાગી કમળા! તારા પ્રેમી સુલતાનની કેવી હાલત હશે. હાય ! તેમના છેલ્લી વારના દર્શન પણ થવાં દુલભ બની ગયા. શું મને આમજ મારી નાંખવામાં આવશે ! હાય શાહજાદા !

આટલું કહેવા પામી હતી કે કોઇનો પગરવ થયો. સાવધાન થઈ જોવા લાગી. તેને લાગ્યું કે યમ તેને લેવા આવી ગયો, એક વ્યકિત કાળા લુગડામાં લપેટાઇ ધીમાં ધીમાં કમળા તરફ ચાલી આવતી હતી. કમળાનું નાનું સરખું દિલ ધડકવા લાગ્યું. આવનાર કમળા પાસે આવી થોભી ગયો, અને કમળાને ધભરાતી જોઇ બોલ્યો, " કમળા ધભરાવો નહિ. ડરવાનું કારણ નથી. હું કહું તે ધ્યાન પુર્વક સાંભળો.

" પણ તમો છો કોણ ?" કમળાએ ધભરાતા કહ્યું.

" તમારૂં ભલું ચાહનાર. "

" એટલે નામ. "

" મારૂં નામ દોલતસિંહ. "

" કોણ મહાપાલસિંગના પુત્ર ? તે તો ચિતોડના આબરૂદાર સરદાર છે. "

" હા. આપે સત્ય કહ્યું. "

" તો તમો અત્રે કેમ આવ્યા છો. "

" હું કહું તેના ઉપર અમલ કરશો. "

" હા. જો યોગ્ય હશે. "

" જુવો સાંભળો. તમારા કેદ થવાથી આખા શહેરમાં બેચેની પ્રસરી ગઈ છે; કારણ આ વાત નિર્વિવાદ છે કે એક દીવસ ચિતોડ ઉપર મુસલમાનોનો ચિતોડને તલવારના બળે સર કરશે ત્યારે શું કરશેઃ તે વિચાર ગભરાવી નાંખે છે, કારણ અમારી કન્યાઓ મુસલમાનોના નીકાહમાં જશે, અમારી સ્ત્રીઓ તેમની દાસીઓ બનશે. શું તમો નથી જાણતા કે શાહજાદા સાથે દગો રમવામાં આવ્યો છે, આથી મુસલમાનોનો દરેક સૈનિક ક્રોધમાં રાતો પીળો થઈ રહ્યો છે. આથી શહેરના મોટા મોટા આગેવાનોએ આ ઠરાવ કરી લીધો છે કે રાજાને પદભ્રષ્ટ કરી તમોને ચિતોડની ગાદી ઉપર બેસાડવામાં આવે. બોલો આપનો શો વિચાર છે. "

દોલતસિંગનું આવું બોલવું સાંભળી કમળા વિચારમાં પડી ગઈ. થોડા સમય પછી બોલી " આથી શું મારા પ્રાણ બચી જશે ! એમ થાય ત્યાં સુધી હું જીવતી રહીશ ? "

" કેમ નહિ ? "

" કારણ તે બનવુંજ મુશ્કેલ છે, તે પહેલાં તો મને કતલ કરવામાં આવશે. "

" નહિ. તેમ કદાપિ બની શકશે નહિ; કારણ શાહજાદાને આ વાતની ખબર આપી દેવામાં આવી છે; અને ઘણા ભાગે તેનું સૈન્ય ચિતોડની લગોલગ આવી પણ ગયું હશે, તે તમોને બચાવી લેશે, પણ અત્રે તમારૂં રહેવું જોખમ ભરેલું છે. "

" હા. હું પણ તે સમજુ છું. "

" મારા ઉપર વિશ્વાસ લાવી મારી સાથે ચાલો. તમોને હું શુભ માર્ગે લઈ જવા સારૂં અત્રે આવ્યો છું. "

દોલતસિંગનું આવું બોલવું સાંભળી પાછી કમળા વિચારમાં પડી ગઈ, અને વિચાર કરવા લાગી કે " શું હું મારી સામા રાણાને પદભ્રષ્ટ થવા દઉં, અને હું ગાદી ઉપર બેસું ? પણ જો તેમ ન કરૂં તો શું રાણાના પ્રાણ બચી જશે ? નહિ કદાપિ નહિ; કારણ શાહજાદો જરૂર ચિતોડ સર કરશે. રાણો કતલ થશે કે કેદ થશે; પણ જો દોલતસિંગની સલાહ પ્રમાણે ચાલું તો ચિતોડનું જે ઘમસાણ નીકળી જવાની ધાસ્તી છે; એટલુંજ નહિ પણ જો શાહજાદો ગુસ્સામાં

તેમ કરે તો સ્વાભાવિક છે, કારણ તેની પાસેથી મને ઉઠાવી લાવ અને દગો કરવો તે સાધારણ વાત નથી."

"કમળા. કમળા. શું વિચાર કરો છો. અમુલ્ય સમય દરવ ન કરો, ચાલો ઉભા થાઓ."

દોલતસિંગનો આગ્રહ જોતાં કમળા ઉભી થઇ ગઇ. અ દોલતસિંગની પાછળ પાછળ ચાલી ગઇ. કુદરતે પોકાર્યું કે ક અને ભર.

કમળા તથા દોલતસિંગને ગએ થોડોકજ સમય થયો હતો રાણાએ મોકલેલા માણસો ત્યાં દાખલ થયા, પણ કમળાને ન જો દિગમૂઢ થઇ ગયા. ચારે બાજુ ઘણી તપાસ કરી પણ કાંઇ પત્તો લાગવાથી ઉતાવળા ઉતાવળા રાણાને ખબર આપવા દોડી ગયા.

* * * * *

આ બાજુ કમળાને લેવા માણસ પાછા ગયા ત્યારે તે સમ પહેલાં શાહજાદાએ પોતાના સૈન્યને ચિતોડ ઉપર હુમલો કરવા હુકમ આપી દીધો હતો. મોગલ સૈન્ય દગાનો બદલો આપવા અને રાણાને 'કર અને ભર' નો પાઠ આપવા પુરપાટ ચિતોડ તરફ ચાલ્યા આવતા હતા. ત્યારે ચિતોડમાં અન્યજ બનાવ બની રહ્યો હતો.

કોઇ એક વ્યક્તિ સંતાતી લપાતી ચિતોડના મોટા મંદિ તરફ જતી દેખાતી હતી તે મંદિર પાસે આવી ઊભી ગઇ અને ચારે બાજુ જોવા લાગી પણ કોઈ ન દેખાવવાથી તે મંદિરની ભીંત ઉપર ચઢવા લાગી. અને મંદિરની દિવાલ ઉપર બનાવેલી મૂર્તિએ ઉપર પગ મૂકતી તેના આસરે મંદિરના ઘૂમટ ઉપર આવી પહોંચી. અને પોતાના ખીસામાંથી એક ગોળો કાઢી એક જામગરી જેવું દેખાતું ઉકેલતી ઉકેલતી પાછી નીચે ઉતરવા લાગી; જ્યારે તેનો છેડો આવ્યો કે તે પાછી થોભી ગઇ અને પોતાના ખીસામાંથી ચકમક કાઢી તેને અફળાવવા લાગી કે તરત તે દોરી સળગી ગઇ; અને ત્વરિત ગતિએ ઘુમટ પાસે જવા લાગી. તે જામગીરી મુકનાર તેના કરતાં પણ જલ્દી નીચે ઉતરી એક બાજુ સંતાઇ ગઇ કે જામગરી સળગતી સળગતી ગોળા પાસે જઇ પહોંચી, કે એક ઘણો ભારે અવાજ ગોળો ફાટવાથી થયો. તેના અવાજથી આખું શહેર ગુંજી ઉઠયું. ગોળાના અવાજને થોડો પણ સમય થયો ન હતો કે આખા ચિતોડમાં હોહાકાર મચી ગયો શહેરના સર્વે દરવાજા ઉઘાડી નાંખ-નાખવામાં આવ્યા, અને ચારે બાજુથી માણસો ઉઘાડી તલવારો લઈ રાણાના મહેલ તરફ જવા લાગ્યા.

" આ શોરબકોર શાનો છે ?" રાણો જે પોતાના દીવાનખાનામાં શમશેરસિંગની સાથે બેઠો હતો તેણે પ્રશ્ન કર્યો.

" કોણ જાણે શું છે. "

એટલામાં કમળાને લાવવાને માણસો ગયા હતા તેઓએ હાજર થઇ ગભરાતાં કહ્યું. "શ્રીમાન મહાન પ્રતાપી રાણા કમળા કેદખાનામાં નથી. "

" હેં ! શું નથી ? ક્યાં ગઇ ? શું નાસી ગઇ કે કોઇ ઉપાડી ગયું ? " રાણાએ તાજુબ થતાં કહ્યું.

" મહારાણા સાવધાન. બલવાખોરો મહેલ તરફ આવે છે. ગામમાં બળવો થઇ ગયો " બીજા કેટલાક માણસોએ આવી રાણાને કહ્યું.

આ ખબરો સાંભળતાંજ રાણો ગભરાઇ ગયો. તેને શું કરવું તેની કાંઇ સમજ પડી નહિ. અને ગભરાટમાં બોલી ઉઠ્યો કે " શમશીરસીંગ શું કરશું. "

" ગભરાઓ નહિ. આપણા સૈન્યથી એમને શીખવી દઉં છું કે આનું નામ છે **કર અને ભર.** " કહેતાં **શમશીરસિંગ** ચાલ્યો ગયો, અને માત્ર પા કલાકમાં સૈન્ય લઇ રાજમહેલની રક્ષા કરવા આવી ઉભો રહી ગયો.

હવે શું હતું ? અરસ્પરસ તલવારો ચલાવવા લાગ્યા. બરાબર બે કલાક સુધી યુદ્ધ ચાલ્યું, તેમાં બળવાખોરોનાં અર્ધાં માણસો માર્યાં ગયાં, **શમશીરસિંગ** બળવાખોરોને કાપતો કાપતો જ્યાં કમળા હતી ત્યાં જઇ પોહચ્યો. અને કમળાને જોઇ લલકારીને કહ્યું કે "હે કુટુંબ કલંકિત ! તારે રાજ્ય ચલાવવું છે; પણ તેનો તને હમણાંજ સ્વાદ ચખાડું છું " કેહતાં **શમશીરસિંગે** તેના ઉપર હુમલો કરી દીધો. પણ કમળા સાવધાન થાય તે પહેલાં એક ખુણામાંથી એક સાધુએ નીકળી તલવારનો એવો એક વાર કર્યો કે **શમશીર-સિંગની** તલવાર અધરજ રહીને તેનું મસ્તક જમીન ઉપર કમળાના ચરણોમાં દંડવત નમસ્કાર કરવા લાગ્યું. ને તે સાધુ કમળા પાસે આવી ઉભો રહી ગયો, અને તેની રક્ષા કરવા લાગ્યો. તેટલામાં બીજો સાધુ પણ હાજર થઇ ગયો. અને કમળાનો બચાવ કરવા લાગ્યો.

સવાર થવા આવી હતી. યુદ્ધ બરાબર ચાલી રહ્યું હતું. અજ-વાળું થતાં બન્ને હરીફો બરાબર વઢતા હતા; પણ જ્યારે અજવાળામાં

બળવાખોરો બરાબર ઓળખાવવા લાગતાં રજપુત સૈન્ય તેમને વીણી વીણી કતલ કરવા લાગ્યું; અને સમિપ હતું કે બળવાખોરો નાસી જાય કે એકદમ આખા શહેરમાં "અલ્લાહો અકબર"ના અવાજો થવા લાગ્યા. આ શત્રુઓના હૃદયને વીંધી નાખનાર અવાજ સાંભળતાંજ દોલતસિંગ બોલી ઉઠયો કે "બહાદુરો તમારો બહાદુર શાહજાદો તમોને દુઃખમાંથી મુક્ત કરવા આવી પહોંચ્યો. જુવો અલાહો અકબરના અવાજો થઇ રહ્યા છે, ઇસ્લામી સૈન્ય આખા ચિતોડગઢમાં પ્રસરી ગયું હતું, અને જે કોઇ સામો મુકાબલો કરતો તેના બે કકડા કરી ફેંકી દેવામાં આવતો હતો; અને જે રક્ષણ માંગતું તેને તરત સલામતીના સ્થળે પહોંચાડી દેવામાં આવતો. શાહજાદો ઘણા ગુસ્સા સાથે હુમલો કરી રહ્યો હતો, અને એક એક હુમલામાં દસ દસ રજપુતો તથા મરેઠાઓને ભાજીમૂલાની માફક કાપ્યે જતો હતો. જોતજોતામાં રાણાના અર્ધા સૈન્યનો નાશ થઇ ગયો, રજપુતોના દિલ તુટી ગયા, અને નાસવા લાગ્યા સાથે અમાનની ઝંડી હલાવવા લાગ્યા કે તરત શાહજાદાએ પોતાના સૈન્યને રોકી લીધું.

સર્વેને અમાન આપતો આપતો શાહજાદો રાજ્ય મહેલમાં જઇ પહોંચ્યો. ત્યાં જઇ જોતાં તે તાજુબીમાં ગરકાવ થઇ ગયો કે એક લાશને કમળા વળગીને ઝારઝાર રડી રહી છે. જ્યારે શાહજાદો તેની પાસે ગયો કે તરત કમળા ઉભી થઇ ગઇ.

"કેમ કમળા આનંદમાં તો છો ને! આ લાશ કોની છે?" શાહજાદાએ કમળાને કહ્યું.

"આ મારા પિતા ચિતોડપતિની છે."

"આ રાણાની લાશ છે. કોણે કતલ કર્યા?" શાહજાદાએ દિલગીર થતાં કહ્યું.

"આ હતભાગિણીના હાથે."

"તમે કતલ કર્યા! અને પાછા રડો છો કેમ?"

"શું તેઓ મારા પિતા નહોતા!"

"ત્યારે તમે કતલ કેમ કર્યા?"

"પ્રેમે મને તેમ કરવા લાચાર બનાવી."

"હું તમારા આ પ્રેમનો ઉપકાર માનું છું." શાહજાદાએ કમળાનો હાથ પકડતાં કહ્યું. ત્યાર પછી રજપુતોને બોલાવી હુકમ કર્યો કે આ રાણાના શબને સંપૂર્ણ માન સહિત છેલ્લા ધામે પહોંચાડો કહી શાહજાદો તથા કમળા ત્યાંથી ચાલ્યા ગયા.

# પ્રકરણ ૩૮

## આનંદ. આનંદ. આનંદ.

ચિતોડગઢ ઉપર શાહજાદાનો કબજો થતાં ચારે બાજુ આનંદ તથા ખુશાલીની ઉજવણી થવા માંડી. કારણ જેમ પહેલાં રજપુતો ઠામે ઠામે જનસમાજને ઉત્સાહિત કરવા તથા પોતાને મદદ કરવા માટે બેહકાવતા હતા કે મુસલમાનો ચિતોડ ઉપર કબજો કરતાં આખા ગામમાં લુટફાટ ચલાવશે. કુંવારી કન્યાઓને મુસલમાનો લુંડીયો બનાવશે બીજી સ્ત્રીઓને દાસીઓ બનાવશે, મંદિરોનો નાશ કરશે વિગેરે, પણ શાહજાદાએ આણ ફેરવી દીધી હતી કે "દરેક માણસને પોતાના વિચાર પ્રમાણે દરેક ધાર્મિક કે સંસારિક રીતે રિવાજો પાળવાની સંપુર્ણ છુટ છે. તેમને કોઇપણ પ્રકારની હરકત પહોંછાડવામાં આવશે નહિ."

આથી પહેલાંની માફક હિંદુ જનસમાજ મંદિરોમાં જતા અને દર્શન કરતા, પણ જો કાંઈ નવિન જણાતું હતું તો તે આજ હતું કે પહેલાં અઝાનનો અવાજ સંભળાતો નહતો. તે હાલમાં સંભળાવવા લાગ્યો. મહાન શહેનશાહ ઔરંગઝેબ પણ ચિતોડ ફતેહ થવાના સમયેજ આવી પોહચ્યો હતો, અને તેમને આવવાને આજ આઠ દીવસ પણ થઇ ગયા છે, અને વધુ સમય રોકાય તેમ ન હોવાના તેમણે આજે દરબારે આમ ભરવાનો હુકમ આપ્યો છે. આથી બીજા દીવસો કરતાં આજે ચિતોડમાં વધુ ધામધુમ જોવામાં આવે છે દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે દુકાનો તથા મકાનો શણગારવાના કામમાં લાગી ગયો છે. સ્થળે સ્થળે ધજાઓ બાંધવામાં આવી છે.

જનસમાજ દરબારમાં જવાની તૈયારીઓ કરી રહ્યો છે દરબારનો સમય ચાર વાગ્યાનો રાખવામાં આવ્યો છે, તો પણ માણસો બે વાગ્યાથી જવા લાગ્યા છે, અને ભિન્ન ભિન્ન પ્રકારના વાર્તાલાપ કરી રહ્યા છે.

"દલિપસિંગ સત્ય રીરે તો ચિતોડ આજે અવનવુંજ દીસે છે. સાચું બોલજો આવી રોનક કોઈ વખતે પહેલાં જોઈ હતી."

"જશવંતસિંગ કેવી વાતો કરો છો. તમો જાણતા હશો કે આજે દિલ્હીના મહાન શહેનશાહ આલમગીર અત્રે પધારેલા છે; અને તેમના ચરણોની આ સર્વે બરકત છે."

" શું સત્ય કહો છો."

" સત્ય નહિ તો શું અસત્ય "

" જોઇએ છીએ આજે દરબારમાં શું બને છે."

" આપણાં રાજકુવંરીને તખ્ત ઉપર બેસાડવામાં આવશે."

" મેં તો સાંભળ્યું છે કે આપણો રાણો કમળાના હાથે માર્યો ગયો."

" કમળાએ કેવી રીતે કતલ કર્યો. મને તો તાજુબી થાય છે. શું સત્ય કહો છો!"

" હા.

" તે કેવી રીતે! મને સમજાતું નથી."

" કેવી રીતે સમજે! એમાં એક ભેદ છે."

" તે શો?"

" રાજાઓના ભેદો કાંઇ જાહેર કરવામાં આવે છે કે!"

" મને કહેવામાં શો વાંધો છે. હું તો કોઇને નહિ કહી દઉં."

" કુંવરી કમળા શાહજાદા ઉપર આશક છે. તેટલા માટે તેણે તેમ કર્યું."

" ત્યારે આજે શું શાદી પણ કરી નાંખશે.

" તે હું શું જાણું. પણ જુવો પેલા સરદાર ઉદેસિંગ આવી રહ્યા છે." તે જોઇ બન્ને જણા છાના માના ચાલવા લાગ્યા, અને દરબારમાં પોહચી ગયા. ત્યાં મહાન શહેનશા આલમગીર તખ્ત ઉપર બિરાજમાન છે. તેની જમણી બાજુ શાહજાદા મહમદ સુલતાન કુંવરી કમળા તથા બીજા સરદારો બેઠેલા છે, ત્યારે ડાબી બાજુ ચિતોડના મોટા મોટા આબરૂદાર અને નામાંકિત નગરશાનો શોકતથી બેઠેલા છે.

જ્યારે દરબારમાં સર્વે આવી ગયા, ત્યારે ઔરંગઝેબ સર્વે ઉપર એક નજર નાંખી કહ્યું. " હે! ચિતોડનાં સજ્જનો! તમોને ખબર છે કે મારો શાહજાદો મહમદ સુલતાને ચિતોડ સર કર્યું છે, અને તેમાં તમોએ જે મદદ કરી છે, તેના માટે હું તમારા સર્વેનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું. રાજાએ બળવો કર્યો તેની તેને સજા તેની પુત્રિ કમળાના હાથે મળી ગઇ ને તે માર્યો ગયો, અર્થાત હવે તમો મારી પ્રજામાં ગણાવવા લાગ્યા છો. આથી મારે તમોને તેવાજ હકો આપવા જોઇએ કે જેટલા મારી બીજી પ્રજા ભોગવી રહી છે. અર્થાત તમો આ વાતના હકદાર છો કે જેમ રાણાના

સમયમાં તમોને જે જે હકો હતા, તે સર્વે આપવામાં આવે છે સાથે તેમાં તમારા ધાર્મિક રીત રિવાજો સંપૂર્ણ સ્વતંત્રતા સાથે અદા કરી શકો છો. હું ચિતોડને ખાલસા કરવા માંગતો નથી. આથી ચિતોડની ગાદી કુંવરી કમળાને આપવામાં આવે છે. સાથે મહીપાલસિંગ અને તેમના પુત્ર દોલતસિંગે આમાં સારો ભાગ લીધો છે, માટે મહીપાલસિંગને વડા પ્રધાનની પદવી આપવામાં આવે છે ત્યારે તેમના પુત્રને સૈન્યખાતાના પ્રધાનની જગ્યા અર્પવામાં આવે છે. હું આશા રાખું છું કે કમળા પોતાની પ્રજાની સંભાળ રાખવામાં કોઇ પણ પ્રકારની ન્યુનતા રાખશે નહિ. અને સર્વેને એક નજરે જોશે, અને પ્રજાના દુઃખો દુર કરવા હમેશાં તૈયાર રહેશે. આથી રાજ્યના દરેક હોદ્દેદારો વગેરે કમળાને વફાદારીથી પોતાની સેવાઓ આપશે, પરંતુ જો કોઇ કમળાનાં હુકમનો અનાદર કરશે, તેને શાહી ફોજ બરાબર નસીહત કરશે તે યાદ રાખવું. હવે હું આ વાતની ચિંતામાં છું કે આ ફતેહની ખુશીમાં શાહજાદાને શું આપું?"

"આપના તરફથી શાહજાદાને જે આપો તે ઓછું છે." અબ્દુલ્લાએ પોતાની જગ્યાએ ઉભા થઇને કહ્યું.

"હા. હું તેનાજ વિચારમાં છું: કે તેને આ સેવાના બદલામાં શું આપું. જો કે તે આખા રાજ્યનો માલિક તો તેજ. આથી હું તેને એવી વસ્તુ આપવા માંગું છું કે જેની કીમત ન હોય. અમુલ્ય હોય." શહેનશાહ ઔરંગઝેબે અબ્દુલ્લા સામાં જોઇ કહ્યું.

"નામદાર! શાહજાદા મહમદ સુલતાન આ કામના બદલામાં એક વસ્તુની આશા રાખે છે."

"તે કઇ વસ્તુ છે. કહો. હું વગર જાણે, કબુલાત આપું છું કે તમો કહેશો તે વસ્તુ તેને આપવામાં આવશે." શહેનશાહ ઔરંગઝેબે આનંદી થતાં કહ્યું.

"આપ હજુને યાદ હશે કે આપે ફરમાવ્યું હતું કે ચિતોડ-સર કર્યા પછી શાહજાદા મહમદ સુલતાન સાથે અખ્તરજહાંની શાદી કરી આપવામાં આવશે."

"હા મને યાદ છે પણ શાહજાદો આ તરફ આવ્યો તેને પંદર દીવસ થયા પછી તે કયાં ચાલી ગઇ તેનો હમણાં સુધી પત્તો નથી."

"હેં શું સત્ય છે."

"હા તેના માટે હું ઘણો દિલગીર છું. ખુદા કરેને મને તે મળી જાય." ઔરંગઝેબે કહ્યું કે તરત ત્રણ જોગી માણસોની ભીડ-માંથી નીકળી શહેનશાહ આલમગીરને સલામ કરી ઉભા રહ્યા. સર્વેની નજર તેમના ઉપર પડી.

"કહો તમો શું માંગો છો એ ઘડક કહો. તમોને સંપુર્ણ ઇન્સાફ આપવામાં આવશે" ઔરંગઝેબે કોઇ ફરિયાદ માટે આવ્યા હશે તેમ સમજી કહ્યું.

"શહેનશાહ અમારી તો કોઈ મતલબ નથી, પણ અમો અખ્તરજહાંને ખોળી લાવી એ તો આપ વચન પાળવા આનાકાની તો નહિ કરો ને." એક સાધુએ કહ્યું.

"હા, હું બીજીવાર ઇકરાર કરૂં છું કે અખ્તરજહાંનો નિકાહ અહમદ સુલતાનથી કરી દેવામાં આવશે."

આ સાંભળતાં બન્ને જોગીઓએ જરા પાછળ ખસી કફનીઓ કાઢી ફેંકી દીધી. મુખ ઉપર લગાડેલો પદાર્થ પાણીથી સાફ કરી લુગડાથી મુખ સાફ કરી નાખ્યું કે આલમગીરે પોતાના તખ્ત સામાં અખ્તરજહાં તથા તેની સાહેલી હુસ્નબાનુને જોઇ દંગ થઇ ગયો. તેને લાગ્યું કે હું સ્વપ્ન તો જોઇ રહ્યો નથી. છેવટે તેણે પોતાને સંભાળી કહ્યું "કોણ અખ્તરજહાં તું છે. અત્રે ક્યાંથી"

"હા. તે આપની દાસી અખ્તર છે."

તે પછી તેણે દિલ્લીથી નીકળી હમણાં સુધીનો ઇતિહાસ કહી બતાવ્યો. તેને સાંભળતાં સર્વે દંગજ થઇ ગયા.

ત્યાર પછી કમળાએ કાગમાં લખી કંઈ આલમગીરને આપ્યું. તે વાંચીને આલમગીરે કહ્યું "શું કમળા તમો આમાં ખુશ છો."

"પ્રાણ સાથે."

"શાહજાદા કમળા તમારા નિકાહમાં આવવા માગે છે. તમો રાજી છો" ઔરંગઝેબે શાહજાદાને પુછ્યું.

"મને મંજુર છે" શાહજાદાએ શરમાતા શરમાતાં કહ્યું.

આ સાંભળતા કમળા તથા અખ્તરજહાં બંનેને તેમની સાહેલીઓ સાથે મહેલમાં મોકલી દેવામાં આવી.

બીજા દીવસે કમળા, અખ્તરનો નિકાહ શાહજાદા સાથે ચંપાનો અબ્દુલા સાથે અને હુસ્નઆરાનો તેના પ્રેમી બશીર સાથે કરી દેવામાં આવ્યા. આ કામથી ફુરસદ મેળવી આલમગીરે દિલ્લી જવાનો વિચાર કર્યો. ત્યારે કમળાએ પણ દિલ્લી આવવા વિચાર દર્શાવ્યો. અર્થાત સર્વે આનંદે રસરોલ થતાં થતાં દિલ્લી તરફ વિદાય થયા. અને ચિતોડની વ્યવસ્થા કરવા એક અમીરને મુકતા ગયા.

## સમાપ્ત.